પ્રકારનાં પુસ્તકો શું કામ વાંચવાં તો તેને શો જવાબ આપવો ? આ પ્રશ્નનો જવાબ યથાશક્તિ આપવા પ્રયાસ કરવો એ આ ટૂંકા લેખનો ઉદ્દેશ છે.

ઉપરના પ્રશ્નનો જવાબ આપતાં અગાઉ આ વિષય પરત્વે મને અંગત શું લાગે છે તે જણાવી દઉં, કારણકે કદાચ મારી અંગત લાગણીમાં જ સંપૂર્ણ જવાબ આવી જાય.

(૧) મારું વય આશરે બારતેરનું હશે તે સમયે મારા એક વકીલને મેં એમ બોલતાં સાંભળેલા કે, નાનાસાહેબ એ ઘણો ક્રર આદમી હતો કારણકે અંગ્રેજનાં નાનાં બાળકોને તે ઊંચે ઉછાળી નીચે ભાલો ધરી મારી નાંખતો.

(૨) હિન્દના ઇતિહાસમાં અમે શીખતા કે ૧૮૫૭નો બળવો ચરબીવાળી કારતૂસોને લીધે અને તાર-ટપાલ વગેરે સુધારાઓ બાબત હિન્દીઓની વહેમભરી દૃષ્ટિને લીધે થયો. આપણી ભાષાનાં પાઠ્યપુસ્તકોમાં આ અને આવાં કારણો ઉપર ભાર મુકાતો ૧૯૩૮ની સાલ સુધી મેં જોયો છે. ૧૯૩૯ની સાલમાં નાનુભાઈ કુંવરજી દેસાઈકૃત "આપણા દેશનો ઇતિહાસ" એ પુસ્તકમાં ૧૮૫૭ના બળવા વિષે કાંઈક વિસ્તૃત ઉલ્લેખ છે, અને આશરે પંદરેક પાનાંમાં એ મહાન બનાવનાં કારણો, એના આગેવાનો, વિસ્તાર અને નિષ્ફળતાનાં કારણોની અભ્યાસપૂર્ણ માહિતી આપવામાં આવી છે. ઇતિહાસનાં પાઠ્યપુસ્તકો જોયા પછી મારી એવી દૃઢ માન્યતા થઈ છે કે, આપણા દેશનો ઇતિહાસ નવેસરથી લખાવો જોઇએ અને અત્યારસુધીની પાઠ્યપુસ્તકોની ઊણપ દૂર કરવી જોઈએ.

૧૮૯૧ની સાલમાં ગાંધીજી બેરિસ્ટર થયા પછી વકીલાત બાબતમાં સલાહ લેવા મિ. ફ્રેડરિક પિંકટને મળવા ગયેલા ત્યારે ગાંધીજીને મિ. પિંકટે કહેલું: "તારું દરદ હવે સમજ્યો. તારું સામાન્ય વાંચન બહુ થોડું છે. વકીલને તે વિના ન ચાલે. તેં તો હિંદુસ્તાનનો ઇતિહાસ પણ નથી વાંચ્યો. × × × × × × વળી, દરેક હિન્દુસ્તાનીને હિન્દુસ્તાનના ઇતિહાસનું પણ ભાન હોવું જોઇએ. આને વકીલાત સાથે સંબંધ નથી, પણ તે જ્ઞાન તને હોવું જોઈએ. હું જોઉં

હતું કે તેં કે અને મેલેસનનું ૧૮૫૭ના બળવાનું પુસ્તક પણ નથી વાંચ્યું. એ તો તુરત વાંચી જજો."*

ગાંધીજી ઉપરના અનુસંધાનમાં લખે છે કે બળવા વિષેનું પુસ્તક વાંચવાની મુરાદ દક્ષિણ આફ્રિકામાં બર આવી.

આ નાના ઉદાહરણ ઉપરથી મારે એમ દર્શાવવું છે કે મિ. પિંકટ જેવા સ્થિતિચુસ્ત (કોન્ઝરવેટિવ) પક્ષના સભ્યને પણ એમ લાગતું કે પોતાનો ઇતિહાસ અને ૧૮૫૭ના બળવા વિષેનું કે અને મેલેસનનું પુસ્તક હિન્દીઓએ અવશ્ય વાંચવાં જોઈએ. આ સલાહ ૧૮૯૧માં અપાયેલી એટલે લગભગ ૫૩ વરસ ત્યાર પછી વહી ગયાં છે. આમ છતાં અત્યારનો કેળવાયેલો વર્ગ પણ ઇતિહાસના જ્વલંત અભ્યાસની બાબતમાં કુંભકર્ણની નિદ્રા સેવતો જણાય છે. આ પરિસ્થિતિ બદલવાની જરૂર નથી?

(૩) ૧૯૩૧ની સાલમાં મને કલકત્તા જવાનો પ્રસંગ પ્રાપ્ત થયેલો ત્યારે ત્યાંનું વિક્ટોરીઆ સ્મારક જોવા ગયેલો. તે સમયે મારું જ્ઞાન ચરબીવાળી કારતૂસોમાં અને નાનાસાહેબની ક્રૂરતા પૂરતું જ હતું, એટલે ૧૮૫૭ના સંગ્રહેલા અવશેષો (ભાંગેલી તોપો, તરવારો વગેરે) શાન્ત-ચિત્તે જોઈ વળ્યો. પણ જ્યારે સ્મારકના મુખ્ય ખંડમાં વિક્ટોરીઆના ઢંઢેરાનાં અમુક યાદગાર વાક્યોને હિન્દની જુદી જુદી ભાષાઓમાં આરસમાં કોતરેલાં જોયાં ત્યારે હું મારી વિચારમૂઢતામાંથી જાગી ઊઠ્યો. મને એમ થયું કે જેટલી મહેનત આ સ્મારકનો દેખાવ કરવામાં આવી છે તેની અર્ધી મહેનત પણ હિન્દીઓનાં હૃદય જીતી લેવામાં કરવામાં આવી હોત તો હિન્દનું ભાવિ કેટલું ફરી ગયું હોત! રઞ્જનાત્ ઉચ્યતે રાજા। પ્રજાનું સુખ સાધી શકે તે રાજા એવી રાજા શબ્દની વ્યુત્પત્તિ કરવામાં આવેલી છે. પ્રજાનું રંજન છેલ્લાં નેવું વરસમાં કેટલું કરવામાં આવ્યું છે તેની સાખ આપણા ઇતિહાસનાં સામાન્ય પાઠ્યપુસ્તકો પણ રાજ્યવહીવટની વિરુદ્ધ જ આપે છે. આ રહ્યાં તે ઢંઢેરાનાં યાદગાર વાક્યો:

---

* ગાંધીજીની 'આત્મકથા. ૨૫. પાન ૧૦૯-૧૧૦; દેવનાગરી લિપિવાળી પ્રત.

" જ્યારે ઈશ્વરની કૃપાથી દેશમાં ફરી શાંતિ સ્થપાશે ત્યારે અમારી એવી હાર્દિક ઇચ્છા છે કે હિન્દુસ્તાનની કારીગીરીને ઉન્નતિ આપવી, આમજનતાને લાભ થાય એ રીતે રાજ્યવહીવટ ચલાવવો. પ્રજાના સુખ-સમાધાનમાં જ અમારું બળ સમાયેલું છે, તેમના સંતોષમાં અમારી સલામતી છે, અને તેમની કૃતજ્ઞતા એ અમારું સૌથી મોટું ઇનામ છે. સર્વશક્તિમાન પરમાત્મા અમને તથા અમારા તાબેદાર નોકરોને શક્તિ આપે, જેથી અમે અમારી આ ઇચ્છાઓ પ્રજાના હિતાર્થે પૂરી કરી શકીએ."

ઉપરનાં યાદગાર વાક્યો ઘણાં ભાવવાહી છે પણ એ વાક્યોને જરા ધીરજથી અને ઝીણવટભેર તપાસીએ તો તેમને આધારે ચાલુ રાજ્યવહીવટ સામે એક ગંભીર તહોમતનામું ઘડી શકાય એમ નથી શું? આપણા સ્વદેશભક્તોએ હકીકતોના સમર્થનથી, દાખલા-દલીલોથી, સભાઓ ભરાવીને, મહાન નૈતિક હિલચાલો શરૂ કરીને પ્રજાને જાગ્રત કરવા પ્રયાસો નથી કર્યા એમ આજને અવસરે કોણ કહેશે? આપણા સમાજના દરેક થરમાં સ્વરાજ્યની તાલાવેલી લાગી છે, પણ તેની પાછળ જે અભ્યાસ અને સામર્થ્ય જોઈએ તેની ઊણપ નથી શું? હિન્દમાં ગાંધીજીની રાહબરી નીચે શરૂ થયેલી અનેક હિલચાલો આ જાતનું સામર્થ્ય પ્રજામાં કેળવવા અને વધારવા મથી રહી છે, અને સાથે સાથે આમપ્રજામાં આ વિષેનો અભ્યાસ ફેલાવા લાગ્યો છે, પણ તે અભ્યાસ અને પ્રચારને વ્યવસ્થિત સ્વરૂપ આપવું હશે તો શાળાઓ અને વિદ્યાપીઠોએ જૂની કાર્યપ્રણાલિ છોડી દઈ કટિબદ્ધ થઈ કોઈક નવી દિશામાં પ્રયાસ કરવાની જરૂર છે. ગુજરાત યુનિવર્સિટી સ્થાપવાના જ્યારે પ્રયાસો થઈ રહ્યા છે ત્યારે માત્ર તેના ખોખાની પાછળ સમય અને ધન બરબાદ ન કરતાં તેના આત્માને પોષે એવી કોઈ સર્વાંગી યોજનાની જરૂર હરકોઈ વિચારકને જણાશે.

(૪) ૧૯૪૧ની સાલમાં Rice T. Holmesના ૧૮૫૭ના પુસ્તકનો પરિચય મને પહેલી વાર થયા પછી તે વિષયનાં બીજાં પુસ્તકોની મને પિછાન થઈ. Holmesના પુસ્તકમાં ઘણી ત્રુટિઓ હોવા છતાં તે જ્યારે મે મારા વૃદ્ધ પિતા પાસે વાંચવા માંડ્યું ત્યારે ઘણી વાર અંગ્રેજોના હાથે

હિન્દીઓ ઉપર થયેલા અનેકગણા અત્યાચારના વર્ણનથી તે સ્તબ્ધ બની જતા અને મારે વાંચન બંધ કરવું પડતું. પુસ્તક પૂરું વાંચી રહ્યા બાદ મારા પિતા કહે: "અમારાં પોણોસો વરસ એળે ગયાં; અમને તો આ વિગતોનો ખ્યાલ પણ ન હતો; અમે શાળા-કૉલેજમાં આ વિગતો શીખ્યા હોત તો કેટલો બધો ફેર પડત!"

મારા પિતાના ઉદ્ગાર તદ્દન સાચા છે. જો શાળા-કૉલેજમાં ૧૮૫૭નો ઇતિહાસ શીખ્યા હોત તો ૧૯૨૦માં જનરલ ડાયરની હિંમત અને પ્રામાણિકતાની પ્રશંસા તે ન કરત. જનરલ ડાયરનું સ્મારક જલિયાનવાલા બન્યું અને ત્યાર પછીની ૧૯૪૨ સુધીની દરેક હિલચાલમાં સત્તાધારીઓએ જે ભાગ ભજવ્યો છે તે સ્પષ્ટ બતાવી આપે છે કે અંગ્રેજ સત્તાધારી અને રાજપુરુષ ૧૮૫૭ના અત્યાચારોનું પુનરાવર્તન કરતાં અચકાય તેમ નથી અને તેઓ ૧૮૫૭ના પ્રસંગને ભૂલી શક્યા નથી.

આપણે જ આપણો ઇતિહાસ ભૂલી ગયા છીએ અને કેળવાયેલા કહેવાવા છતાં તેનો અભ્યાસ કરવાની અભિરુચિ આપણામાં નથી. આપણે સામર્થ્યહીન અને વિચારહીન જીવન ગાળતું હશે તો કોઈ આપણો ઉદ્ધાર કરી શકશે નહિ. આપણો ઉદ્ધાર આપણા જ હાથમાં છે.

અંતમાં બળવાનાં કારણો વિષે ટૂંકો ઉલ્લેખ કરી આ લેખ પૂરો કરું.

૧૮૫૭ના બળવાનાં કારણોની બાબતમાં બિલકુલ અયોગ્ય લોક શરૂઆતથી જ લૉર્ડ લૉરેન્સે આપેલો છે. બળવાના સમયમાં ભવિષ્યના હિન્દના હાકેમ લૉરેન્સ સાહેબ પંજાબના ચીફ કમિશનર હતા. એમણે બળવાનું મૂળ ચરબીવાળી કારતૂસોમાં જ જોયું છે અને આ કારણથી તે સમયના રાજપુરુષોએ સંતોષ માન્યો અને હિન્દનાં સ્ત્રી-પુરુષોને તેમના ભાવિના નિર્માણકાળમાં અંધારામાં રાખવામાં આવ્યાં. પણ કહેવત છે કે તેમ: "અંધારે સત્ય ઢબ્યું તે આવતું તરી આખરે", અને બન્યું પણ તેમજ. કે અને કર્નલ મેલેસને ચરબીવાળી કારતૂસોનો ભ્રમ સીધી અને સાદી ભાષામાં ભાંગી નાખ્યો અને લૉરેન્સના જવાબમાં બે જ શબ્દોમાં બળવાનાં કારણોને સમાવી દીધાં–






Bad faith-બેઈમાની (અંગ્રેજોની, હિન્દીઓ પ્રતિ બુદ્ધિ). કર્નલ મેલેસન લખે છે:

"બળવાનું સાચું કારણ ટૂંકમાં બે જ શબ્દોથી આપી દેવાય—વિશ્વાસની ખોટાઈ (Bad faith)-બેઈમાની. આપણા સિપાઈઓના મનમાં વહેમ ઊડયો તેમાં આપણી બેઈમાની હતી (વિશ્વાસની ખોટાઈ) હિંદુ રાજાનો દત્તક-વિધાનનો જરૂરી જે ધાર્મિક વિધિ તેનો આપણે કરેલો ઇન્કાર; અવધ, સાગર અને નર્મદાના પ્રદેશ, તથા બુંદેલખંડમાં, ત્યાંના લોકોને સાવ અપરિચિત એવાં જટિલ ધારાધોરણો તળે સમસ્ત પ્રજાને આપણે ઓચિંતી લાવી દીધી તે; દેશીઓને મન કાયદા કરતાં વધારે પવિત્ર એવા એમના જે રીતરિવાજો તેમાં આપણે પાડેલાં ગાબડાં—આ બધાથી મોટા જમીનદારો અને ગામડાંની પ્રજા અંગ્રેજ રાજ સામે ઉશ્કેરાઈ ઊઠી."*

મને તો એમ લાગે છે કે જેવી રીતે વિક્ટોરીઆના ઢંઢેરાનાં યાદગાર વાક્યો હિન્દીઓ માટે કલકત્તાના વિક્ટોરીઆ સ્મારકમાં હિન્દની જુદી જુદી ભાષાઓમાં આરસમાં કોતરવામાં આવ્યાં છે, તે જ રીતે ઉપરનો કર્નલ મેલેસનમાંથી લીધેલો ઉતારો પાર્લમેન્ટમાં અને સ્થળે સ્થળે આપણા રાજકર્તાઓની નજર સામે રહે તેમ કોતરાવો જોઈએ, અને ખરી રીતે તો એમનાં હૃદયમાં અંકિત થવો જોઈએ.

* "The real cause of the mutiny may be expressed in a condenced form in two words: bad faith. It was bad faith to our sepoys which made their minds prone to suspicion; it was our policy of annexation, of refusing to Hindu chiefs the permission to adopt—with them a necessary religious rite—of *suddenly bringing a whole people under the operation of* complex rules to which they were unaccustomed, as in Oudh, in the Sagar and Narmada territory, and in Bundalkhand, and our breaches of customs more sacred to the natives than laws, which roused the large landowners and the rural population against the British rule."

Colonel G. B. Malleson's History of the Indian Mutiny Vol. III pp. 472-73. Published in 1880.

ગાંધીજીની અને સરકારની વચ્ચે ૧૯૪૨-૪૩માં જે પત્રવ્યવહાર ચાલેલો તે પુસ્તક Correspondence with Mr. Gandhi એ નામે બહાર પડ્યું છે, તેમાં ૫૮મા પાન ઉપર ચોથા સવાલના જવાબમાં ગાંધીજી કહે છે:

"We assume their or rather British honesty. It would be not a matter of dislodging them, it is one of their fulfiling their plighted word. If they commit breach of faith, we must have strength enough non-violent or violent to enforce fulfillment."

ગાંધીજી પહેલા વાક્યમાં એમ માનતા જણાય છે કે આપેલાં વચનો પાળવામાં બ્રિટિશ રાજપુરુષો શૂરા હોય છે; પણ બીજા જ વાક્યનું 'જો' ભયંકર સંદેહ સતેજ કરે છે અને ગાંધીજી સીધી વાણીમાં સ્પષ્ટ રીતે કહે છે:

"તેમની, અથવા ખરું જોતાં બ્રિટિશ લોકોની પ્રામાણિકતા આપણે માની લઈએ છીએ. એમને ખસેડવાની વાત નહિ હોય; તેમના આપેલા વચનનું પાલન કરવાની એ વાત છે. તેઓ જો એમાં વિશ્વાસઘાત કરે, તો પૂરતું હિંસક કે અહિંસક બળ આપણી પાસે હોવું જોઈએ, કે જેને જોરે આપણે તેમની પાસે વચન પળાવી શકીએ."

આ લેખની શરૂઆતમાં પૂછેલા પ્રશ્નનો જવાબ આપવાનો હવે રહે છે ?

૩૧, શ્રીમાળી સોસાયટી
અમદાવાદ

વિજયશંકર મંછારામ ભટ્ટ

# નિવેદન

આ પુસ્તકનો જન્મ અકસ્માતમાંથી થયેલો છે. ૧૯૩૧ની સાલમાં હું મારા મિત્રની ખબર જોવા સુણાવ ગયો, અને હું જ માંદો પડ્યો. એટલે પછી મારે ત્યાં જ રહેવાનું થયું. પડ્યા પડ્યા કંઈક તો કામ જોઈએ ને, એટલે પછી તે વખતે સુણાવમાં જે વિનય મંદિર ચાલતું હતું તેના ઇતિહાસના વર્ગ માટે આ લખવાનું શરૂ કર્યું. અર્ધું ઉપરાંત ત્યાં લખાયું. બાકીનું વિદ્યાપીઠમાં આવ્યા પછી કટકે કટકે પૂરું કર્યું.

પંડિત શ્રી. સુંદરલાલજીના પ્રસિદ્ધ પુસ્તક 'ભારતમેં અંગ્રેજી રાજ'માં બળવા વિષે ખૂબ વિસ્તારપૂર્વક લખેલું છે. આ પુસ્તક તેનો જ અનુવાદ છે. પણ અનુવાદ કરતાં કરતાં મેં કેટલાક ભાગો છોડી દીધા છે, કેટલેક ઠેકાણે થોડું નવું વસ્તુ ઉમેર્યું છે, અને ક્યાંક નવા આધારો ટાંક્યા છે.

૧૮૫૭ના એ વિપ્લવ વિષે અંગ્રેજીમાં અને આપણી દેશી ભાષાઓમાં વિપુલ સાહિત્ય પડેલું છે. એ બધું કંઈ મેં વાંચ્યું નથી, પણ જ્યારે જે જે પ્રસંગ લખતો હતો ત્યારે તે તે પ્રસંગને લગતું સાહિત્ય હું જોઈ જતો અને જેટલું લેવા જેવું લાગતું તેટલું લેતો.

~ પુસ્તક વિનય મંદિરના વિદ્યાર્થીઓને લક્ષમાં રાખીને લખેલું હોઈ એનો વિસ્તાર પહેલેથી જ મર્યાદિત કર્યો હતો. બસો સવા-બસો પાનાંથી વધુ વિસ્તાર ન કરવો એવો નિશ્ચય કરીને જ કામ-

-શરૂ કરેલું, એટલે ઘણી વીગતો જતી કરીને પણ એ મર્યાદા સાચવી છે. આમ છતાં એ મહાન બનાવનો યથાયોગ્ય ખ્યાલ આપવા માટે જેટલું જરૂરનું લાગ્યું તેટલું તો લીધું જ છે. આપણે ત્યાં સામાન્ય જનસમાજ વાંચી શકે એવો વિપ્લવનો ટૂંકો અને આધારભૂત ઇતિહાસ એકે છે નહિ, એટલે એવા પુસ્તકની ખોટ પૂરવાનો ખ્યાલ પણ મનમાં હતો જ. અભ્યાસીને ઉપયોગી કે માર્ગદર્શક થઈ પડે એ દૃષ્ટિએ આખા પુસ્તકમાં આધારો સવિસ્તર ટાંક્યા છે, અને પુસ્તકને અંતે સૂચિ પણ મૂકી છે.

*

સત્તાવનના વિપ્લવને સ્વાતંત્ર્યયુદ્ધ કહેવું કે કેમ, એ પ્રશ્નની ચર્ચા હજી ચાલ્યા કરે છે. પુસ્તકમાં મેં આ પ્રશ્ન ચર્ચ્યો નથી એટલે અહીં બે શબ્દો લખવા ધારું છું.

સત્તાવનનો વિપ્લવ સ્વાતંત્ર્યયુદ્ધ હતું એ વિષે મને શંકા નથી. આજે આપણે 'રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય'નો જે અર્થ સમજીએ છીએ તે અર્થ તે સમયે વિપ્લવના ચાલકો નહિ સમજતા હોય એ તદ્દન સંભવિત છે, કારણ તે સમયે રાષ્ટ્રભાવના જ જાગી નહોતી. અને એટલે આજના ગજે તે સમયની પ્રવૃત્તિને મૂલવવા જવું એ ઐતિહાસિક દૃષ્ટિ ન સમજવા બરોબર છે. તે વખતે લોકોને આટલી વાત સમજાઈ હતી કે ફિરંગીઓએ આપણા ધર્મ ઉપર આક્રમણ કરવા માંડ્યું છે, અને આપણી રાજ્યવ્યવસ્થામાં માથું મારી, ધીમે ધીમે રાજ્યસત્તા છીનવી લેવા માંડી છે, એટલે જો આપણા ધર્મનું રક્ષણ કરવું હોય, અને આપણાં રાજ્યો સલામત રાખવાં હોય તો આ પરદેશી ફિરંગીઓને કાઢવા જ જોઈએ.

અંગ્રેજોએ હિંદુસ્તાની સિપાઈઓ, હિંદના રાજાઓ, નવાબો, જમીનદારો, તાલુકદારો સૌને એવા રંજાડેલા હતા કે તેમની સામે લોકલાગણી ઉશ્કેરી વિપ્લવની યોજના કરવી સહેલ વાત થઈ

પડી. અનેક ક્રમદુખિયાઓ ભેગા થયા અને દેશભરમાં સંગઠનનાં સત્રો વણાવા માંડ્યાં. આમ આ વિપ્લવ સ્વાતંત્ર્યસંગ્રામ તો હતો જ.

એ રાષ્ટ્રવ્યાપી પણ હતો. જે અર્થમાં આપણે આપણી ૧૯૩૦ની સ્વાતંત્ર્યની લડતને રાષ્ટ્રવ્યાપી લડત કહીએ છીએ, તે અર્થમાં આ વિપ્લવ પણ રાષ્ટ્રવ્યાપી હતો. આ વિપ્લવમાં પણ અનેક પ્રસંગો એવા આવે છે, જ્યારે હિંદી નોકરો અને મજૂરો અંગ્રેજી સેનાનું અને અધિકારીઓનું કામ છોડી ચાલ્યા જાય છે, અંગ્રેજી સેનાને ચીજ વસ્તુ પણ મળતી નથી. તો એથી ઊલટું અનેક પ્રસંગો એવા પણ મળે છે, જેમાં હિંદીઓએ અંગ્રેજોને મદદ કરી છે, રક્ષણ આપ્યું છે, હિંદીઓનો જ ઘાત કરાવ્યો છે. પણ એ રીતે તો આપણી આજની લડતમાં પણ એવા પ્રસંગો ક્યાં નથી બનતા? આજે પણ પ્રજા ઉપર દમનનો કોરડો ચલાવનાર આપણા હિન્દી અમલદારો જ છે ને? આપણી સ્વાતંત્ર્ય-ક્રુચને ગાંડપણ ગણનાર પણ આપણા હિંદી ભાઈઓ જ છે ને? અને અંગ્રેજોના રાજ્યનાં ઢગલામોઢે વખાણ કરનાર પણ આપણા જ દેશજનો છે ને? એ બધી છાપાંની કાપલી ઉપરથી આજથી સો વર્ષ પછી કોઈ કહે કે ૧૯૩૦ની લડત એ રાષ્ટ્રીય સ્વાતંત્ર્યની લડત નહોતી, તો એ જેટલું સત્ય છે તેટલું જ સત્ય પચ્ચનો વિપ્લવ એ રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનું યુદ્ધ નહોતું એમ કહેવામાં પણ છે.

આ સંબંધમાં એક પ્રશ્ન એવો પણ જાગે છે કે એ વખતે હિંદમાં જે કેટલાક બુદ્ધિશાળી પુરુષો હતા જેમકે બંગાળમાં કેશવચંદ્ર સેન, ગુજરાતમાં નર્મદાશંકર કવિ તેમણે આમાં કેમ કશો ભાગ ન લીધો? આનો એક જવાબ તો એ છે કે એવા માણસો અંગ્રેજોથી અંજાઈ ગયેલા હતા અને તેઓ અંગ્રેજી રાજ્યને ઈશ્વરી આશીર્વાદ સમાન ગણતા હતા. વળી જે બે નામોનો ઉલ્લેખ થયો છે, તેમને વિષે તો એ પણ કારણ પૂરું કે- એ

-

અને પ્રાંતમાં વિપ્લવનું સંગઠન થયું જ નહોતું. થયું હોત તો એમણે કદાચ ભાગ લીધો પણ હોત. નર્મદે તાત્યા ટોપે અને નાના સાહેબ તથા મહારાણી લક્ષ્મીબાઈ વિષે પાછળથી ઉચ્ચારેલાં વચનો પરથી આવું અનુમાન જરૂર કાઢી શકાય.

"પછનો વિપ્લવ રાષ્ટ્રીય મુક્તિનો સંગ્રામ નહોતો એમ કહેનારા એક બીજી દલીલ એ કરે છે, કે જો એ સાચે જ સ્વાતંત્ર્ય-જંગ હોત તો તેના પછી થોડે સમયે ફરીવાર વિપ્લવ જાગવો જોઈતો હતો. જેમ આપણે ફ્રાંસમાં ઉપરાઉપરી વિપ્લવ થતા જોઈએ છીએ, આયર્લૅંડમાં જોઈએ છીએ એવું કેમ અહીં ન જોવામાં આવ્યું? આનો જવાબ સહેલો છે. પહેલી વાત તો એ કે વિપ્લવને શમાવવા માટે અંગ્રેજોએ યોજેલા ઉપાયો એટલા તો ઘાતકી, ત્રાસજનક અને ભયપ્રદ હતા કે તેણે લોકોના મનમાં ભારે ભય પેદા કર્યો હતો. વળી વિપ્લવના લગભગ બધા જ આગેવાનો ખપી ગયા હતા. ઉપરાંત વિપ્લવ શમતાંવેંત જ રાજપલટો પણ થયો, રાજનીતિમાં કેટલીક ઉદારતા પણ આવી અને તેણે પણ લોકમનને કંઈક અંશે શાંત પાડયું. પહેલાના વખતની અવ્યવસ્થા, અંધાધૂંધી, લૂંટફાટ, અસ્થિરતા અને બિનસલામતી સાથે સરખાવતાં અંગ્રેજોએ આણેલી શાંતિ અને વ્યવસ્થાએ પણ લોકોને શાંત પાડ્યા. અને સૌથી મોટું કારણ તો એ કે આપણી પ્રજાનાં હથિયારો જ છીનવી લેવામાં આવ્યાં. હથિયાર વિના રાજ્યનો સામનો થઈ શકે એવી કલ્પના જ કોઈને હતી નહિ. એટલે હથિયાર જતાં પ્રજા નિરુપાય રાંકડી બની ગઈ અને પરિણામે બીજો વિપ્લવ થવા પામ્યો નહિ. પણ તેથી પ્રજાના મનમાં સ્વાતંત્ર્યની ભાવના કે ઝંખના જ મરી ગઈ હતી એમ કહેવું એ વધારેપડતું છે, એ સ્વાતંત્ર્યાગ્નિની ચિનગારીઓ રાખમાં ઢંકાયલી પડેલી હતી માટે જ તો મહાસભાસ્થાપના પછી ચાર જ વર્ષમાં




સરકારને અળખામણી થઈ પડી અને તેણે ક્રૂરતાથી દેશને મુક્ત કરવાની પ્રવૃત્તિ આરંભી.

આ વિપ્લવ સફળ થયો હોત તો ? આ વિપ્લવ સફળ થયો હોત તો દેશ ઉપર ભારે મોટી આફત આવી પડત એવો કેટલાકનો મત છે. મને એ મત નાપાયાદાર અને ભીરુચિત્તમાં જન્મેલો લાગે છે. જો વિપ્લવ સફળ થયો હોત તો આપણા દેશમાં રજવાડાં વધારે સબળ બન્યાં હોત, રાજ્યની સીમા માટે અને ઘણી જગ્યાએ રાજગાદીઓ માટે ઝઘડા પણ થયા હોત, છતાં તે ઝઘડા જ અનંત કાળ ચાલ્યા કરત એમ માનવાને કશું કારણ નથી. એમાંથી વ્યવસ્થા આવત જ. વળી હિંદુ–મુસલમાનના ઝઘડા થાત, એવી પણ ધાસ્તી બતાવવામાં આવે છે. હિંદુ–મુસલમાનના ઝઘડા પણ થાત, કબૂલ; પણ તે ઝઘડા હિંદુઓ અને મુસલમાનો પોતાની મેળે કરતા હોત. એ બંનેને પોતાના સ્વાર્થને ખાતર પોતાની સગવડ પ્રમાણે આજે એક ત્રીજો જ પક્ષ લડાવી મારે છે એ શરમજનક અને હીણી સ્થિતિ તો ન જ હોત. અને તેથી આપણા એ ઝઘડાઓનો આજ ક્યારનો અંત આવી ગયો હોત, એ બધું પતાવીને આપણે આપણું રાષ્ટ્રકુટુંબ ક્યારનું વ્યવસ્થિત કરી નાખ્યું હોત અને એ ઝઘડાઓ આજે તો જૂનકાળનો ઇતિહાસ બની ગયા હોત. તેને બદલે અંગ્રેજોને પ્રતાપે આજે પણ એ પ્રશ્ન આપણી સમક્ષ ખપ્પર ભરી ભરીને ભોગ માગતો મોં ફાડીને ઊભો છે.

બીજી એક ધાસ્તી એવી છે, કે જો એ વિપ્લવ સફળ થયો હોત તો આપણને પશ્ચિમની સંસ્કૃતિના સંસર્ગનો જે લાભ મળ્યો તે ન મળત. આ ધાસ્તી પણ એટલી જ ખોટી છે. મને તો લાગે છે, કે આપણે અંગ્રેજોની ગુલામીમાં પડીને, પશ્ચિમની સંસ્કૃતિના ઉત્તમ અંશોનો સ્વીકાર કરી શક્યા નહિ, આપણને પોતાને વિષે આપણા મનમાં એક જાતનો હીનભાવ પેદા થયો,

અને પરિણામે આપણે આપણી સંસ્કૃતિના ગૌરવનું ભાન અને અભિમાન ખોઈ બેઠા. પોતાની સંસ્કૃતિનાં પાયા વિનાનો માણસ પારકી સંસ્કૃતિ શી રીતે આત્મસાત્ કરવાનો હતો? અને પરિણામે આપણે આપણા પ્રજાજીવનનાં દોઢસો જેટલાં વર્ષો કેવળ અંધ અનુકરણમાં અને હીનભાવ પોષવામાં જ ગાળ્યાં. એને બદલે જો આપણે સ્વતંત્ર થઈ ગયા હોત તો પશ્ચિમની સારી વસ્તુઓ ક્યારની આપણે અપનાવી લીધી હોત અને તેણે આપણા રાષ્ટ્રના ઘડતરમાં અને રાષ્ટ્રની પ્રગતિમાં ભારે મદદ કરી હોત. આપણામાં આજે જે પાંગળાપણું દેખાય છે, તે ન હોત. જાપાનની પ્રગતિ તે વખતે આપણને આશ્ચર્યમાં ગરક ન કરી શકત કારણ આપણે પોતે જ હજારગણી પ્રગતિ સાધી ચૂક્યા હોત.

અને અંગ્રેજી રાજ્ય થયું માટે જ આપણે પશ્ચિમનો સંસર્ગ પામ્યા, નહિ તો ન પામત એમ કહેવું પણ બરાબર નથી. એ તો આખું જગત વધારે નિકટ આવી રહ્યું હતું, આખા વિશ્વની આબોહવામાં નવચેતન ફેલાયું હતું, અને તેની અસર આપણા દેશની આબોહવા ઉપર ન જ થાત એમ માનવાને કશું જ કારણ નથી. ઊલટું, સ્વતંત્ર માનવીઓ તરીકે, આપણી સંસ્કૃતિના ગૌરવના ભાનથી આપણે વધારે વિવેકપૂર્વક પશ્ચિમમાંથી વસ્તુઓનો સ્વીકાર કર્યો હોત, અને કદાચ તો આપણે પશ્ચિમ ઉપર પણ આપણો સ્વતંત્ર જ પ્રભાવ પાડી શક્યા હોત.

અને છેવટે, અંગ્રેજી રાજ્યપદ્ધતિ ગમે તેટલી સારી હોય તોપણ સ્વરાજ્યને ભોગે સુરાજ્ય લેવાનું કોણ પસંદ કરે? 'સર્વં પરવશં દુઃખં, સર્વં આત્મવશં સુખં' એ આપણું પ્રાચીન સૂત્ર આપણે કેમ ભૂલીએ!

ગૂજરાત વિદ્યાપીઠ
અમદાવાદ
૨૦ : ૪ : ૩૮

નગીનદાસ પારેખ

# અનુક્રમ

# બળવાનાં કારણો

**દિલ્હીના બાદશાહ સાથે અયોગ્ય વ્યવહાર : અયોધ્યા પ્રત્યે અત્યાચાર : ડેલહાઉસીની અપહરણનીતિ : નાનાસાહેબની સાથે અન્યાય : હિંદીઓને ખ્રિસ્તી બનાવવાની આકાંક્ષા**

૧૮૫૭નો બળવો હિંદમાં અંગ્રેજી રાજ્યના ઇતિહાસમાં સૌથી ભારે અને સૌથી મહત્ત્વનો બનાવ હતો. એ બળવાનાં કારણોને બરાબર સમજવા માટે આપણે તેની બરાબર સો વર્ષ પહેલાંના ઇતિહાસ પર એક નજર નાખવી જોઈશે. વાસ્તવિક રીતે જોતાં ૧૮૫૭ના બળવાનો પાયો ૧૭૫૭માં પ્લાસીના મેદાનમાં નંખાયો હતો. ૧૮૫૭ની ઘણીખરી લડાઈઓમાં હિંદી સૈનિકો જે જુદાજુદા પુકારો કરતા હતા તેમાંનો એક આ પણ હતો: "આજે અમો પ્લાસીનો બદલો લેવાના છીએ!" મે અને જૂન મહિનામાં દિલ્હીનાં હિંદુસ્તાની છાપાંઓમાં એવી ભવિષ્યવાણી પણ છપાઈ હતી કે પ્લાસીની શતાબ્દિને દિવસે એટલે કે ૨૩મી જૂન ૧૮૫૭ને દિવસે હિંદમાં અંગ્રેજી રાજ્યનો અંત આવી જશે. આની બળવામાં ભાગ લેનાર હિંદીઓ પર ચમત્કારિક અસર થઈ હતી.

પ્લાસીના વખતથી જ અનેક હિંદીઓનાં મનમાં અંગ્રેજો અને અંગ્રેજી રાજ્ય વિરુદ્ધ ક્રોધ અને અસંતોષની લાગણી વધતી જતી હતી. ક્લાઇવના સમયથી માંડીને ડેલહાઉસીના સમય સુધી કંપનીના પ્રતિનિધિઓએ પોતાનાં ગંભીર વચનો અને સહીસિક્કા-વાળા કોલકરારોને ચપટી રાખના મૂલનાંયે ન ગણી હિંદનાં અસંખ્ય

રાજકુલોને પગ તળે રોળ્યાં, અને તેમના મુલકોને એક એક અંગ્રેજી રાજ્યમાં જોડી દીધા, દેશના પ્રાચીન ઉદ્યોગધંધાનો નાશ કરી લાખો હિંદીઓની રોજી છીનવી લીધી, અસહાય બેગમો અને રાણીઓના મહેલમાં ઘૂસી જઈને તેમને લૂંટ્યાં અને તેમનું અપમાન કર્યું, જમીનદારોની જમીનો જપ્ત કરીને અસંખ્ય પ્રાચીન ખાનદાન કુટુંબોનો નાશ કર્યો, અને ગોરખપુર તથા બનારસના લાખો હિંદી ખેડૂતોને તેમની બાપીકી જમીનમાંથી હાંકી કાઢી ઘરબાર વિનાના કરી મૂકયા, એ બધી વાતોનાં લાંબાં વર્ણન કરવાની જરૂર ન હોય. એટલું ખરું કે આ બધાં કારણોને લીધે હિંદી રાજાઓ અને હિંદી પ્રજા બંનેનાં દિલમાં અંગ્રેજો વિરુદ્ધ અસંતોષની આગ અંદર ને અંદર સળગી રહી હતી. ૧૭૮૦ની લગભગમાં પૂના દરબારના પ્રધાન મંત્રી નાનાફડનવીસ અને મૈસૂર રાજ્યના અધિપતિ હૈદરઅલી બંનેએ મળીને, દિલ્લીના બાદશાહ અને બીજા હિંદી રાજાઓને પોતાના પક્ષમાં લઈ, અંગ્રેજોને હિંદમાંથી કાઢવાનો પ્રયત્ન કર્યો એ પણ આ જ અસંતોષાગ્નિનું એક સ્વરૂપ, અને ૧૮૫૭ના બળવાનું બીજ હતું. ૧૮૦૬નો વેલોરનો બળવો પણ આ જ અગ્નિની જ્વાલા હતી.

પછી ડેલહાઉસીનો સમય આવ્યો. એ સમયમાં અંગ્રેજોની સામ્રાજ્યપિપાસા હદે પહોંચી ગઈ. રણજિતસિંહ સાથેની સંધિને ટોલ્લે ચઢાવી તેણે પંજાબ પર હુમલો કર્યો, લાહોર દરબારમાં ફૂટ પાડી, દલીપસિંહ અને તેની વિધવા માતાને પંજાબ અને હિંદમાંથી દેશપાર કર્યાં, અને પંજાબનો ફળદ્રુપ પ્રદેશ કંપનીના રાજ્યમાં જોડી દીધો. બેકસૂર બરમા સાથે યુદ્ધ કરી પેગુ પ્રાંત છૂટો પાડ્યો, હિંદી રાજાઓના દત્તક લેવાના પ્રાચીન રિવાજને અવગણી સતારા, ઝાંસી, નાગપુર વગેરે અનેક રાજ્યો ખાલસા કર્યાં, અયોધ્યાના નવાબનું રાજ્ય 'ખરાબ' છે કહી તેનું રાજ્ય ૧૮૫૬માં ખાલસા કરી નવાબ વાજિદઅલી શાહને કેદ કરી કલકત્તે મોકલી દીધો અને

હિંદના સેંકડો જૂના તાલુકદારો અને જમીનદારોની બાપીકી જાગીરો છીનવી લઈ તેમને કંગાળ બનાવી મૂક્યાં.

આ તો રાજાઓ અને સરદારોના હાલ. સામાન્ય પ્રજા સાથેનું અંગ્રેજોનું આચરણ આથી જરાય સારું નહોતું. કોઈ અંગ્રેજ અમલદારને ઘોડે બેઠેલો હિંદી સામો મળે તો તેને બળજબરીએ નીચે ઉતારી ચલવતા હતા. તેમની ધાર્મિક અને સામાજિક પ્રથાઓનો પણ કોઈ વિનય રાખતું નહોતું. ડેલહાઉસીના સમયની શરૂઆતમાં સહરાનપુરમાં એક ઇસ્પિતાલ ખોલી હતી. તેમાં દરેક ધર્મનાં સ્ત્રી-પુરુષોને આવવાનો હુકમ થયો. પરદાનશીન સ્ત્રીઓ પણ બીજે ઠેકાણે દવા ન કરાવી શકે, તેમ કોઈ વૈદ્ય-હકીમ કોઈને દવા ન આપી શકે! પણ લોકોના તીવ્ર વિરોધને લીધે આ હુકમો પાછા જ ખેંચવા પડ્યા.[1]

આવા તો અનેક દાખલા આપી શકાય, પણ પછના બળવાનાં મુખ્ય કારણો આ પાંચ કહેવાય:

૧. દિલ્લીના બાદશાહ સાથે અંગ્રેજોનો ચાલુ અયોગ્ય વ્યવહાર;

૨. અયોધ્યાના નવાબ અને પ્રજાજનો ઉપર અત્યાચાર;

૩. ડેલહાઉસીની અપહરણનીતિ;

૪. છેલ્લા પેશવા બાજીરાવના દત્તકપુત્ર નાનાસાહેબને કંપનીએ કરેલો અન્યાય; અને

૫. હિંદીઓને ખ્રિસ્તી બનાવવાની આકાંક્ષા તથા હિંદી લશ્કરમાં ખ્રિસ્તી મતનો પ્રચાર.

આ દરેક વિષે જરા વિસ્તારપૂર્વક લખવાની જરૂર છે.

### દિલ્લીના બાદશાહ સાથે અયોગ્ય વ્યવહાર

સને ૧૭૫૯થી ૧૮૦૬ સુધી દિલ્લીની ગાદી પર રહેનાર

1. Narrative of the Indian Revolt, P. 359.

બાદશાહ શાહઆલમના સમય સુધી, હિંદમાં રહેનાર બધાય અંગ્રેજો પોતાને દિલ્લીના બાદશાહની પ્રજા કહેવડાવતા હતા. બાદશાહનાં ફરમાનો દ્વારા જ અંગ્રેજ કંપનીને પોતાની વેપારી કોઠીઓ બાંધવાને માટે કલકત્તા, મદ્રાસ, સૂરત, વગેરે સ્થાને જાગીરો મળી હતી. એ જાગીરોને માટે અંગ્રેજો દિલ્લી દરબારને હમેશાં મહેસૂલ આપતા હતા. ગવર્નર જનરલથી માંડીને નાનામાં નાના અમલદાર સુધીના જે જે અંગ્રેજો બાદશાહના દરબારમાં જતા હતા તે તે બીજા દરબારીઓની માફક જ અદબ રાખતા હતા, બાદશાહને નજરાણું ધરતા હતા અને પોતાને સ્થાને અદબપૂર્વક ઊભા રહેતા હતા. દરેક ગવર્નર જનરલની મહોરમાં 'દિલ્લી કે બાદશાહ કા ફિદવી ખાસ' (અર્થાત્ ખાસ નોકર) એ શબ્દો કોતરેલા રહેતા હતા.

શાહઆલમે સૌથી પહેલાં ૧૭૬૫માં કલાઈવને બંગાળ અને બિહારની દીવાનીના હક્ક આપ્યા. આ પછી દિલ્લીના બાદશાહના દરબારમાં ધીમેધીમે કાવાદાવા અને ઝઘડા વધતા ગયા, દિલ્લીના બાદશાહનું બળ ઘટતું ગયું અને અંગ્રેજ કંપનીનું બળ વધતું ગયું. મહાદજી સિંધિયાએ દિલ્લી પર ચઢાઈ કરીને હિંદના બાદશાહના બળને ફરી થોડે અંશે સ્થાપિત કર્યું અને બાદશાહનું, તેની રાજધાનીનું અને આસપાસના પ્રદેશનું લશ્કરી રક્ષણ કરવાનો ભાર પોતાના હાથમાં લીધો. બાદશાહ શાહઆલમની લખેલી એક ફારસી કવિતા હજી સુધી પ્રચલિત છે. જેમાં તેમણે મહાદજી સિંધિયાને પોતાનો 'ફરજન્દ જિગરબન્દ' કહ્યો છે અને તેની ખરા દિલથી તારીફ કરી છે.[૧] કંપનીને હિંદમાં પોતાનું રાજ્ય જમાવવા માટે મરાઠાઓની વધતી જતી સત્તાને કચડી નાખવાની જરૂર લાગી. એ બીજા મરાઠા-યુદ્ધનો સમય હતો.

---

૧. માધોજી સિંધિયા ફરજન્દ જિગર બન્દે મન, હસ્ત મસરૂફ તલાફી-એ સિતમગારિ-એ-મા.

જનરલ લેકે કંપની તરફથી એક કરારનામું લખીને પોતાની સહી સાથે શાહઆલમ સમક્ષ રજૂ કર્યું. તેમાં કંપનીએ શાહઆલમને વચન આપ્યું હતું કે અમો આખા દેશ ઉપર તમારી જૂની સત્તા ફરી સ્થાપન કરીશું વગેરે. અભાગી, નિર્બળ અને અદૂરદર્શી શાહઆલમ ફરી અંગ્રેજોની જાળમાં સપડાયો. શાહઆલમની જ મદદથી અંગ્રેજોએ ૧૮૦૪માં મરાઠાઓને દિલ્લીમાંથી હાંકી કાઢ્યા, પોતાને બાદશાહને વફાદાર અને આજ્ઞાંકિત પ્રજા જાહેર કર્યા, બાદશાહને ખાનગી ખર્ચ માટે બાર લાખ રૂપિયાનું વર્ષાસન તરત બાંધી આપ્યું અને રાજધાનીના લશ્કરી બચાવનો ભાર પોતાને માથે લઈ લીધો. તે વખત સુધી પણ અંગ્રેજોને દિલ્લીના બાદશાહના દેશવ્યાપી માન, મરાઠા અને અફઘાનોનાં બળ અને પોતાની નિર્બળતાને કારણે દિલ્લીના બાદશાહને અને તેના ઉપરઉપરના માનને કાયમ રાખવાની અને પોતાને બાદશાહની પ્રજા જાહેર કરવાની જરૂર લાગતી હતી.

જ્યારે લૉર્ડ વેલેસ્લીએ શાહઆલમ અને તેના દરબારને દિલ્લીના લાલ કિલ્લામાંથી ખસેડી મુંગેરના કિલ્લામાં લાવી રાખવાની તજવીજ કરી ત્યારે હિંદના બાદશાહને અને તેમના હિતચિંતકોને અંગ્રેજોની દાનત વિષે પહેલવહેલી શંકા ઉત્પન્ન થઈ. લખ્યું છે કે આ તજવીજની વાત સાંભળતાંવેંત જ વૃદ્ધ શાહઆલમ ક્રોધાયમાન થઈ ગયો હતો. લૉર્ડ વેલેસ્લીને પોતાની તજવીજ પાછી ખેંચી લેવામાં જ લાભ જણાયો. પણ એ જ વખતથી અનેક દિલ્લીવાસીઓનાં મનમાં અંગ્રેજો પ્રત્યે વહેમ પેદા થયો. દિલ્લીમાં ૧૮૫૭ના બળવાનું એક રીતે આ બીજારોપણ હતું. આ પછી ૧૮૦૬માં શાહઆલમનું મૃત્યુ થયું.

શાહઆલમ પછી અકબરશાહ દિલ્લીની ગાદી પર આવ્યો. એ પહેલાં સીટન દિલ્લીમાં કંપનીના રેસિડન્ટ તરીકે રહેતો હતો.

સીટન જ્યારે જ્યારે દરબારમાં જતો ત્યારે ત્યારે હલકા દરજ્જાના કોઈ હિંદી અમીરની માફક બાદશાહ આગળ નિયમસર તસલીમ, કુરનિસ અને મુજરો કરતો હતો અને બાદશાહના કુળના દરેક ફરજન્દ પ્રત્યે યથોચિત માન દર્શાવતો હતો. પણ સીટનની પછી ચાર્લ્સ મેટકાફ રેસિડન્ટ નિમાયો. મેટકાફે તરત જ પોતાના અંગ્રેજ માલિકોના હુકમથી બાદશાહ અકબરશાહ તરફ પોતાનો વ્યવહાર બદલી નાખ્યો અને અનેક એવી હરકતો કરવી શરૂ કરી કે જે બાદશાહ અને તેમના દરબારને માટે અપમાનજનક હતી. બાદશાહ અને તેમના હિતચિંતકોનાં મનમાં અંગ્રેજો પ્રત્યે ઘૃણા વધતી જ ગઈ. દિલ્લીમાં અંગ્રેજો વિરુદ્ધ અસંતોષ ફેલાવાનું આ બીજું કારણ હતું.

બાદશાહ અકબરશાહે પોતાના એક પુત્ર મીરજા સલીમને યુવરાજ બનાવવાનો વિચાર કર્યો; પણ, કહે છે કે, મીરજા સલીમ અંગ્રેજોને ધિક્કારતો હતો એટલે અંગ્રેજોએ કોઈ પણ બહાને મીરજા સલીમને અલાહાબાદ મોકલી ત્યાં નજરકેદ કરી દીધો. બાદશાહના દરબારનું બળ અનેક આંતરિક કારણોને લીધે પહેલેથી જ ક્ષીણ થઈ રહ્યું હતું. આ પછી બાદશાહે પોતાના બીજા એક પુત્ર મીરજા નીલીને યુવરાજ બનાવવાનો પ્રયત્ન કર્યો. અંગ્રેજોએ એનો પણ વિરોધ કર્યો. સન ૧૮૩૭માં બાદશાહ અકબરશાહનું મરણ થયું અને અંતે બાદશાહ બહાદુરશાહ પોતાના પિતાની ગાદી પર આવ્યો.

જનરલ લેકે બાદશાહ શાહઆલમને જે કરાર લખી આપ્યો હતો તે હજી પૂરો પાળવામાં આવ્યો નહોતો. બાદશાહ અકબરશાહે તે કરારનામાની શરતો પૂરી કરાવવા ચાહ્યું; પણ તેને સફળતા મળી નહિ. આથી અકબરશાહે રાજા રામમોહનરાયને પોતાના એલચી નીમી ઈંગ્લંડ મોકલ્યા. ત્યાં પણ રાજા રામમોહનરાયની ફરિયાદ કોઈએ સાંભળી નહિ અને ઈંગ્લંડના રાજ્યકર્તાઓએ કંપનીની

મહોરવાળાં કરારનામાંને રદ્દી કાગળ જેવાં ગણી કાઢયાં. આ વાતની ખબર જ્યારે દિલ્લી પહોંચી ત્યારે ત્યાંના લોકોને અંગ્રેજો રહે તો દિલ્લી અને દિલ્લીના બાદશાહના કુટુંબના ભવિષ્ય સંબંધે જાતજાતની ગંભીર ચિંતાઓ થવા લાગી.

બાદશાહ બહાદુરશાહે પણ કરારનામાની એક શરત પ્રમાણે પોતાના ખર્ચની રકમ વધરાવવાને ઇચ્છયું. એ દરમિયાનમાં દિલ્લી અને તેની આસપાસના પ્રદેશ ઉપર કંપનીનો પંજો મજબૂત બનતો જતો હતો, અને જે દિલ્લીનો બાદશાહ થોડા સમય પહેલાં જ સમસ્ત ભારતવર્ષના ખજાનાનો માલિક ગણાતો હતો તે આજે પોતાના હજારો કુટુંબીઓ અને આશ્રિતો સાથે ભારે આર્થિક મુશ્કેલીમાં દિલ્લીના કિલ્લામાં દિવસો ગુજારી રહ્યો હતો. બાદશાહને જવાબ મળ્યો કે જો તમો તમારા અને તમારા વંશજોના બધા રહ્યાસહ્યા હક્કો વિધિસર કંપનીને સોંપી દો તો ખર્ચની રકમ વધારવામાં આવે. બહાદુરશાહે આ ન સ્વીકાર્યું. દિલ્લીમાં અંગ્રેજો વિરુદ્ધ અસંતોષ વધવાનું આ ત્રીજું મોટું કારણ થયું.

દરેક ઈદ, નવરોજ અને બાદશાહની સાલગિરાને દિવસે ગવર્નર જનરલ અને કમાન્ડર ઇન ચીફ બંને બાદશાહના દરબારમાં હાજર રહીને અથવા રેસિડન્ટ મારફતે બાદશાહને નજરાણું મોકલ્યા કરતા હતા. સન ૧૮૩૭માં બહાદુરશાહ ગાદી પર બેઠો તે વખતે પણ આ નજરાણાં ધરવામાં આવ્યાં હતાં. પણ એ પછી થોડેક વર્ષે લૉર્ડ એલનબરો ગવર્નર જનરલ બન્યો કે તરત જ આ નજરાણાં બંધ કરી દીધાં. આ નજરાણાં બંધ કર્યાં એ અસંતોષનું ચોથું કારણ ગણી શકાય. આવી બીજી પણ અનેક વાતોમાં અંગ્રેજોએ પગલે પગલે દિલ્લીના બાદશાહનું અપમાન કરવા માંડ્યું.

સન ૧૮૩૭માં બાદશાહ બહાદુરશાહના પુત્ર યુવરાજ દારા-બખ્તનું મૃત્યુ થયું. એના પછી બાદશાહ બેગમ જીનતમહલના

પુત્ર શાહજાદા જવાંબખ્તને યુવરાજ નીમવા માગતા હતા. સન ૧૮૫૭માં સાબિત થયું કે ઝીનતમહલની યોગ્યતા અને શક્તિ બને અસાધારણ હતાં અને જવાંબખ્ત એક આશાજનક અને સ્વમાની યુવક હતો. અંગ્રેજો ઝીનતમહલ અને તેમના પુત્ર બન્નેની વિરુદ્ધ હતા. રેસિડન્ટ અને ગવર્નર જનરલના તે વખતના પત્રો ઉપરથી જણાય છે કે તેઓ ભવિષ્યમાં હિંદુસ્તાનના 'બાદશાહ'ની ઉપાધિને જ નાશ કરવાની પેરવીમાં હતા. ગવર્નર જનરલે ગુપ્ત કાવાદાવા દ્વારા બહાદુરશાહના એક બીજા પુત્ર મીરજા ફખરૂ પાસે એક કરારનામું લખાવી લીધું, જેમાં એક શરત એ હતી કે જો મને યુવરાજપદ અપાવવામાં આવશે તો ગાદી પર આવતાં જ હું દિલ્લીનો લાલ કિલ્લો છોડીને જ્યાં અંગ્રેજો કહેશે ત્યાં જઈ રહીશ. બહાદુરશાહને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેણે વાંધો લીધો, તોપણ કહે છે કે બહાદુરશાહની મરજી વિરુદ્ધ મીરજા ફખરૂને યુવરાજ નીમવાનું દિલ્લીમાં જાહેર કરી દીધું. આ બધું લૉર્ડ ડેલહાઉસીના સમયમાં બન્યું. રાજધાનીની અંદર અંગ્રેજો વિરુદ્ધ ઊંડા અસંતોષ ફેલાવાનું આ પાંચમું કારણ બન્યું.

સને ૧૮૫૪માં મીરજા ફખરૂનું પણ મૃત્યુ થયું. રેસિડન્ટ ટામસ મેટકાફ બહાદુરશાહને દરબારમાં મળવા ગયો. બહાદુરશાહને એ વખતે નવ પુત્રો હતા, જેમાંથી સૌથી વધુ બાહોશ નીવડે એવો અને હોશિયાર મીરજા જવાંબખ્ત મનાતો હતો. બહાદુરશાહે એક પત્ર રેસિડન્ટને આપ્યો, જેમાં લખ્યું હતું કે જવાંબખ્તને યુવરાજ બનાવવામાં આવે. આ પત્રની સાથે એક જુદો પત્ર હતો, જેમાં બાકીના આઠ શાહજાદાઓની સહીઓ હતી અને એવું લખ્યું હતું કે અમો બધા જવાંબખ્તને યુવરાજ બનાવવામાં ખુશ છીએ અને એ જ ઇચ્છીએ છીએ.

આ ઉપરથી અંગ્રેજોએ આ આઠ શાહજાદાઓમાંના એક

મીરજા કોયાશને ફોડ્યો. મીરજા કોયાશ પાસે ગવર્નર જનરલ ઉપર એક છૂપો પત્ર લખાવવામાં આવ્યો. આ વખતે ગવર્નર જનરલે રેસિડન્ટને લખ્યું:

"બાદશાહના બાહ્ય વૈભવ અને ઐશ્વર્યનાં અનેક ભૂષણો ઊતરી ચૂક્યાં છે, એટલે તે વૈભવની પહેલાંની ચમકઝલક રહી નથી, અને બાદશાહના જે અધિકારોનું તૈમૂરના કુળવાળાઓને ભારે અભિમાન હતું તે પણ એકે એકે છીનવી લેવામાં આવ્યા છે, આથી બહાદુરશાહના મરણ પછી કલમને એકે ગોદે 'બાદશાહ'ની ઉપાધિનો અંત આણવો સહેજ પણ મુશ્કેલ નથી. ગવર્નર જનરલ અને કમાન્ડર ઇન ચીફ બાદશાહને જે નજરાણું આપતા હતા તે બંધ થયું. કંપનીના સિક્કા બાદશાહને નામે પાડવામાં આવતા હતા તે પણ બંધ કરવામાં આવ્યું. ગવર્નર જનરલની મહોરમાં પહેલાં 'બાદશાહકા ફિદવી ખાસ' (બાદશાહના ખાસ નોકર) એ શબ્દો હતા તે પણ કાઢી નાખવામાં આવ્યા અને હિંદુસ્તાની સરદારોને પણ મનાઈ કરવામાં આવી કે તેઓ પણ પોતાની મહોરોમાં બાદશાહના સંબંધમાં એવા શબ્દો ન વાપરે. આ બધી વાતો પછી હવે સરકારે નક્કી કર્યું છે કે દેખાવની હવે કોઈ પણ વાત એવી બાકી ન રાખવી કે જેથી આપણી સરકાર બાદશાહને અધીન છે એવું માલૂમ પડે. એટલે દિલ્લીના 'બાદશાહ'ની ઉપાધિ રહેવા દેવી કે નહિ એ સરકારની ઇચ્છા ઉપર છે."[1]

ગવર્નર જનરલે શાહજાદા જવાંબખ્તની વિરુદ્ધ મીરજા કોયાશને યુવરાજ તરીકે સ્વીકાર્યો. બાદશાહને એની ખબર આપવામાં આવી અને મીરજા કોયાશ પાસે આ ત્રણ શરતો કરાવી લેવામાં આવી: (૧) તને 'બાદશાહ'ને બદલે કેવળ 'શાહજાદા' કહેવામાં આવશે; (૨) તારે દિલ્લીનો કિલ્લો ખાલી કરવો પડશે; અને (૩)

૧. ખ્વાજા હસન નિઝામી કૃત "દેહલી કી જાંકની."

એક લાખ માસિકને બદલે તને પંદર હજાર રૂપિયા માસિક ખર્ચને માટે મળ્યા કરશે.

આ સમાચાર મળતાં જ બાદશાહ બહાદુરશાહ અને દિલ્હીવાસીઓનાં ચિત્તમાં ક્રોધની આગ ભભૂકી ઊઠી. આ છઠ્ઠું અને છેલ્લું કારણ હતું જેણે દિલ્હીવાળાઓને બળવાને માટે કટિબદ્ધ કર્યા અને તેઓ ગમે તે ઉપાયે અંગ્રેજોના પંજામાંથી દેશને આઝાદ કરવાના ઉપાય વિચારવા લાગ્યા. આ બનાવ ૧૮૫૬માં બન્યો. એને પછીને વરસે જ હિંદના એક છેડાથી બીજા છેડા સુધી આગ લાગેલી માલૂમ પડી.

### અયોધ્યા પ્રત્યે અત્યાચાર

બળવાનું બીજું મુખ્ય કારણ અયોધ્યાના નવાબ અને અયોધ્યાની પ્રજા ઉપર કંપનીએ કરેલો અત્યાચાર હતું. બળવાના માત્ર એક વર્ષ પહેલાં કોઈ પણ કારણ વિના અયોધ્યાનું આખું રાજ્ય અંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું અને નવાબ વાજિદઅલી શાહને દેશપાર કરી કલકત્તા મોકલી દેવામાં આવ્યા, એ વાતનો ઉલ્લેખ આગળ આવી ગયો છે. કંપનીના લશ્કરે જબરદસ્તીથી લખનૌનો કબજો લીધો, મહેલને લૂંટ્યો અને બેગમોનું અપમાન કર્યું. અયોધ્યાના મુસલમાન નવાબના તાબામાં ઘણુંખરા મોટામોટા જમીનદારો, તાલુકદારો હિંદુ હતા. આ અસંખ્ય જમીનદારો અને તાલુકદારોની બાપીકી જમીનદારી કોઈ પણ કારણ વિના જ છીનવી લેવામાં આવી અને તેઓમાંના ઘણાઓને ઘરઘર ભટકવાની ફરજ પાડવામાં આવી. ઇતિહાસલેખક લખે છે કે બહુ જ થોડા જૂના જમીનદાર કે તાલુકદાર આ અન્યાયમાંથી બચવા પામ્યા. ઇતિહાસ ઉપરથી માલૂમ પડે છે કે અયોધ્યાનાં હજારો ગામડાંના લાખો ખેડૂતો નવાબ વાજિદઅલી શાહ અને તેના કુટુંબીઓની આ વિપત્તિની વાત સાંભળી રડી પડતા હતા અને હજારો

ગ્રામવાસીઓ પોતાના ઘરવિનાના થઈ પડેલા જમીનદારો અને તાલુકદારોને મળીને તેમની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતા હતા. નવાબથી માંડીને નાનામાં નાના ખેડૂત સુધીના બધા કંપનીની નવી અમલદારીથી દુ:ખી થઈ ગયા હતા. કંપનીના લશ્કરના ઘણાખરા હિંદુસ્તાની સિપાઈઓ અયોધ્યામાંથી જ લેવામાં આવતા હતા, એટલે અયોધ્યાવાસીઓ ઉપર ડેલહાઉસીએ ગુજારેલા અત્યાચારે આખા અયોધ્યામાં અને અંગ્રેજના લશ્કરમાં ઊંડા અસંતોષનાં બી વાવ્યાં.

### ડેલહાઉસીની અપહરણનીતિ

ત્રીજું મુખ્ય કારણ ડેલહાઉસીની વ્યાપક અપહરણનીતિ હતું. એક પછી એક એમ સતારા, પંજાબ, ઝાંસી, નાગપુર, પેગુ, સિક્કિમ, સમ્બલપુર વગેરે રાજ્યો એણે ખાલસા કર્યાં. આ દેશી રાજ્યોને જે રીતે વાતવાતમાં ખાલસા કરવામાં આવતાં હતાં તેને વિષે અને એનું જે પરિણામ આવતું હતું તેને વિષે મદ્રાસ કાઉન્સિલના સભ્ય જૉન સલીવન લખે છે:

"જ્યારે કોઈ દેશી રાજ્યનો અંત લાવવામાં આવે છે ત્યારે ત્યાંના રાજાને કાઢીને તેને બદલે એક અંગ્રેજને નીમવામાં આવે છે. એ અંગ્રેજને કમિશનર કહે છે. ત્રણ કે ચાર ડઝન ખાનદાન દેશી દરબારીઓ અને મંત્રીઓને બદલે કમિશનરના ત્રણ કે ચાર સલાહકારો નિમાઈ જાય છે. દરેક દેશી રાજા જે હજારો સિપાઈઓને પોષે છે તેને બદલે આપણા લશ્કરના થોડા સો સિપાઈઓ ગોઠવવામાં આવે છે. તે પુરાણો નાનો સરખો દરબાર અલોપ થઈ જાય છે. વેપાર મંદ પડી જાય છે, રાજધાની વેરાન થઈ જાય છે, લોકો ગરીબ થઈ જાય છે, અંગ્રેજોની ચડતી થાય છે, અને તેઓ વાદળીની માફક ગંગાને કિનારેથી ધન ચૂસી લઈને ટેમ્સને કિનારે નિચોવે છે."[1]

1. Upon the extermination of a native state, an

આ રાજ્યો છીનવી લેવા સંબંધે લખતાં ઇતિહાસલેખક લડલો લખે છે:

"બેશક, આવી પરિસ્થિતિમાં જે રાજાઓનાં રાજ્યો ખાલસા કરવામાં આવ્યાં તેમની પ્રત્યે અને ખાલસા કરનાર વિરુદ્ધ જો હિંદીઓની લાગણી ન હાલી ઊઠત તો હિંદીઓમાં મનુષ્યત્વ જ રહ્યું નથી એમ કહેવાત. નિઃશંક એક પણ સ્ત્રી એવી નહોતી જેને આ રાજ્યોનાં અપહરણે કરીને આપણી શત્રુ ન બનાવી હોય, એક પણ બાળક એવું નહોતું જેને આપણાં આ કાર્યોને લીધે ફિરંગી રાજ્યની વિરુદ્ધ મૂળથી જ ઘૃણાની ગળથૂથી ન મળી હોય."[1]

---

Englishman takes the place of the sovereign under the name of Commissioner; three or four of his associates displace as many dozens of the native official aristocracy while some hundreds of our troops take the place of the many thousands that every native chief supports. The little court disappears, trade languishes, the capital decays, the people are impoverished, the Englishman flourishes, and acts like a sponge, drawing up riches from the banks of the Ganges, and squeezing them down upon the banks of the Thames."—*A plea for the Princes of India*, by John Sullivan, Member of the Madras Council, p. 67.

૧. Surely, the natives of India must be less than men if their feelings could not be moved under such circumstances in favour of the victims of annexation, and against the annexer. Surely there was not a woman whom such annexations did not tend to make our enemy, not a child whom they did not tend to train up in hatred to the *Feranges* rule." Ludlow's *Thoughts on the Policy of the Crown*, pp. 33, 36.

" જરૂર, ૧૮૫૭ સુધી હિંદીઓ મનુષ્યત્વહીન બન્યા નહોતા.

લોર્ડ ડેલહાઉસીએ દસ વર્ષમાં હિંદની એકવીસ હજાર પ્રાચીન જમીનદારીઓ જપ્ત કરી લીધી અને આખા હિંદમાં હજારો જૂનાં ખાનદાનોને બરબાદ કરી નાખ્યાં.

કાનપુરના બધા અંગ્રેજો અને તેમની મડમો નાનાસાહેબના મહેલમાં જઈને રહ્યા કરતાં હતાં. નાના હમેશાં ખૂબ ખાતરબરદાશ કરતો હતો, અને વિદાય થતી વખતે તેમને કીમતી દુશાલા અને આભૂષણો ભેટ આપતો હતો. નાનાનાં હાથી, ઘોડા, ગાડીઓ હમેશાં અંગ્રેજોની સેવાને માટે ખડાં રહેતાં હતાં. તોપણ લોર્ડ ડેલહાઉસીએ બાજીરાવના મરતાં વેંત જ નાનાસાહેબનું વર્ષાસન બંધ કરી દીધું. નાનાએ પોતાનું ખર્ચ, મુસ્કેલીઓ અને કંપનીની શરતો દર્શાવીને ડેલહાઉસી ઉપર એક અરજી મોકલી કે વર્ષાસન ચાલુ રાખવું. નાનાએ ઇંગ્લંડના રાજ્યાધિકારીઓને અપીલ કરી અને અજીમુલ્લાંખાં નામનો પોતાનો એક લાયક વકીલ એ કામને માટે વિલાયત મોકલ્યો. પણ ત્યાં પણ કોઈએ નાનાને ન્યાય ન આપ્યો. સર જોન કે, ચાર્લ્સ બૉલ, ટ્રેવેલિયન અને માર્ટિન એ ચાર પ્રસિદ્ધ અંગ્રેજ ઇતિહાસકારો કબૂલ કરે છે કે ન્યાય નાનાના પક્ષમાં હતો. પરિણામ એ આવ્યું કે તે સમયથી યુવાન નાનાસાહેબના મનમાં અંગ્રેજો પ્રત્યે ઘૃણા ઉત્પન્ન થઈ ગઈ, અને તે પોતાને અને પોતાના દેશને અંગ્રેજોના પંજામાંથી છોડાવવાની યુક્તિઓ શોધવા લાગ્યો.

### હિંદીઓને ખ્રિસ્તી બનાવવાની આકાંક્ષા

બળવાનું પાંચમું કારણ હિંદીઓને ખ્રિસ્તી બનાવવાની આકાંક્ષા અને ખાસ કરીને હિંદી લશ્કરમાં અંગ્રેજ અમલદારોએ કરેલો ખ્રિસ્તી ધર્મમતનો પ્રચાર હતું. '૫૭ની સાલની બહુ પહેલાંથી ઘણા મોટામોટા અંગ્રેજ રાજદ્વારીઓને ભારતવાસીઓ

---

adicted to any extravagant habits and invariably showing a ready disposition to attend to the advice of the British Commissioner." *History of the Sepoy War* by Sir John Kaye, Vol. 1, p. 101.

ખ્રિસ્તી થઈ જાય એમાં જ પોતાના રાજ્યની સ્થિરતા જણાતી હતી. ઇસ્ટ ઇન્ડિયા કંપનીના અધ્યક્ષ મિ. મેંગલ્સે સને ૧૮૫૭માં પાર્લમેંટમાં કહ્યું હતું:

"વિધિએ હિંદુસ્તાનનું વિશાળ સામ્રાજ્ય ઈંગ્લંડને એટલા માટે સોંપ્યું છે કે તેના એક છેડાથી તે બીજા છેડા સુધી ખ્રિસ્તની વિજયપતાકા ફરકી રહે. આપણામાંના દરેકે દરેક જણે પોતાની સર્વ શક્તિ એ કામમાં વાપરવી જોઈએ જેથી આખા હિંદને ખ્રિસ્તી બનાવવાના મહાન કાર્યમાં આખા દેશમાં કોઈ ઠેકાણે જરા પણ ઢીલ ન થવા પામે."[1]

આવા જ શબ્દો એ જ અરસામાં બીજા એક વિદ્વાન અંગ્રેજ રેવરન્ડ કેનેડીએ પણ લખ્યા હતા:

"આપણા ઉપર ગમે તેવી આફતો આવે તોપણ એક વાત આપણે કદી ભૂલવી ન જોઈએ કે જ્યાં સુધી આપણું સામ્રાજ્ય હિંદમાં કાયમ છે ત્યાં સુધી આપણું મુખ્ય કામ તે દેશમાં ખ્રિસ્તી-ધર્મનો પ્રચાર કરવાનું છે. જ્યાં સુધી કન્યાકુમારીથી હિમાલય સુધી આખા હિંદુસ્તાનમાં ખ્રિસ્તીધર્મનો સ્વીકાર ન થાય, અને લોકો હિંદુ અને મુસલમાન ધર્મની નિંદા કરવા ન લાગે ત્યાં સુધી આપણે સતત પ્રયત્નો કર્યા કરવા જોઈએ. આ કાર્યને માટે આપણે

---

૧. Providence has entrusted the extensive Empire of Hindusthan to England in order that the banner of Christ should wave triumphant from one end of India to the other. Everyone must exert all his strength that there may be no dilatoriness on any account in continuing in the country the grand work of making all India Christian."—Mr. Mangles, Chairman of the Directors of the East India Company, in the House of Commons. 1857,

આપણી બધીય શક્તિ, સત્તા અને અધિકારનો ઉપયોગ કરવો જોઈએ. "[1]

આ જ વિચારો લૉર્ડ મૅકોલેના લેખોમાં પણ જોવામાં આવે આવે છે. અને એ જ વિચારો બ્રિટિશ હિંદની શિક્ષણપદ્ધતિમાં પણ કેટલેક અંશે રહેલા છે.

કારણ સ્પષ્ટ છે. અંગ્રેજો બરાબર સમજતા હતા કે કોઈ પણ જાતિને લાંબા કાળ સુધી પરાધીન રાખવી હોય તો તેનામાં કોઈ પણ પ્રકારનું રાષ્ટ્રીય અભિમાન અથવા પોતાની શ્રેષ્ઠતા કે પ્રાચીનતાના ગૌરવનો વિચાર સરખો પણ ન રહેવા દેવો જોઈએ; અને એ સમયે હિંદીઓને સૌથી વધુ અભિમાન પોતાના ધર્મનું હતું, ધર્મ જ એમનું મુખ્ય ગૌરવ હતું, એટલે એમને ધર્મચ્યુત કરવા એનો અર્થ એ કે એમનાં રાષ્ટ્રીય અભિમાન અને આશાનો લાંબા કાળ માટે નાશ કરવો. અનંતકાળ સુધી હિંદીઓને વિદેશી રાજ્યના ભક્ત અને તેની નમ્ર પ્રજા બનાવી રાખવા માટે એ જ સૌથી સારો ઉપાય હતો.

મદ્રાસના ગવર્નર તરીકે વિલિયમ બેન્ટિંક ત્યાંના લોકોમાં અને વિશેષ કરીને સિપાઈઓમાં ખ્રિસ્તીધર્મના પ્રચારને મદદ અને

---

1. Whatever misfortunes come on us, as long as our Empire in India continues, so long let us not forget that our chief work is the propagation of Christianity in the land until Hindusthan, from Cape Comorin to the Himalayas, embraces the religion of Christ and until it condemns the Hindu and the Moslem religions, our efforts must continue persistently. For this work, we must make all the efforts we can and use all power and all the authority in our hands;......Rev. Kennedy, M. A.

ઉત્તેજન આપ્યાં, એને જ પરિણામે ૧૮૦૬માં વેલોરના સિપાઈઓએ બંડ કર્યું હતું. ગવર્નર જનરલ થયા પછી પણ તેણે એ જ નીતિ ચાલુ રાખી. ૧૮૩૨માં એવો કાયદો કરવામાં આવ્યો કે જે હિંદી ખ્રિસ્તી થઈ જાય તેનો બાપીકી મિલકત પરનો હક્ક કાયમ જ રહે. અંગ્રેજી રાજ્ય સ્થપાતાં અનેક પ્રાચીન મંદિરો અને મસ્જિદોની માફી જાગીરો છીનવી લેવામાં આવી. કેદીઓને માટે જેલમાં પોતાનો ધર્મ પાળવો અસંભવિત થઈ પડ્યું. લૉર્ડ ડેલહાઉસીએ દત્તકની પ્રથાને નાબૂદ કરી. લૉર્ડ કેનિંગે લાખો રૂપિયા ખ્રિસ્તીધર્મના પ્રચાર માટે વહેંચ્યા. હિંદી તિજોરીમાંથી પાદરી, બિશપો અને આર્કબિશપોને મોટા મોટા પગાર મળવા લાગ્યા. ઑફિસોમાં અંગ્રેજ અમલદારો પોતાના હાથ નીચેના હિંદીઓ પર ખ્રિસ્તી થવાને દબાણ કરવા લાગ્યા.

પાદરીઓ પોતાનાં ભાષણો અને પત્રિકાઓમાં હિંદુ અને મુસલમાન ધર્મની ભયંકર નિંદા કરવા લાગ્યા.

૧૮૪૯માં પંજાબ કંપનીના કબજામાં આવ્યું. ત્યાર પછી પંજાબને આદર્શ ખ્રિસ્તી પ્રાંત બનાવવા માટે તેના શિક્ષણનું બધું કામ કેવળ ખ્રિસ્તી પાદરીઓને સોંપવું અને બીજી બધી સરકારી શાળાઓ બંધ કરવી, શાળામાં બાઈબલનો અને ખ્રિસ્તીધર્મનો અભ્યાસ કરાવવો, હિંદી તહેવારોની રજા ન પાળવી, વગેરે સૂચનાઓ કરવામાં આવી હતી. પણ આ નીતિ લાંબો વખત ચાલી શકી નહિ, એટલે આ ધર્મપ્રચારકોની નજર હિંદી લશ્કર ઉપર ઠરી. લશ્કરમાં ખ્રિસ્તીધર્મનો પ્રચાર કરવાને કેવા કેવા પ્રયત્ન કરવામાં આવતા હતા તેનું વર્ણન બળવા પછી તરત જ લંડનમાં પ્રસિદ્ધ થયેલી 'કૉઝિઝ ઑવ ધી ઇન્ડિયન રિવૉલ્ટ' નામની પત્રિકામાં કર્યું છેઃ

"સને ૧૮૫૭ની શરૂઆતમાં હિંદુસ્તાની લશ્કરના ઘણા કરનલો લશ્કરને ખ્રિસ્તી બનાવવાના અત્યંત ઘોર તથા દુષ્કર કાર્યમાં મચેલા

માલૂમ પડ્યા. ત્યાર બાદ એવું માલૂમ પડ્યું કે આ ઉત્સાહી અમલદારો-માંના ઘણા......ન તો રોજીને માટે લશ્કરમાં ભરતી થયા હતા, ન તો એ કામ પોતાની પ્રકૃતિને અનુકૂળ હતું તેથી દાખલ થયા હતા, પણ તેમનો એકમાત્ર ઉદ્દેશ લોકોને વટલાવવાનો હતો. તેઓએ લશ્કરને વિશેષ કરીને પસંદ કર્યું તેનું કારણ તો એ કે શાંતિના વખતમાં સિપાઈઓ અને અમલદારોને ત્યાં વધુમાં વધુ ફુરસદ મળે છે, અને ત્યાં વિના ખર્ચે, વિના મહેનતે અથવા તો ગામે ગામ ભટક્યા વિના પુષ્કળ અ-ખ્રિસ્તીઓ મળી શકે છે...એ લોકોએ હિંદુ અને મુસલમાન અમલદારો અને સિપાઈઓમાં પ્રચાર કરવાનું અને ખ્રિસ્તી પુસ્તકોના અનુવાદો અને પત્રિકાઓ વહેંચવાનું શરૂ કરી દીધું. શરૂઆતમાં તો સિપાઈઓએ ઘૃણા અને કોઈ કોઈ વાર તો ઉદાસીનતાથી આ બધું વેઠી લીધું. પણ જ્યારે એ લોકોનું કાર્ય ચાલુ જ રહ્યું, જ્યારે વટલાવવાના પ્રયત્નો દહાડેદિવસે વધુ ને વધુ ગંભીર અને કષ્ટદાયક થઈ પડ્યા ત્યારે બંને ધર્મના સિપાઈઓ ચોંકી ઊઠ્યા. આ અરસામાં પણ પેલા 'મિશનરી કરનલ' અને 'પાદરી લેફ્ટેનન્ટ'ને નામે ઓળખાતા વિચિત્ર પ્રાણીઓ નિષ્ક્રિય નહોતા બેઠા. સિપાઈઓની સહિષ્ણુતાથી તેમની હિંમત વધી અને તેઓ વધુ ને વધુ ઝનૂની બનતા ગયા. હિંદુ અને મુસલમાનની વધુ ને વધુ નિંદા કરવા લાગ્યા. એક પરમાત્માને અને તેના બેટા ખ્રિસ્તને પૂજવાને અને તેત્રીસ કોટિ કદરૂપાં દેવ-દેવીઓને છોડવાને તેઓ ભારપૂર્વક કહેવા લાગ્યા. રામ અને મહમ્મદ આજ સુધી તો જેવાતેવા માણસો હતા તે હવે તો મોટા દગાબાજ અને પાકા ધૂર્ત તરીકે વર્ણવાવા લાગ્યા...ધીમે ધીમે આ પ્રચારકોએ લાંચ આપી તેમને વટલાવવા માંડ્યા. વળી ખ્રિસ્તી બનારાઓને પગારમાં વધારાની અને ઇનામની પણ લાલચ આપવામાં આવી. આ અપવિત્ર કામમાં તેમણે પોતાની અમલદારીનો

પણ નિર્લજ્જતાથી ઉપયોગ કર્યો. સિપાઈઓએ વાંધો લીધો ત્યારે તેમના યુરોપિયન અમલદારોએ ધર્મ છોડનાર સિપાઈને હવાલદાર, હવાલદારને સૂબેદાર મેજર, એમ ચઢતે દરજ્જે મૂકવાનું વચન આપ્યું. પરિણામે અસંતોષ પુષ્કળ ફેલાયો.'[1]

હિંદી સિપાઈઓની સાથે કંપનીનો અને કંપનીના અમલદારોનો સામાન્ય વ્યવહાર પણ બહુ સારો ન હતો. સામાન,

---

1. At the beginning of the present year (1857) *a great many colonels in the Indian army* were detected in a task not less monstrous and ardous than that of Christianizing it. It has afterwards *transpired that some of these earnest...worthies...* entered the army; not as a means of subsistence, not as the theatre exertion most congenial to their temperament, but solely and wholly for the purpose of conversion. The army was specially selected, as in times of peace it affords the utmost leisure to both soldiers and commanders. And as there heathens may be found in great abundance on all sides, without the trouble and expense, and other etcetras or scampering from village to village...they began preaching and distributing tracts and translations among the Hindoo and Mohammedan officers and soldiers. In the beginning they were tolerated, sometimes with disgust, and sometimes with indifferance. When, however, the thing continued, when the evangelizing endeavours became more serions and troublesome day by day, the Sepoys of either persuation felt alarmed......In the meantime, the

પગાર, રહેવાનાં મકાન વગેરે વિષે સિપાઈઓએ વારંવાર ફરિયાદ કરી હતી પણ તેના ઉપર કદી યોગ્ય ધ્યાન અપાયું જ નહિ. પરિણામ એ આવ્યું કે હિંદુસ્તાની સિપાઈઓના મનમાં અંગ્રેજો પ્રત્યે અંદર ને અંદર અસંતોષ અને ક્રોધ ઊભરાવા લાગ્યા. સને ૧૮૫૭ના બળવાનું આ પાંચમું અને એક રીતે સૌથી જબરદસ્ત કારણ હતું.

---

'Missionary Colonels' and 'Padre Lieutenants,' as these curious-Militaries were called, were not inactive. Emboldened by the toleration of the Sepoys, they grew more violent than ever. They were louder in their denunciations of Hinduism and Islam. They were warmer in their exhortations to the unbelievers, to substitute the worship of the one true God in his son Jesus, for the thirty three millions of their hideous deities. Mohammad and Ram, hitherto were soso beings, turned sublime imposters and unmitigated black-guards...By and by the proselytizing Colonels tempted the Sepoys to Christianity with bribes and offered promotions and other rewards to converts. They unblushingly used their influence as officers in this unholy affair. The Sepoys protested, and their European officers promised to make every Sepoy that forsook his religion a Havildar, every Havildar a Subedar Major, and So on ! Great discontent was the consequence."—**Causes of the Indian Revolt**, by A Hindoo of Bengal. Dated Calcutta the 18th August, 1857, published from London by Edward Stanford, 6, Charing Cross.

ઉપર કહેલાં પાંચ કારણોએ મળીને આખાય હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યની વિરુદ્ધ દરેક વર્ગના લોકોમાં જબરદસ્ત સ્ફોટક સામગ્રી ભેગી કરી રાખી હતી. માત્ર કોઈ યોગ્ય નેતાની જ જરૂર હતી જે આ સામગ્રીનો લાભ ઉઠાવી આખા દેશને સ્વાધીનતાના એક મહાન સંગ્રામને માટે તૈયાર કરી શકે અને સો વરસથી જામી ગયેલાં વિદેશી રાજ્યને ઉખેડી ફગાવી દઈ શકે.

## યોજના અને સંગઠન

વિપ્લવનું સાચું સ્વરૂપ : વિપ્લવની
યોજના : ગુપ્ત સંગઠન અને તૈયારી

### વિપ્લવનું સાચું સ્વરૂપ

૧૮૫૭નો વિપ્લવ વાસ્તવિક રીતે જોતાં હિંદના હિંદુ અને મુસલમાન રાજાઓ અને હિંદની પ્રજાએ દેશને વિદેશીઓની રાજકીય પરાધીનતામાંથી છોડાવવાને કરેલો એક મહાન અને વ્યાપક પ્રયત્ન હતો.

લંડન 'ટાઈમ્સ'નો ખાસ પ્રતિનિધિ સર વિલિયમ હોવર્ડ રસલ '૫૭ના બળવા વખતે હિંદમાં હાજર હતો. તેણે વિપ્લવ વિષે લખ્યું હતું :

"એ એવું યુદ્ધ હતું જેમાં લોકો ધર્મ અને કોમને નામે વેર વાળવા અને પોતાની આશાઓ પૂરી કરવાને કટિબદ્ધ થયા હતા. એ યુદ્ધમાં આખા રાષ્ટ્રે પોતા ઉપરથી પરદેશી ધૂંસરી ફગાવી દેવાનો અને તેને બદલે દેશી રાજાઓની પૂર્ણ સત્તા અને દેશી ધર્મોનો પૂર્ણ અધિકાર ફરી સ્થાપન કરવાનો સંકલ્પ કર્યો હતો."[1]

---

1. "...We had a war of religion, a war of race, and a war of revenge, of hope, of national determination to shake off the yoke of a stranger, and to reestablish the full power of native Chiefs and the full sway of native religions." **My Diary In India in the year 1858-59,** by Sir William Howard Russel, P. 164.

## વિપ્લવની યોજના

આ રાષ્ટ્રીય પ્રયત્નની પાછળ એવી જ ભારે યોજના અને એવું જ વિશાળ અને ગુપ્ત સંગઠન પણ હતું. એમ લાગે છે કે કાનપુરની પાસે બિઠૂર અથવા તો વિલાયતની રાજધાની લંડન એ એમાંથી કોઈ એક જગ્યાએ આ વિશાળ યોજનાનો સૂત્રપાત થયો હતો.

છેલ્લા પેશવા બાજીરાવનો દત્તકપુત્ર નાનાસાહેબ બળવાના મુખ્ય નેતાઓમાંનો એક હતો. ઉપર કહેવામાં આવ્યું છે કે નાનાસાહેબે પોતાના વર્ષાસનની બાબતમાં અપીલ કરવાને અજીમુલ્લાખાંને વિલાયત મોકલ્યો હતો. આ અજીમુલ્લા નાનાનો વિશ્વાસુ સલાહકાર અને વિપ્લવનો બીજો મુખ્ય નેતા હતો. અજીમુલ્લા અત્યંત કાબેલ મુત્સદ્દી હતો. અંગ્રેજી અને ફ્રેન્ચ ભાષામાં તે પૂરો પંડિત હતો. વિલાયતમાં તે હિંદી વેશમાં જ રહેતો હતો. દેખાવે તે બહુ જ સુંદર હતો. લંડનના ઉચ્ચ સમાજના લોકોમાં તેની રીતભાત એટલી તો આકર્ષક થઈ પડી હતી કે ઊંચામાં ઊંચા વર્ગની અંગ્રેજ સ્ત્રીઓ સુદ્ધાં તેના ઉપર મુગ્ધ થઈ ગઈ હતી. તોપણ અજીમુલ્લાને પોતાના મુખ્ય ઉદ્દેશમાં સફળતા ન મળી શકી. એટલે કે નાનાના વર્ષાસનની બાબતમાં વિલાયતના મુત્સદ્દીઓ અથવા અધિકારીઓએ તેની એક પણ વાત સાંભળી નહિ.

બરાબર એ જ અરસામાં સતારાના પદભ્રષ્ટ રાજા તરફથી અપીલ કરવાને માટે રંગો બાપૂજી નામે એક મરાઠા મુત્સદ્દી પણ વિલાયત ગયો હતો. રંગો બાપૂજીને પણ પોતાના કાર્યમાં સફળતા મળી નહિ. લંડનમાં અજીમુલ્લા અને રંગો બાપૂજીની મુલાકાત થઈ. સંભવ છે કે ૧૮૫૭ના બળવાની યોજનાનો સૂત્રપાત અજીમુલ્લાના હિંદમાંથી જવા પહેલાં બિઠૂરમાં જ થઈ ચૂક્યો હોય. પરંતુ રંગો બાપૂજી અને અજીમુલ્લાખાંએ લંડનમાં બેસીને ઘણે અંશે આ રાષ્ટ્રીય યોજનાને રૂપરંગ આપ્યાં એ વાતમાં સંદેહ

નથી. એ પછી રંગો બાપૂજી દક્ષિણના રાજાઓને એ યોજનાના પક્ષમાં લેવાના ઉદ્દેશથી સતારા પાછો આવ્યો અને ચતુર અઝીમુલ્લાખાં યુરોપમાં અંગ્રેજોનાં બળ અને સ્થિતિને સમજવાને અને હિંદના ભાવિ સ્વાતંત્ર્યસંગ્રામમાં બીજાં રાષ્ટ્રોની સહાય અગર સહાનુભૂતિ મેળવવાને યુરોપના જુદા જુદા દેશોમાં ફરવા લાગ્યો.

બીજા દેશોમાં ફરતો ફરતો અઝીમુલ્લાખાં તુર્કસ્તાનની રાજધાની ઇસ્તંબુલ (કૉન્સ્ટેન્ટિનોપલ) પહોંચ્યો. તે વખતે રશિયા અને ઈંગ્લંડ વચ્ચે લડાઈ ચાલતી હતી. અઝીમુલ્લાખાંએ સાંભળ્યું કે હાલમાં સેબાસ્ટેપોલની લડાઈમાં રશિયાએ અંગ્રેજોને હાર આપી છે. અઝીમુલ્લાખાં રશિયા પહોંચ્યો. કેટલાક અંગ્રેજ ઇતિહાસકારોએ એવી શંકા પ્રકટ કરી છે કે અઝીમુલ્લાખાં નાનાસાહેબ તરફથી અંગ્રેજોની વિરુદ્ધ રશિયાની સાથે સંધિ કરવાને રશિયા ગયો હતો. લંડનના 'ટાઇમ્સ' પત્રના ખબરપત્રી પ્રસિદ્ધ અંગ્રેજ વિદ્વાન રસલ સાથે રશિયામાં અઝીમુલ્લાખાંની મુલાકાત થઈ હતી. એક દિવસ રસલની સાથે બેસીને અઝીમુલ્લાખાં ભારે આનંદથી દિવસ આખો અંગ્રેજો અને રશિયનોની લડાઈ જોતો હતો. રસલે લખ્યું છે કે રશિયનોની તોપનો એક ગોળો અઝીમુલ્લાના છેક પગ આગળ આવીને ફૂટ્યો. પણ અઝીમુલ્લા પોતાની જગ્યાએથી એક વાલપુર પણ ખસ્યો નહિ. રશિયા પછી અઝીમુલ્લા ક્યાં ગયો તે ખબર પડતી નથી, પણ અઝીમુલ્લાખાંએ ઇટલી, રશિયા, તુર્કસ્તાન, મિસર વગેરે દેશોની સહાનુભૂતિ પોતાના ભાવિ સ્વાતંત્ર્યયુદ્ધ પ્રત્યે ખેંચવાનો પ્રયત્ન કર્યો હતો એ વાતમાં કાંઈ શંકા નથી. લોર્ડ રૉબર્ટ્સે પોતાના પુસ્તક 'ફોર્ટીવન યર્સ ઇન ઇન્ડિયા'માં લખ્યું છે કે તેણે અઝીમુલ્લાના કેટલાક પત્રો આ સંબંધમાં તુર્કસ્તાનના સુલતાન અને ઉમરપાશા ઉપર લખેલા જોયા હતા જેમાં હિંદમાં અંગ્રેજોએ કરેલા અત્યાચારોનું વર્ણન હતું.

અઝીમુલ્લાખાંને પોતાના આ પ્રયત્નોમાં કેટલે અંશે સફળતા મળી તેની ખબર પડતી નથી. પરંતુ બે વાત ધ્યાનમાં રાખવા જેવી છે. એક તો એ કે બળવાના દિવસોમાં હિંદુસ્તાનમાં એવી એક સામાન્ય અફવા ઊડી હતી કે નાનાસાહેબે અંગ્રેજો વિરુદ્ધ રશિયાના ઝાર સાથે કંઈ સંધિ કરી લીધી છે. બીજી એ કે જ્યારે હિંદમાં બળવો ચાલુ હતો ત્યારે ઇટલીનો પ્રસિદ્ધ દેશભક્ત સેનાપતિ ગૅરિબાલ્ડી હિંદીઓને મદદ કરવાને પોતાના દેશથી લશ્કર અને સરંજામ લઈને આવવાની તૈયારી કરી રહ્યો હતો. ઇટલીની આંતરિક મુશ્કેલીઓ અને બળવાઓને લીધે ગૅરિબાલ્ડીને જલદી ત્યાંથી નીકળવાનો સમય મળ્યો નહિ; અને જ્યારે ગૅરિબાલ્ડી પોતાને ત્યાંથી વહાણોમાં લશ્કર અને સરંજામ ભરીને હિંદી બળવાખોરોની મદદે આવવા તૈયાર થયો ત્યારે તેને ખબર મળી કે હિંદનો બળવો શમી ગયો છે. આ સાંભળીને ગૅરિબાલ્ડીએ ભારે દુઃખથી પોતાની સેનાને વહાણમાંથી ઉતારી લીધી.

યુરોપ અને એશિયાના બીજા દેશોમાં ફર્યા પછી અઝીમુલ્લાખાં પાછો હિંદ આવ્યો. હવે એક તરફ રંગો બાપૂજી સતારામાં બેઠો બેઠો દક્ષિણના રાજાઓને અને ત્યાંના લોકોને તૈયાર કરી રહ્યો હતો અને બીજી બાજુ અઝીમુલ્લાખાં અને નાનાસાહેબ બિઠૂરમાં બેઠા બેઠા વિપ્લવની યોજના પૂરી કરી રહ્યા હતા.

વિપ્લવની યોજના કરનારાઓનો મુખ્ય વિચાર એવો હતો કે હિંદના બધાય હિંદુ અને મુસલમાન વૃદ્ધ બાદશાહ બહાદુરશાહના ઝંડા નીચે ભેગા થઈ અંગ્રેજોને દેશમાંથી હાંકી કાઢે અને પછી બાદશાહના જ ઝંડા નીચે પોતાના દેશમાં સુરાજ્ય સ્થાપવાની નવે નામે વ્યવસ્થા કરે. આને માટે વિશાળ અને ગુપ્ત સંગઠનની જરૂર હતી; અને સંગઠન થયા પછી આખા હિંદમાં એકીસાથે એકે દિવસે અંગ્રેજો વિરુદ્ધ બળવો જગાડવામાં આવે એ વાતની જરૂર હતી.

## ગુપ્ત સંગઠન અને તૈયારી

આ વિશાળ ગુપ્ત સંગઠનનો પાયો બિઠૂરમાં નંખાયો હોય એમ લાગે છે. સંગઠન આટઆટલું વિશાળ હોવા છતાં એટલું સંપૂર્ણ, સુંદર અને સુવ્યવસ્થિત હતું અને તેને અંગ્રેજ જેવી જાગરુક કોમથી વરસો સુધી એટલી સારી રીતે ગુપ્ત રાખવામાં આવ્યું હતું કે એ વિષયમાં અનેક અંગ્રેજ ઇતિહાસકારોએ પણ વિપ્લવના પ્રવર્તકો અને સંચાલકોની યોગ્યતાનાં મુક્ત કંઠે વખાણ કર્યાં છે. મોટે ભાગે અંગ્રેજોનાં જ પુસ્તકોમાંથી આ સંગઠન સંબંધે આપણને જે માહિતી મળે છે તે ઉપરથી માલૂમ પડે છે કે સને ૧૮૫૬ની સહેજ પહેલાં નાનાસાહેબે બિઠૂરમાં બેઠાં બેઠાં હિંદુસ્તાન ભરમાં ચારે કોર પોતાના ગુપ્ત દૂતો અને પ્રચારકો મોકલવા શરૂ કરી દીધા હતા. નાનાના ખાસ દૂતો દિલ્હીથી માંડીને ઠેઠ મૈસૂર સુધી બધા હિંદી રાજાઓના દરબારમાં પહોંચ્યા, અને તેના ગુપ્ત પ્રચારકો કંપનીની દેશી ફોજને તથા પ્રજાને પોતાના પક્ષમાં લેવાને નીકળી પડ્યા. જે ગુપ્ત પત્રો નાનાએ આ વખતે હિંદી રાજાઓને લખ્યા તેમાં તેણે એ બતાવ્યું કે અંગ્રેજો એક પછી એક દેશી રાજ્યને પચાવી પાડી આખા હિંદને પરાધીન કરવાના પ્રયત્નો કરી રહ્યા છે. કેટલાક સમય પછી અંગ્રેજોએ મૈસૂર દરબાર ઉપર નાનાનો પત્ર લઈને ગયેલા નાનાના એક દૂતને પકડ્યો. દૂત પાસેથી અંગ્રેજોને ખબર પડી કે આવા તો કેટલાયે પત્રો નાના અનેક રાજાઓને મોકલી ચૂક્યો હતો. ઇતિહાસકાર સર જૉન કે લખે છેઃ

"મહિનાઓ થયા, બલકે વરસો થયાં એ લોકો પોતાનાં કાવતરાંની જાળ આખા દેશ ઉપર બિછાવી રહ્યા હતા. દરેકે દરેક દેશી દરબારમાં વિશાળ ભરતખંડના એક છેડાથી બીજા છેડા સુધી નાનાસાહેબના દૂતો પત્રો લઈને ઘૂમી વળ્યા હતા. એ પત્રોમાં કુશળતાપૂર્વક, અને કદાચ રહસ્યપૂર્ણ શબ્દોમાં જુદી જુદી જાતના અને

જુદા જુદા ધર્મના રાજાઓને અને સરદારોને આગામી યુદ્ધમાં ભાગ લેવાને સલાહ અને આમંત્રણ આપવામાં આવ્યાં હતાં."[1]

આ રાષ્ટ્રીય યોજનાને ફૂલવાફળવાને માટે સૌથી સરસ સ્થાન દિલ્હીના લાલ કિલ્લામાં મળ્યું. બાદશાહ બહાદુરશાહ, તેની કાબેલ બેગમ ઝીનતમહલ અને તેમના સલાહકારોએ દેશ અને નાનાને પૂરેપૂરો સાથ દેવાનો નિશ્ચય કર્યો. આ વિષે દિલ્હીના બાદશાહ અને ઇરાનના શાહ વચ્ચે પણ કંઈક પત્રવ્યવહાર થયો હતો એવું પણ લખ્યું છે. દિલ્હી શહેરમાં પણ ગુપ્ત સભાઓ થવા લાગી અને યુક્તિઓ શોધાવા લાગી.

આ પછી તરત જ અયોધ્યાને અંગ્રેજી રાજ્યમાં જોડી દેવાનો સમય આવ્યો. સર જૉન કે લખે છે કે આ એક જ બનાવથી નાનાને બહુ મોટી મદદ મળી. સર જૉન કેના શબ્દો આ રહ્યા:

"અંગ્રેજોએ રાજ્ય ખાલસા કર્યાના આ છેલ્લા દાખલાની એટલી જબરી અસર થઈ કે લોકો એકબીજાને પૂછવા લાગ્યા કે હવે સહીસલામત કોને કહેવો? જો અંગ્રેજ સરકારે અયોધ્યાના નવાબ જેવા અંગ્રેજોને જરૂરને વખતે મદદ કરનાર પોતાના વફાદાર દોસ્ત અને મદદગારનું રાજ્ય છીનવી લીધું તો પછી અંગ્રેજો પ્રત્યે વફાદાર રહેવામાં લાભ શો? કહે છે કે જે રાજા અને

---

1. For months, for years indeed, they had been spreading their net work of intrigues all over the country. From one native court to another, from one extremity to another of the great continent of India, the agents of the Nana Saheb had passed with overtures and invitations discreetly, perhaps mysteriously, worded to princes and chiefs of different races and religions." –Kaye's **Indian Mutiny, Vol. I, p. 24.**

નવાબો અત્યાર સુધી (વિપ્લવથી) દૂર રહ્યા કરતા હતા તેઓ હવે આગળ પડ્યા અને નાનાસાહેબને પોતાના પત્રોના યથેચ્છ ઉત્તરો મળવા લાગ્યા."

લખનૌના દેશપાર થયેલા નવાબ, વાજિદઅલી શાહ, તેનો હોશિયાર વજીર અલી નકીખાં, અયોધ્યાના સઘળા તાલુકદારો, જમીનદારો અને ત્યાંની બધી પ્રજા હવે આ રાષ્ટ્રીય વિપ્લવની સફળતા માટે પોતાનું સર્વસ્વ હોમી દેવાને તૈયાર થયાં.

વાજિદઅલી શાહની બેગમ હજરતમહલ અને વજીર અલી નકીખાં એ બંનેની ગણના વિપ્લવના મુખ્ય પ્રવર્તકોમાં થાય છે. વજીર અલી નકીખાંએ કલકત્તામાં બેઠાં બેઠાં મુસલમાન ફકીરો અને હિંદુ સાધુઓના રૂપમાં પોતાના ગુપ્ત દૂતો ઉત્તર હિંદનાં તમામ દેશી લશ્કરોમાં મોકલવા શરૂ કર્યા અને તેણે લશ્કરોના હિંદી અમલદારો સાથે ગુપ્ત પત્રવ્યવહાર શરૂ કર્યો. બેગમ હજરતમહલે અયોધ્યાના તમામ રઈસો અને પ્રજાજનોને રાષ્ટ્રીય વિપ્લવ માટે તૈયાર કરવાનું શરૂ કર્યું. ઇતિહાસકાર કે લખે છે કે અલી નકીખાંના નિમંત્રણથી હજારો હિંદુ સિપાઈઓ અને તેમના અમલદારોએ ગંગાજળ લઈને અને મુસલમાનોએ કુરાન હાથમાં લઈને રાષ્ટ્રીય યુદ્ધમાં ભાગ લેવાની અને અંગ્રેજોને દેશમાંથી હાંકી કાઢવાની પ્રતિજ્ઞા લીધી.

આ વિશાળ સંગઠનને માટે ધનની કાંઈ ખોટ નહોતી. હજારો રઈસો અને શાહુકારોએ પોતાની થેલીઓ રાષ્ટ્રીય નેતાઓને ચરણે ધરી દીધી. બેરકપુરથી પેશાવર સુધી અને લખનૌથી સતારા સુધી હજારો રાષ્ટ્રીય ફકીરો અને સંન્યાસીઓ ઘૂમી ઘૂમીને એક એક ગામ અને એક એક પલટનમાં સ્વાતંત્ર્યસંગ્રામનો પ્રચાર કરવા લાગ્યા. હજારો મોલવીઓ અને હજારો પંડિતો વિપ્લવની સફળતાને માટે ઠેકાણે ઠેકાણે ઈશ્વરની બંદગી કરવા લાગ્યા.

એ વખતે વિપ્લવનાં પાંચ કેન્દ્રો હતાં દિલ્લી, બિઠૂર, લખનૌ, કલકત્તા અને સતારા. બેશક, જે શીઘ્રતા અને વેગથી આખા હિંદમાં અને વિશેષ કરીને ઉત્તર હિંદુસ્તાનમાં વિપ્લવનો પ્રચાર કરવામાં આવ્યો તે અત્યંત આશ્ચર્યજનક હતાં. ખૂબીની વાત તો એ છે કે આખર સુધી અંગ્રેજોને આ તૈયારીઓની કંઈ જ ખબર ન પડી શકી.

સને '૫૭ના આ ગુપ્ત સંગઠન વિષે એક અંગ્રેજ લેખક જેકબ લખે છે:

"જે આશ્ચર્યજનક ગુપ્તતાથી આ આખું કાવતરું ચલાવવામાં આવ્યું, જે દીર્ઘદૃષ્ટિથી યોજનાઓ ઘડવામાં આવી, જે સાવધાનીથી આ સંગઠનનાં જુદાં જુદાં કેન્દ્રોએ એકબીજા સાથે કામ કર્યું, એક કેન્દ્રની ખબર બીજા કેન્દ્રના લોકોને ન પડવા દીધી અને કેવળ કામપૂરતી જ સૂચના આપી—એ બધાંનું વર્ણન કરવું પણ મુશ્કેલ છે. એના જેટલી જ આશ્ચર્યજનક એ લોકોની એકબીજા પ્રત્યેની વફાદારી હતી." ૧

એનું એક કારણ એ પણ હતું કે ઘણાંખરાં અંગ્રેજી થાણાં-

---

૧. But it is difficult to describe the wonderful secrecy with which the whole conspiracy was conducted and the forethought supplying the schemes, and the caution with which each group of conspirators worked apart, concealing the connecting links, and instructing them with just sufficient information for the purpose in view. And all this was equalled only by the fidelity with which they adhered to each other.

Western India, by Sir George Le Grand Jacob, K. C. S. I., C. B.

ઓમાં પોલીસ, બીજા અનેક સરકારી નોકરો અને અંગ્રેજોના બબરચી અને ભિસ્તી સુદ્ધાં રાષ્ટ્રીય યોજનામાં સામેલ હતા. કોઈ કોઈ ઠેકાણે અંગ્રેજોએ કોઈ કોઈ પ્રચારકને પકડી પણ લીધા. એક અંગ્રેજ ઇતિહાસકાર લખે છે કે એક વખતે મીરત છાવણીની પાસે કોઈ ફકીર રહેતો હતો અને તે વિપ્લવનું પ્રચારકાર્ય કરતો હતો. અંગ્રેજોએ તેને બહાર કાઢી મૂક્યો. તે ફકીર પોતાના હાથી ઉપર બેસીને પાસેના ગામમાં ચાલ્યો ગયો અને ત્યાંથી પોતાનું કામ કરતો રહ્યો.[૧]

આવા રાજદ્વારી ફકીરોને ઘણે ભાગે સવારીને માટે હાથી અને રક્ષણને માટે હથિયારબંધ સિપાઇ મળ્યા હતા. આ પ્રચાર એટલે સુધી વધ્યો કે કાશી પ્રયાગ અને હરદ્વારમાં અંગ્રેજી રાજ્યના નાશ માટે ખુલ્લી પ્રાર્થનાઓ થવા લાગી અને હજારો યાત્રાળુઓ ભાવી વિપ્લવમાં ભાગ લેવાની પ્રતિજ્ઞાઓ લેવા લાગ્યા. સ્ત્રીઓમાં વિપ્લવનો પ્રચાર કરવા માટે વૈદ્યો અને જોષીઓનો ઉપયોગ કરવામાં આવ્યો. તમાશા, પોવાડા, લાવણીઓ, લાકડાંનાં પૂતળાંના ખેલ, નાટકો વગેરેનો પણ વિપ્લવના સંચાલકોએ પૂરેપૂરો ઉપયોગ કર્યો.[૨]

આવા પ્રકારનું વ્યાપક પ્રચારકાર્ય એક વરસ કે તેથી પણ વધુ સમય સુધી ચાલુ રહ્યું.

દિલ્હી દરબારના રાજકવિએ એક રાષ્ટ્રગીત તૈયાર કર્યું. તે દેશભરમાં ઠેકાણે ઠેકાણે ગવાવા લાગ્યું.

ધીમે ધીમે સંગઠનનાં કેન્દ્રો વચ્ચે ગુપ્ત પત્રવ્યવહાર શરૂ થઈ ગયો. ઠેકાણે ઠેકાણે વિપ્લવનાં જાહેરનામાં પ્રગટ થવા લાગ્યાં, જેમાં લોકોને દેશ અને ધર્મને ખાતર શહીદ બનવાને આમંત્રણ આપ-

૧ The Meerut Narrative.

૨ Trevelyan's Cawnpore.

વામાં આવ્યાં. આવું એક જાહેરનામું સને ૧૮૫૭ના આરંભમાં મદ્રાસ શહેરમાં ચોંટાડેલું મળી આવ્યું હતું. ઠેકઠેકાણે ગુપ્ત સભાઓ થવા લાગી, જેમાં કોઈ કોઈ વાર દસ દસ હજાર માણસો ભાગ લેતા હતા. પત્રવ્યવહારને માટે ગુપ્ત લિપિઓ તૈયાર થઈ ગઈ.[૧]

છેવટે આ ગુપ્ત સંગઠનનાં અનેક કેન્દ્રોને એક સૂત્રમાં બાંધવાને અને દેશભરમાં વિપ્લવનો દિવસ નક્કી કરવાને માર્ચ ૧૮૫૭ની શરૂઆતમાં નાનાસાહેબ અને અઝીમુલ્લાખાં તીર્થયાત્રાને બહાને બિઠૂરથી નીકળ્યા. નાનાસાહેબનો ભાઈ બાલાસાહેબ પણ એમની સાથે હતો. સૌથી પહેલાં એ લોક દિલ્હી પહોંચ્યા. લાલ કિલ્લાના દિવાનેખાસમાં બાદશાહ બહાદુરશાહ, બેગમ જીનતમહલ અને દિલ્હીના મુખ્ય મુખ્ય નેતાઓની સાથે એ લોકોની ગુપ્ત મંત્રણાઓ થઈ. એ પછી નાના અંબાલા ગયો. બીજાં ઘણાં સ્થાનોએ ચક્કર લગાવ્યાં બાદ ૧૮મી એપ્રિલે નાના અને તેના સાથીઓ લખનૌ પહોંચ્યા. લખનૌમાં ભારે સમારોહપૂર્વક નાનાનું સરઘસ કાઢવામાં આવ્યું. નાના જ્યાં જ્યાં જતો હતો ત્યાં ત્યાં અંગ્રેજ અમલદારોને મળી તેમને જાત જાતનાં બહાનાંથી પોતાને વિષે નિઃશંક કરવાનો પૂરો પ્રયત્ન કરતો. એ પછી કાલપી વગેરે સ્થાનોએ થઈને નાના એપ્રિલની આખરે બિઠૂર પાછો આવી ગયો. રસલ લખે છે કે પોતાની આ મુસાફરીમાં નાના અને અઝીમુલ્લા રસ્તામાં આવતી બધી અંગ્રેજી છાવણીઓમાં જઈ આવતા હતા.

વિપ્લવના જે હજારો પ્રચારકોએ ઘૂમી ઘૂમીને સામાન્ય જનતાનાં હૃદય પોતા તરફ ખેંચ્યાં તેમાં સૌથી મુખ્ય ફૈઝાબાદના એક જમીનદાર મૌલવી અહમદશાહ છે. લખનૌ અને આગ્રામાં દસ દસ હજાર માણસો મૌલવી અહમદશાહનાં વ્યાખ્યાન સાંભળવા ભેગા થતા હતા. હિંદુ અને મુસલમાન પોતાની સો વર્ષની પરા-

---

૧ Inne's Sepoy Revolt, p. 55.

એમાં પોલીસ, બીજા અનેક સરકારી નોકરો અને અંગ્રેજોના બબરચી અને ભિસ્તી સુદ્ધાં રાષ્ટ્રીય યોજનામાં સામેલ હતા. કોઈ કોઈ ઠેકાણે અંગ્રેજોએ કોઈ કોઈ પ્રચારકને પકડી પણ લીધા. એક અંગ્રેજ ઇતિહાસકાર લખે છે કે એક વખતે મીરત છાવણીની પાસે કોઈ ફકીર રહેતો હતો અને તે વિપ્લવનું પ્રચારકાર્ય કરતો હતો. અંગ્રેજોએ તેને બહાર કાઢી મૂક્યો. તે ફકીર પોતાના હાથી ઉપર બેસીને પાસેના ગામમાં ચાલ્યો ગયો અને ત્યાંથી પોતાનું કામ કરતો રહ્યો.[1]

આવા રાજદ્વારી ફકીરોને ઘણે ભાગે સવારીને માટે હાથી અને રક્ષણને માટે હથિયારબંધ સિપાઈ મળ્યા હતા. આ પ્રચાર એટલે સુધી વધ્યો કે કાશી પ્રયાગ અને હરદ્વારમાં અંગ્રેજી રાજ્યના નાશ માટે ખુલ્લી પ્રાર્થનાઓ થવા લાગી અને હજારો યાત્રાળુઓ ભાવી વિપ્લવમાં ભાગ લેવાની પ્રતિજ્ઞાઓ લેવા લાગ્યા. સ્ત્રીઓમાં વિપ્લવનો પ્રચાર કરવા માટે વૈદો અને જોષીઓનો ઉપયોગ કરવામાં આવ્યો. તમાશા, પોવાડા, લાવણીઓ, લાકડાંનાં પૂતળાંના ખેલ, નાટકો વગેરેનો પણ વિપ્લવના સંચાલકોએ પૂરેપૂરો ઉપયોગ કર્યો.[2]

આવા પ્રકારનું વ્યાપક પ્રચારકાર્ય એક વરસ કે તેથી પણ વધુ સમય સુધી ચાલુ રહ્યું.

દિલ્હી દરબારના રાજકવિએ એક રાષ્ટ્રગીત તૈયાર કર્યું. તે દેશભરમાં ઠેકાણે ઠેકાણે ગવાવા લાગ્યું.

ધીમે ધીમે સંગઠનનાં કેન્દ્રો વચ્ચે ગુપ્ત પત્રવ્યવહાર શરૂ થઈ ગયો. ઠેકાણે ઠેકાણે વિપ્લવનાં જાહેરનામાં પ્રગટ થવા લાગ્યાં, જેમાં લોકોને દેશ અને ધર્મને ખાતર શહીદ બનવાને આમંત્રણ આપ-

---

1 The Meerut Narrative.

2 Trevelyan's Cawnpore.

નાનાની આ મુસાફરીમાં જ રવિવાર તા. ૩૧મી મે સને ૧૮૫૭નો દિવસ આખા હિંદુસ્તાનમાં એકી સાથે વિપ્લવ કરવા માટે નક્કી કરવામાં આવ્યો.[1] પણ એ તારીખની સૂચના દરેક કેન્દ્રના કેવળ મુખ્ય મુખ્ય નેતાઓને અને દરેક પલટનના ત્રણ ત્રણ અમલદારોને આપવામાં આવી. બીજાઓનું કામ માત્ર પોતાના નેતાઓની આજ્ઞા પ્રમાણે કામ કરવાનું હતું.

જુદી જુદી દેશી પલટનો વચ્ચે પણ આ વખતે ખૂબ પત્ર-વ્યવહાર ચાલતો હતો. અંગ્રેજોના હાથમાં આવેલા આવા એક પત્રમાં લખ્યું હતું:—"ભાઈઓ, આપણે પોતે વિદેશીઓની તલવાર પોતાના શરીરમાં ઘોંચી રહ્યા છીએ. જો આપણે ખડા થઈ જઈએ તો સફળતા નિશ્ચિત્ છે. કલકત્તાથી પેશાવર સુધી તમામ મેદાન આપણું થઈ જશે." ઇતિહાસકાર કે લખે છે કે સિપાઈઓ રાતના પોતાની ગુપ્ત સભાઓ ભર્યા કરતા હતા, જેમાં બોલનારના મોઢા ઉપર બુકાની રહેતી હતી.

---

૧ From the available evidence I am quite convinced that the 31st of May 1857, had been decided on as the date for simultaneous rising" J.C. Wilson's **Official Narrative**, and White's **Complete History of the Great Sepoy war**, p. 17.

ધીનતાની કહાણી સાંભળીને મૌલવી અહમદશાહનાં વ્યાખ્યાનોમાંથી એવી પ્રતિજ્ઞા લઈને ઊઠતા હતા કે અમો આગામી સ્વાતંત્ર્ય-સંગ્રામમાં પોતાના પ્રાણોને હોડમાં મૂકીશું.

'૫૭ના અદ્‌ભુત સંગઠનનું વર્ણન પૂરું કરવા પહેલાં બીજી બે વાતોનું વર્ણન કરવાની જરૂર છે. વિપ્લવના નેતાઓએ પોતાના સંગઠનનાં બે મુખ્ય ચિહ્નો નક્કી કર્યાં. એક કમળનું ફૂલ અને બીજું ચપાટી. જે જે પલટનો સંગઠનમાં સામેલ થતી તેમાં કમળનું ફૂલ ફેરવવામાં આવતું હતું. એક પલટનનો સિપાઈ ફૂલ લઈને બીજી પલટનમાં જતો હતો. તે પલટનમાં હાથોહાથ તે ફૂલ બધાના હાથમાંથી પસાર થતું હતું. જેના હાથમાં તે સૌથી છેલ્લે આવતું તેની એ ફરજ ગણાતી કે તે પોતાની પાસેની બીજી પલટન સુધી તે ફૂલ પહોંચાડી આવે. આનો ગુપ્ત અર્થ એવો કરવામાં આવતો હતો કે એ પલટનના બધા સિપાઈઓ વિપ્લવમાં ભાગ લેવાને તૈયાર છે. આવાં હજારો કમળ પેશાવરથી બૈરકપુર સુધી જુદી જુદી પલટનોમાં ફેરવવામાં આવ્યાં.

એક ગામનો ચોકીદાર બીજા ગામના ચોકીદાર પાસે ચપાટી (રોટલી) લઈ જતો હતો. તે ચપાટીમાંથી થોડી ખાઈને બાકીની ગામના બીજા લોકોને ખવડાવવાની અને પછી ઘઉં કે બીજા લોટની એવી જ બીજી ચપાટીઓ કરાવીને તે પોતાની પાસેને બીજે ગામ પહોંચાડવાની તેની ફરજ ગણાતી. એનો અર્થ એ થતો હતો કે એ ગામની પ્રજા વિપ્લવમાં ભાગ લેવાને તૈયાર છે. ભારે નવાઈની વાત છે કે થોડા જ મહિનામાં આ અલૌકિક ચપાટીઓ હિંદુસ્તાન જેવા વિશાળ દેશમાં આ છેડેથી પેલે છેડે સુધી લાખો ગામોમાં પહોંચી ગઈ. બેશક સિપાઈઓને માટે લાલ ફૂલ અને જનતાને માટે રોટી, એ બન્ને ચિહ્નો ગંભીર અને અર્થસૂચક હતાં.

નાનાની આ મુસાફરીમાં જ રવિવાર તા. ૩૧મી મે સને ૧૮૫૭નો દિવસ આખા હિંદુસ્તાનમાં એકી સાથે વિપ્લવ કરવા માટે નક્કી કરવામાં આવ્યો.[1] પણ એ તારીખની સૂચના દરેક કેન્દ્રના કેવળ મુખ્ય મુખ્ય નેતાઓને અને દરેક પલટનના ત્રણ ત્રણ અમલદારોને આપવામાં આવી. બીજાઓનું કામ માત્ર પોતાના નેતાઓની આજ્ઞા પ્રમાણે કામ કરવાનું હતું.

જુદી જુદી દેશી પલટનો વચ્ચે પણ આ વખતે ખૂબ પત્ર-વ્યવહાર ચાલતો હતો. અંગ્રેજોના હાથમાં આવેલા આવા એક પત્રમાં લખ્યું હતું:—"ભાઈ઼ઓ, આપણે પોતે વિદેશીઓની તલવાર પોતાના શરીરમાં ઘોંચી રહ્યા છીએ. જો આપણે ખડા થઈ જઈએ તો સફળતા નિશ્ચિત્ છે. કલકત્તાથી પેશાવર સુધી તમામ મેદાન આપણું થઈ જશે." ઇતિહાસકાર કે લખે છે કે સિપાઈઓ રાતના પોતાની ગુપ્ત સભાઓ ભર્યા કરતા હતા, જેમાં બોલનારના મોઢા ઉપર બુકાની રહેતી હતી.

1 From the available evidence I am quite convinced that the 31st of May 1857, had been decided on as the date for simultaneous rising" J.C. Wilson's **Official Narrative,** and White's **Complete History of the Great Sepoy war,** p. 17.

# શ્રીગણેશ

દમદમનો બનાવ : ચરબીની કારતૂસ : બેરકપુરમાં શ્રીગણેશ : મીરત : દિલ્હી : શહીદ ખંડ : બનારસ : અલ્હાબાદ : નીલના અત્યાચાર : કાનપુર અને નાનાસાહેબ : ઝાંસી અને રાણી લક્ષ્મીબાઈ : અયોધ્યાની સ્વતંત્રતા.

## દમદમનો બનાવ

કોઈ પણ વિપ્લવ કે ક્રાંતિ સફળ થાય એટલા માટે એ જરૂરનું છે કે વિપ્લવ બધે ઠેકાણે ઠરાવેલે વખતે અને ઠરાવેલી રીતે જ થાય. જાન્યુઆરી ૧૮૫૭માં કલકત્તાની પાસે દમદમ નામના ગામમાં અકસ્માત્ એક નાનો બનાવ બન્યો જેણે '૫૭ના બળવાને વિષે આ શરત પૂરી ન થવા દીધી.

સને ૧૮૫૩માં એક નવી જાતની કારતૂસ કંપનીએ પોતાના હિંદી લશ્કરમાં વાપરવા માંડી. હિંદમાં કેટલેક ઠેકાણે એ કારતૂસો બનાવવાનાં કારખાનાં પણ ખોલવામાં આવ્યાં. એની પહેલાંની કારતૂસ સિપાઈઓને હાથે તોડવી પડતી હતી, પરંતુ આ નવી કારતૂસને દાંતે તોડવી પડતી હતી. શરૂઆતમાં ફક્ત એક બે પલટનોમાં એ વાપરવામાં આવી. હિંદી સિપાઈઓએ અજ્ઞાનને લીધે કોઈ કોઈ ઠેકાણે નવી કારતૂસોને દાંતે તોડવાનું કબૂલ કરી લીધું. ધીમે ધીમે નવી કારતૂસોનો ઉપયોગ વધારવામાં આવ્યો.

બેરકપુરની પાસે આ કારતૂસો બનાવવાનું એક કારખાનું ખોલવામાં આવ્યું. એક દિવસ દમદમનો એક ખાલસ્રુ સિપાઈ.

પાણીનો લોટો હાથમાં લઈને બેરેક તરફ જતો હતો. એકાએક એક મહેતરે આવી પાણી પીવાને માટે એ સિપાઈ પાસે લોટો માગ્યો. સિપાઈએ હિંદુ પ્રથા પ્રમાણે લોટો આપવાની ના પાડી. આથી મહેતરે કહ્યું: "હવે તમે નાતજાતનું અભિમાન ન કરશો! તમને ખબર નથી કે થોડા જ દહાડામાં તમારે ગાયનું માંસ અને સુવર-ની ચરબીવાળી કારતૂસ દાંત વડે તોડવી પડવાની છે? જે નવી કારતૂસો બની રહી છે તેને જાણીબૂજીને આ બંને ચીજો લગાડ-વામાં આવે છે." બ્રાહ્મણ સિપાઈ આ સાંભળતાંવેંત ક્રોધથી ધૂંધવાતો ધૂંધવાતો છાવણીમાં ગયો. જ્યારે બીજા સિપાઈઓએ આ વાત સાંભળી ત્યારે તેઓ પણ ક્રોધથી રાતાપીળા થઈ ગયા. તેમને થયું કે અંગ્રેજ સરકાર અમને જાણી જોઈને આ પ્રમાણે ધર્મભ્રષ્ટ કરવા માગે છે. તેઓએ પોતાના અંગ્રેજ અમલદારોને પૂછ્યું. અમલદારોએ તેમને સ્પષ્ટ ઉત્તર આપ્યો કે એ અફવા બિલ-કુલ જૂઠી છે અને નવી કારતૂસોમાં એવી કોઈ ચીજ છે નહિ. સિપાઈઓને વિશ્વાસ ન બેઠો. તેઓએ બૈરકપુરના કારખાનામાં કામ કરનાર હલકી જાતના હિંદુસ્તાની મજૂરોની પાસે પત્તો મેળવ્યો. તેમને ખબર મળી કે હિંદુ અને મુસલમાન ધર્મમાં નિષિદ્ધ એવી એ બંને વસ્તુઓ નવી કારતૂસોમાં વપરાય છે. આ રીતે પોતાની ખાતરી કર્યા પછી બૈરકપુરના સિપાઈઓએ આ ખબર આખા હિંદુસ્તાનમાં ફેલાવી. લખે છે કે આ બનાવને બે મહિના થયા તે પહેલાં તો બૈરકપુરથી પેશાવર અને મહારાષ્ટ્ર સુધી આ બાબતના હજારો પત્રો મોકલવામાં આવ્યા અને નવી કારતૂસોના સમાચાર વીજળીની માફક હિંદના એકેએક હિંદુસ્તાની સિપાઈના કાને પહોંચી ગયા. પ્રત્યેક હિંદુ અને મુસલમાન સિપાઈ હવે અંગ્રેજો ઉપર આ અન્યાયનો બદલો લેવા અધીરો થઈ ગયો, પણ સિપાઈઓના નેતાઓએ તેમને ૩૧ મી મે સુધી રોકી રાખવા દરેક રીતે પ્રયત્ન કર્યો.

## ચરબીનાં કારતૂસ

હવે આપણે એ જોવું જોઈએ કે નવી કારતૂસોમાં ગાય અને સુવરની ચરબી વાપર્યાની વાત સાચી છે કે નહિ. આ વાત ખોટી છે એમ સાબિત કરવાને માટે ૧૮૫૭ના ગવર્નર જનરલ લૉર્ડ કેનિંગ અને નાના નાના અંગ્રેજ અમલદારોથી માંડીને આજ દિન સુધી સરકારી શાળાઓમાં ચાલતાં પાઠ્ય પુસ્તકોએ અનવરત પ્રયત્ન કર્યા છે, પરંતુ '૫૭ના વિપ્લવનો સૌથી વધુ પ્રમાણભૂત ઈતિહાસકાર સર જોન કે લખે છેઃ—

"એ વાતમાં તો કાંઈ શંકાજ નથી કે એ ચીકણો પદાર્થ બનાવવામાં ગાયની ચરબીનો ઉપયોગ કરવામાં આવ્યો હતો."[૧]

લૉર્ડ રૉબર્ટ્સ વિપ્લવ વખતે હિંદમાં હાજર હતા. તેમણે લખ્યું છેઃ—

"મિ. ફૉરેસ્ટે હિંદી સરકારના કાગળો તપાસ્યા છે અને તે પરથી સાબિત થાય છે કે કારતૂસ બનાવવામાં જે ચીકણો પદાર્થ વપરાતો હતો તે બને નિષિદ્ધ પદાર્થો—ગાયની અને સુવરની ચરબી—મેળવીને બનાવવામાં આવતો હતો, અને આ કારતૂસો બનાવવામાં સિપાઈઓના ધાર્મિક ભાવની એટલી તો અવગણના કરવામાં આવતી હતી કે માની પણ ન શકાય."[૨]

---

૧. There is no question that beef fat was used in the composition of this tallow."—Kaye's Indian Mutiny Vol. I. P. 381.

૨. The recent researches of Mr. Forrest in the records of the Government of India prove that the lubricating mixture used in preparing cartridges was actually composed of the objectionable ingradients, cow's fat and lard and that incredible disregard of

આ વિષે પ્રસિદ્ધ ઇતિહાસકાર વિલિયમ લેકી લખે છેઃ—

"સિપાઈઓની માન્યતા પૂર્ણપણે સાચી હતી એ ભયંકર અને શરમ ભરેલી હકીકત છે...એ બનાવ ઉપર નજર કરતાં અંગ્રેજોએ શરમ સાથે સ્વીકારવું જોઈએ કે વિપ્લવ કરવો એ જો ન્યાય્ય હોય તો આ સિપાઈઓને વિપ્લવ કરવાને જેટલાં ન્યાય્ય કારણો હતાં તેથી વધુ ભાગ્યે જ હોઈ શકે."[૨]

સિપાઈઓમાં આ અસંતોષ ફેલાયો કે થોડા જ દિવસમાં કંપની સરકારે જાહેર કર્યું કે આવી એક પણ કારતૂસ લશ્કરમાં મોકલવામાં આવી નથી. પણ ખરી રીતે તો માત્ર અંબાલા અને સિયાલકોટનાં કારખાનાંમાંથી જ ૩૬ હજાર કારતૂસો રવાના થઈ ગઈ હતી, કોઈ કોઈ પલટનોમાં તો એ કારતૂસને વાપરવા માટે અંગ્રેજ અમલદારોએ સિપાઈઓને ધમકાવવા માંડ્યા. એક બે ઠેકાણે તો આખી પલટનોને સખત સજા પણ કરવામાં આવી.

આ વસ્તુએ હિંદી લશ્કરમાં ભેગા થઈ રહેલા અસંતોષરૂપી દારૂગોળા ઉપર ચિનગારી મૂકવાનું કામ કર્યું. આથી કેટલાક અંગ્રેજ ઇતિહાસકારો એ વસ્તુને જ વિપ્લવનું મુખ્ય કારણ માની બેઠા

---

the soldier's religious prejudices was displayed in the manufacture of there cartridges."—**Forty one years in India** by Lord Roberts. P. 431.

૨. It is a shameful and terrible truth that as far as the fact was concerned, the Sepoys were perfectly right in their belief......but in looking back upon it, English writers must acknowledge with humiliation that if mutiny is ever justifiable, no stronger justification could be given than that of the sepoy troops." **The Map of Life** by W. E. H. Lecky, p p. 103. 104

ચરબીની કારતૂસ

હવે આપણે એ જોવું જોઈએ કે નવી કારતૂસોમાં ગાય અને સૂવરની ચરબી વાપર્યાની વાત સાચી છે કે નહિ. આ વાત ખોટી છે એમ સાબિત કરવાને માટે ૧૮૫૭ના ગવર્નર જનરલ લૉર્ડ કેનિંગ અને નાના નાના અંગ્રેજ અમલદારોથી માંડીને આજ દિન સુધી સરકારી શાળાઓમાં ચાલતાં પાઠ્ય પુસ્તકોએ અનવરત પ્રયત્ન કર્યા છે, પરંતુ '૫૭ના વિપ્લવનો સૌથી વધુ પ્રમાણભૂત ઇતિહાસકાર સર જોન કે લખે છે:–

"એ વાતમાં તો કાંઈ શંકા જ નથી કે એ ચીકણો પદાર્થ બનાવવામાં ગાયની ચરબીનો ઉપયોગ કરવામાં આવ્યો હતો."[1]

લૉર્ડ રોબર્ટ્સ વિપ્લવ વખતે હિંદમાં હાજર હતા. તેમણે લખ્યું છે:–

"મિ. ફોરેસ્ટે હિંદી સરકારના કાગળો તપાસ્યા છે અને તે પરથી સાબિત થાય છે કે કારતૂસ બનાવવામાં જે ચીકણો પદાર્થ વપરાતો હતો તે બને નિષિદ્ધ પદાર્થો–ગાયની અને સૂવરની ચરબી– મેળવીને બનાવવામાં આવતો હતો, અને આ કારતૂસો બનાવવામાં સિપાઈઓના ધાર્મિક ભાવની એટલી તો અવગણના કરવામાં આવતી હતી કે માની પણ ન શકાય."[2]

૧. There is no question that beef fat was used in the composition of this tallow."—Kaye's Indian Mutiny Vol. I. P. 381.

૨. The recent researches of Mr. Forrest in the records of the Government of India prove that the lubricating mixture used in preparing cartridges was actually composed of the objectionable ingradients, cow's fat and lard and that incredible disregard of

સિપાઈઓએ વધિ લીધો હતો તે જ કારતૂસો તેમણે વિપ્લવના દિવસોમાં જરા પણ સંકોચ વિના અંગ્રેજો સામે વાપરી હતી.

### બૈરકપુરમાં શ્રીગણેશ

ઉપર લખ્યું છે કે આ નવી કારતૂસને લીધે વિપ્લવ કરાવેલો વખત પહેલાં શરૂ થઈ ગયો. '૫૭ના વિપ્લવના શ્રીગણેશ એક પ્રકારે બૈરકપુરમાં મંડાયા કહેવાય. ફેબ્રુઆરી ૧૮૫૭માં બૈરકપુરની ૧૯મી પલટનને નવી કારતૂસો વાપરવા માટે આપવામાં આવી. સિપાઈઓએ તે કારતૂસો વાપરવાની સાફ ના પાડી. તે વખતે બંગાળભરમાં એક ગોરી પલટન નહોતી. એટલે અંગ્રેજ અમલદારોએ તાબડતોબ બ્રહ્મદેશથી એક ગોરી પલટન મંગાવી ૧૯મી પલટન પાસેથી હથિયારો મુકાવી દેવાનો અને સિપાઇઓને બરખાસ્ત કરવાનો વિચાર કર્યો. સિપાઈઓને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેઓમાંના કેટલાક ચૂપચાપ હથિયાર છોડી દેવા કરતાં તરત જ વિપ્લવ શરૂ કરી દેવાનો વિચાર કર્યો. તેમના હિંદુસ્તાની અમલદારોએ તેમને ૩૧મી મે સુધી રોકાઈ જવાની સલાહ આપી. પણ ૧૯મી પલટનના એક નવજુવાન સિપાઈ મંગલ પાંડેથી રહેવાયું નહિ.

૨૯મી માર્ચ ૧૮૫૭ને રોજ પલટનને કવાયતને માટે મેદાનમાં બોલાવવામાં આવી. જ્યારે પલટન આવીને ખડી થઈ ત્યારે મંગલ પાંડે તરત જ પોતાની ભરેલી બંદૂક લઈને સામે કૂદી પડ્યો અને બૂમ પાડી પાડીને બીજા સિપાઈઓને અંગ્રેજો વિરુદ્ધ ધર્મયુદ્ધ શરૂ કરવાને કહેવા લાગ્યો. એક અંગ્રેજ અમલદાર સારજન્ટ મેજર હ્યુસને જ્યારે આ જોયું ત્યારે તેણે સિપાઈઓને હુકમ કર્યો કે મંગલ પાંડેને કેદ કરો, પણ કોઈ સિપાઈ હુકમ બજાવવા આગળ ન આવ્યો. એટલામાં મંગલ પાંડેએ પોતાની બંદૂકની એક ગોળીથી તરત જ સારજન્ટ મેજર હ્યુસનને ત્યાં ને ત્યાં

છે. એના જવાબમાં એક બે પ્રામાણિક અંગ્રેજ ઇતિહાસલેખકોના મત ઉતારવા બસ થશે.

જસ્ટિસ મેકાર્થી લખે છે:–

"સાચી વાત તો એ છે કે ઉત્તર અને વાયવ્ય હિંદમાં ઘણે ભાગે અંગ્રેજી સત્તાની વિરુદ્ધ દેશી કોમોએ બળવો કર્યો હતો... ચરબીવાળી કારતૂસોનો ઝઘડો તો એ સ્ફોટક પદાર્થો ઉપર અકસ્માત આવી પડેલો તણખો હતો...એ તો એક રાષ્ટ્રીય અને ધાર્મિક યુદ્ધ હતું." ૧

એક બીજો ઇતિહાસકાર મેડલે લખે છે:—

"પણ વસ્તુતઃ ચરબીવાળી કારતૂસે તો જુદાં જુદાં અનેક કારણોને લીધે લાંબા કાળથી જે સુરંગ તૈયાર થઈ રહી હતી તેને સળગાવનાર દીવાસળીનું જ કામ કર્યું હતું." ૨

એક ઇતિહાસલેખક લખે છે કે જે કારતૂસો સામે હિંદી

---

૧. The Fact was that throughout the greater part of the northern and north western provinces of the Indian peninsula, there was a rebellion of the native races against the English power. The quarrel about the greased cartridges was but the chance spark flung in among all the combustible material...a national and religious war !—**History of Our own Times.** by Justice Mac Carthy, vol. iii

૨ "But, in fact, the greased cartridges was merely the match that exploded the mine which had, owing to a variety of causes, been for a long time preparing."—Medley's **A year' compaign in Inda from March, 1857 to March, 1858.**

સિપાઈઓએ વાંધો લીધો હતો તે જ કારતૂસો તેમણે વિપ્લવના દિવસોમાં જરા પણ સંકોચ વિના અંગ્રેજો સામે વાપરી હતી.

### બૈરકપુરમાં શ્રીગણેશ

ઉપર લખ્યું છે કે આ નવી કારતૂસને લીધે વિપ્લવ કરાવેલો વખત પહેલાં શરૂ થઈ ગયો. '૫૭ના વિપ્લવના શ્રીગણેશ એક પ્રકારે બૈરકપુરમાં મંડાયા કહેવાય. ફેબ્રુઆરી ૧૮૫૭માં બૈરકપુરની ૧૯મી પલટનને નવી કારતૂસો વાપરવા માટે આપવામાં આવી. સિપાઈઓએ તે કારતૂસો વાપરવાની સાફ ના પાડી. તે વખતે બંગાળભરમાં એક ગોરી પલટન નહોતી. એટલે અંગ્રેજ અમલદારોએ તાબડતોબ બ્રહ્મદેશથી એક ગોરી પલટન મંગાવી ૧૯મી પલટન પાસેથી હથિયારો મુકાવી દેવાનો અને સિપાઇઓને બરખાસ્ત કરવાનો વિચાર કર્યો. સિપાઈઓને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેઓમાંના કેટલાક ચૂપચાપ હથિયાર છોડી દેવા કરતાં તરત જ વિપ્લવ શરૂ કરી દેવાનો વિચાર કર્યો. તેમના હિંદુસ્તાની અમલદારોએ તેમને ૩૧મી મે સુધી રોકાઈ જવાની સલાહ આપી. પણ ૧૯મી પલટનના એક નવજુવાન સિપાઈ મંગલ પાંડેથી રહેવાયું નહિ.

૨૯મી માર્ચ ૧૮૫૭ને રોજ પલટનને કવાયતને માટે મેદાનમાં બોલાવવામાં આવી. જ્યારે પલટન આવીને ખડી થઈ ત્યારે મંગલ પાંડે તરત જ પોતાની ભરેલી બંદૂક લઈને સામે કૂદી પડ્યો અને બૂમ પાડી પાડીને બીજા સિપાઈઓને અંગ્રેજો વિરુદ્ધ ધર્મયુદ્ધ શરૂ કરવાને કહેવા લાગ્યો. એક અંગ્રેજ અમલદાર સારજન્ટ મેજર હ્યુસને જ્યારે આ જોયું ત્યારે તેણે સિપાઈઓને હુકમ કર્યો કે મંગલ પાંડેને કેદ કરો, પણ કોઈ સિપાઈ હુકમ બજાવવા આગળ ન આવ્યો. એટલામાં મંગલ પાંડેએ પોતાની બંદૂકની એક ગોળીથી તરત જ સારજન્ટ મેજર હ્યુસનને ત્યાં ને ત્યાં

જ ઠાર કરી નાખ્યો. આથી એક બીજો અમલદાર લેફ્ટેનન્ટ બાધ પોતાના ઘોડા ઉપર આગળ ધસ્યો. તેનો ઘોડો હજી થોડે દૂર જ હતો તેવામાં પાંડેએ એક બીજી ગોળાથી ઘોડાને અને સવારને બન્નેને જમીન પર પાડી દીધા. મંગલ પાંડેએ ત્રીજી વાર પોતાની બંદૂક ભરવાને વિચાર કર્યો. લેફ્ટેનન્ટ બાધે ઊઠીને અને આગળ વધીને પાંડે પર પોતાની પિસ્તોલ ચલાવી. પાંડે બચી ગયો. પાંડેએ હવે તાબડતોબ પોતાની તલવાર કાઢી આ બીજા અંગ્રેજ અમલદારને પણ ત્યાં ને ત્યાં જ પૂરો કર્યો. થોડી વાર પછી કરનલ વ્હીલરે આવી સિપાઈઓને હુકમ કર્યો કે મંગલ પાંડેને ગિરફતાર કરી લો. સિપાઈઓએ ના પાડી દીધી. કરનલ ગભરાઈને જનરલને બંગલે ગયો. જનરલ હીઅરસે સમાચાર સાંભળી થોડા ગોરા સિપાઈઓને લઈને પાંડે તરફ આગળ વધ્યો. આ જોઈને મંગલ પાંડેએ જાતે પોતાની છાતી ઉપર ગોળી ચલાવી. તે જખમી થઈને પડ્યો અને તેને ગિરફતાર કરવામાં આવ્યો.

મંગલ પાંડે ઉપર લશ્કરી અદાલતમાં કામ ચલાવવામાં આવ્યું. તેને ફાંસીની સજા કરવામાં આવી. ૮મી એપ્રિલનો દિવસ ફાંસીને માટે નક્કી કરવામાં આવ્યો પણ આખા બૈરકપુરમાં કોઈ ભંગી સુદ્ધાં મંગલ પાંડેને ફાંસી દેવાને તૈયાર ન થયો. આખરે કલકત્તાથી ચાર માણસો આ કામ માટે બોલાવવામાં આવ્યા અને ૮મી તારીખે સવારે મંગલ પાંડેને ફાંસી દઈ દેવામાં આવી. ત્યારથી '૫૭–'૫૮ના બધા વિપ્લવકારી સિપાઈઓને 'પાંડે' કહેવાનું શરૂ થયું.

મંગલ પાંડેને ફાંસી દેવાયા પછી અંગ્રેજોને ખબર પડી કે ૧૯મી અને ૩૪મી દેશી પલટનો વિપ્લવની ગુપ્ત મંત્રણાઓ કરી રહી છે. તરત જ એ બંને પલટનો પાસે હથિયાર મુકાવી દઈ સિપાઈઓને બરખાસ્ત કરવામાં આવ્યા. ૩૪મી પલટનના સુબેદારને ત્યાં સભાઓ ભરાતી હતી એ ગુના માટે તેને ફાંસી દેવામાં આવી.

તોપણ આ બને પલટનોના નેતાઓએ વિપ્લવના સંચાલકોની આજ્ઞા ધ્યાનમાં રાખીને ૩૧મી મે પહેલાં બંડ જગાવવાની કશી જ પેરવી કરી નહિ. આ સમાચાર જરા વારમાં આખા ઉત્તર હિંદુસ્તાનમાં ફેલાઈ ગયા. એટલી વાત ચોક્કસ નક્કી થઈ હતી કે વિપ્લવ શરૂ કરવા પહેલાં દરેક જગ્યાએ અંગ્રેજોના બંગલાઓ અને બેરેકોને આગ લગાડવી. એપ્રિલ મહિનામાં લખનૌ, મેરઠ અને અંબાલામાં અનેક અંગ્રેજોનાં મકાનો બાળી મૂકવામાં આવ્યાં. અમલદારોએ આ આકસ્મિક બનાવોના ગુનેગારોને શોધી કાઢવાના પુષ્કળ પ્રયત્નો કર્યા પરંતુ પોલીસ પણ વિપ્લવવાદીઓ સાથે મળી ગયેલી હોઈ કશો પત્તો લાગ્યો નહિ.

### મીરત

એ પછી મે મહિનો આવ્યો. ૬ઠ્ઠી મે ૧૮૫૭ના રોજ અજમાયશ જોવાને ૯૦ હિંદુસ્તાની સવારોની એક ટુકડીને નવી ચરબીવાળી કારતૂસો આપવામાં આવી. સવારોને એ દાંતે તોડવાનો હુકમ કરવામાં આવ્યો. ૯૦માંથી ૮૫ સવારોએ સાફ ના પાડી. એ સિપાઈઓ ઉપર લશ્કરી અદાલતમાં કામ ચલાવવામાં આવ્યું. હુકમ ન માનવાના ગુના બદલ એ બધાને આઠ આઠ દસ દસ વરસની સખત કેદની સજા ફરમાવવામાં આવી. ૯મી મેની સવારે આ ૮૫ સિપાઈઓને કવાયતનાં મેદાનો પર ખડા કરવામાં આવ્યા. તેઓની સામે ગોરી ફોજ અને તોપખાનું ગોઠવ્યાં હતાં. છાવણીના બાકીના બધા હિંદુસ્તાની સિપાઈઓને પણ આ દૃશ્ય બતાવવાને માટે કવાયતનાં મેદાન પર બોલાવવામાં આવ્યા. ૮૫ ગુનેગારો પાસેથી તેમનો પોશાક ઉતરાવી લેવામાં આવ્યો, અને ત્યાં કવાયતનાં મેદાન પર ઊભાં ઊભાં જ, તેમને હાથકડીઓ અને બેડીઓ નાખવામાં આવી. તેઓને કહેવામાં આવ્યું કે તમને દસ દસ વરસની સજા કરવામાં આવી છે. ત્યાર બાદ

બેડીઓ સાથે તેઓને જેલખાના તરફ મોકલી દેવામાં આવ્યા. એમની સાથેના હજારો હિંદુસ્તાની સિપાઈઓ જેઓ એ લોકોને નિર્દોષ માનતા હતા તેઓ અંદર ને અંદર દુઃખ અને ક્રોધથી આકળા થઈ ગયા, પણ તેઓને હજી બીજાં ત્રણ અઠવાડિયાં શાંત રહેવાની આજ્ઞા થઈ હતી. તેઓ પોતાના ક્રોધને ગળી જઈને બેરેકો તરફ પાછા ગયા.[1]

આ બધું સવારે બન્યું. સાંજે મેરઠના આ હિંદુસ્તાની સિપાઈઓ શહેરમાં ફરવા ગયા; કહે છે કે શહેરની સ્ત્રીઓએ ઠેકાણે ઠેકાણે તેઓનો ફિટકાર કર્યો અને કહ્યું: "થૂ, તમારા ભાઈઓ જેલખાનામાં પડ્યા છે અને તમે અહીં બજારમાં માખ મારો છો! તમારા જીવતરને ધિક્કાર છે!"[2]

સિપાઈઓએ અત્યાર સુધી પુષ્કળ ધીરજ રાખી હતી. હવે મેરઠની સ્ત્રીઓના શબ્દો તેમને હૈયે બાણ જેવા લાગ્યા. રાત્રે બેરેકોમાં ગુપ્ત સભાઓ થઈ. નક્કી થયું કે ૩૧મી મે સુધી ચૂપ બેસી રહેવું અશક્ય છે.

૯મી મેની રાતે સિપાઈઓએ દિલ્હીના નેતાઓને ખબર મોકલી દીધી કે કાલે કે પરમ દિવસે દિલ્હી આવી પહોંચીશું. તમે તૈયાર રહેજો.[3]

બીજે દિવસે <u>૧૦મી મેએ રવિવાર</u> હતો. મેરઠ શહેરમાં શહેરના લોકો તથા હજારો હથિયારબંધ ગામડાંના લોકો બહારથી આવી આવીને ભેગા થઈ રહ્યા હતા. આ બાજુ છાવણીમાં પણ જોરશોર તૈયારી ચાલુ હતી. સૌથી પહેલાં કેટલાક સવાર જેલખાના

---

૧. Kaye's History of the sepoy war, book iv, chap. ii.
૨. J. C. Wilson's Official Narrative.
૩. The Red Pamphlet, by G. B. Malleson.

તરફ ગયા. જેલર પણ વિપ્લવવાદીઓ સાથે મળી ગયેલા હતા. બધાય કેદીઓને છોડી મૂકવામાં આવ્યા. જેલખાનાની દીવાલો તોડી પાડવામાં આવી. હિંદુ અને મુસલમાન, પાયદળ, સવાર અને તોપખાનાના સિપાઈઓ ચારે કોર મેરઠના અંગ્રેજોને પુરા કરવાને દોડી ગયા. ઘણા અંગ્રેજોને મારી નાખવામાં આવ્યા. બંગલાઓ, ઑફિસો અને હોટલોને આગ લગાડવામાં આવી. 'દીન! દીન!' 'હર હર મહાદેવ!' અને 'મારો ફિરંગી કો!'ના પોકારો ચારે કોર શહેરમાં અને છાવણીમાં ગાજી રહ્યા. ઠરાવેલી યોજના મુજબ તાર કાપી નાખવામાં આવ્યા, અને રેલ્વેલાઈન પર વિપ્લવવાદીઓનો પહેરો ગોઠવાઈ ગયો. જે અંગ્રેજો બચ્યા તેમાંના કેટલાક તબેલાઓ અને નાળાંઓમાં છુપાઈ ગયા, અને બાકીનાઓએ પોતાના હિંદુસ્તાની નોકરોનાં ઘરમાં આશરો લીધો. શહેર અને છાવણી બંને ઠેકાણે વિપ્લવની આગ ભભૂકી ઊઠી હતી એટલે જે થોડું ગોરું લશ્કર મેરઠમાં હતું તેને પણ શું કરવું તે કાંઈ સૂઝ્યું નહિ. અનેક અંગ્રેજો, સ્ત્રીઓ અને બાળકો બંગલામાં બળીને મરી ગયાં.

૧૦મી તારીખની રાતે જ મેરઠના બંડખોર સિપાઈઓ દિલ્હી તરફ રવાના થઈ ગયા.

## દિલ્હી

બે હજાર હથિયારબંધ હિંદુસ્તાની સવારો મેરઠથી નીકળી ૧૧મી મેએ ૮ વાગે સવારે દિલ્હી પહોંચી ગયા. દિલ્હીના નેતાઓને તો એ લોકો આવ્યા તે પહેલેથી જ ખબર હતી; પરંતુ અંગ્રેજોને તો એનો ખ્યાલ સુદ્ધાં નહોતો. દિલ્હીમાં કંપનીની ફોજનો અંગ્રેજ અમલદાર કરનલ રિપલે ખબર મળતાં જ ૫૪મી દેશી પલટનને ભેગી કરીને મેરઠના વિદ્રોહીઓનો સામનો કરવાને સામો ધસ્યો. ભેટો થતાં જ જે વખતે મેરઠના સવારોએ 'અંગ્રેજ-

રાજ્ય કી જય!' અને 'બાદશાહ બહાદુરશા કી જય!' પોકારી કે તરત જ દિલ્હીના સિપાઈઓ હુમલો કરવાને બદલે મેરઠના ભાઈઓને ગળે વળગી ભેટવા લાગ્યા. કરનલ રિપલે ગભરાઈ ગયો અને તેને ત્યાં ને ત્યાં જ તે જ વખતે મારી નાખવામાં આવ્યો. દિલ્હીના લશ્કરના બધા અંગ્રેજ અમલદારોને મારી નાખવામાં આવ્યા. પછી આ સંયુક્ત સેનાએ કાશ્મીરી દરવાજે થઈને દિલ્હીમાં પ્રવેશ કર્યો. દરિયાગંજના બધા અંગ્રેજોના બંગલા બાળી મૂકવામાં આવ્યા. કેટલાક અંગ્રેજો બંગલામાં બળી ગયા અને બાકીના તલવારે પૂરા થયા. દિલ્હીના કિલ્લા પર તરત જ વિપ્લવવાદીઓનો કબજો થઈ ગયો. બાદશાહ બહાદુરશાહે અને બેગમ જીનતમહલે વિચાર કર્યો કે હવે ૩૧મી મે સુધી થોભવું એ મૂર્ખાઈ ગણાશે.

એટલામાં તો મેરઠની પાયદળ સેના અને તોપખાનું પણ દિલ્હી પહોંચી ગયાં. મેરઠના તોપખાનાએ લાલ કિલ્લામાં દાખલ થતાં જ બાદશાહ બહાદુરશાહને ૨૧ તોપની સલામી આપી. ચાર્લ્સ બૉલ લખે છે કે વિદ્રોહી સેનાના હિંદી અમલદારોએ બાદશાહ બહાદુરશાહને જઈને સલામ કરી અને મેરઠની બધી ખબર કહી સંભળાવી. આ અમલદારોમાં હિંદુ અને મુસલમાન બંને હતા. મેટ્કાફ લખે છે કે બાદશાહે તેમને કહ્યું— "મારી પાસે કંઈ નાણાં નથી, હું તમોને પગાર ક્યાંથી આપીશ!" સિપાઈઓએ જવાબ દીધો: "અમો આખા હિંદુસ્તાનના અંગ્રેજોના ખજાના લૂંટી લાવીને તમારે ચરણે ધરીશું." વૃદ્ધ બાદશાહે વિપ્લવની આગેવાની સ્વીકારી લીધી અને આખો કિલ્લો બાદશાહના જયધ્વનિથી ગાજી ઊઠ્યો!

દિલ્હીના હજારો શહેરીઓ વિપ્લવવાદીઓની સાથે ભળી ગયા. જે અંગ્રેજ જ્યાં મળ્યો તેને ત્યાં જ પૂરો કરી નાખવામાં

આવ્યો. કહે છે કે જ્યારે મેરઠની સેના દિલ્લી પહોંચી ત્યારે દિલ્લીના હજારો મુસલમાનો તેની ચારે તરફ ભેગા થઈગયા અને દિલ્લીના હિંદુ રહેવાસીઓ પોતાના લોટામાં મેરઠથી આવેલા સિપાઈઓને પતાસાંનું શરબત પાવા લાગ્યા. દિલ્લીની અંગ્રેજી બેંક લૂંટવામાં અને બાળી મૂકવામાં આવી. બીજાં અંગ્રેજી મકાનોની હાલત પણ બિસ્માર થઈ ગઈ.

દિલ્લીમાં તે વખતે કોઈ ગોરી પલટન હતી નહિ. કિલ્લાની બાજુમાં જ અંગ્રેજોની એક બહુ મોટી દારૂગોળાની કોઠી હતી. તેમાં લગભગ નવ લાખ કારતૂસ, દસ હજાર બંદૂક અને પુષ્કળ દારૂગોળો હતો. વિપ્લવવાદીઓ એ કોઠી તરફ ધસ્યા. અંગ્રેજોએ વીરતાપૂર્વક બન્યું ત્યાં સુધી બચાવ કર્યો અને આખરે કોઠીને આગ લગાડી દીધી.

છાવણીમાંના બધા અંગ્રેજ અમલદારોને મારી નાખવામાં આવ્યા. શહેરમાં ૧૧મી મેથી ૧૬મી મે સુધી અંગ્રેજોની કત્લેઆમ ચાલી. ઘણા અંગ્રેજો જીવ લઈને ભાગી ગયા, ઘણાંએ પોતાનાં મોં કાળાં કરી હિંદુસ્તાની ફકીરોના જેવો વેશ પહેરી લીધો. ઘણા તાપમાં રખડી રઝળીને મૂઆ. કેટલાકને દયાળુ ગામલોકોએ પોતાનાં ઘરમાં આશરો આપ્યો.

૧૬મી મે ૧૮૫૭ને રોજ હિંદની પ્રાચીન રાજધાની દિલ્લી પૂરેપૂરી રીતે કંપનીના હાથમાંથી બાદશાહના હાથમાં આવી અને તે ફરીવાર દિલ્લીનો સાચો બાદશાહ ગણાવા લાગ્યો. આની આખા દેશ ઉપર જબરદસ્ત અસર થઈ. નાના સાહેબે તથા વિપ્લવના બીજા નેતાઓએ બહાદુરશાહને નામે જ આખા હિંદના રાજાઓને, સૈનિકોને અને પ્રજાજનોને અંગ્રેજો વિરુદ્ધ યુદ્ધ કરવા આમંત્ર્યા હતા. બહાદુરશાહનો ઝંડો જ તે વખતે ભારતભરમાં વિપ્લવવાદીઓનો ઝંડો હતો.

એક વાત ધ્યાનમાં લેવા જેવી છે કે જોકે મેરઠ, દિલ્હી અને તેની આસપાસનાં ગામોમાં તે દિવસોમાં એકએક અંગ્રેજને વીણી વીણીને મારી નાખવામાં આવ્યો હતો તોપણ એક પણ અંગ્રેજ સ્ત્રીનું અપમાન વિપ્લવવાદીઓએ કર્યું નહોતું. કંપનીના છૂપી પોલીસના મુખ્ય અમલદાર ઓનરેબલ સર વિલિયમ મ્યોર, કે. સી. એસ. આઈ.ના શબ્દો જ આ વાતના પુરાવામાં ઉતારીએ છીએ:–

"ગમે તેટલા અત્યાચારો કે ખૂનરેજી થયાં હોય તોપણ સ્ત્રીઓનાં અપમાન સંબંધે જે વાતો પ્રચલિત થઈ હતી તે બધી તદ્દન નાપાયાદાર હતી એવું મને મારી તપાસ અને નિરિક્ષણને પરિણામે જણાયું છે."[1]

દિલ્હી સ્વતંત્ર થયાની ખબર વીજળીવેગે આખા દેશમાં ફેલાઈ ગઈ. અનેક સ્થળોના નેતાઓ એ વાતનો નિશ્ચય ન કરી શક્યા કે પોતે પોતાને ત્યાં તુરત વિપ્લવ શરૂ કરી દેવો કે ઠરાવેલી તારીખની રાહ જોવી. તોપણ ૧૧મી મે સુધીમાં આખા ઉત્તર હિંદુસ્તાનમાં ઠેકાણે ઠેકાણે વિપ્લવની આગ ભભૂકી ઊઠી. કંપનીની ૯મી પાયદળ પલટન અલીગઢ, મૈનપુરી, ઇટાવા અને બુલંદશહરમાં વહેંચાયલી હતી. મેની શરૂઆતમાં એક બ્રાહ્મણ પ્રચારક અલીગઢમાં પકડાયો અને તેને ફાંસી દીધી એટલે અલીગઢનું લશ્કર વીફર્યું. તેનો ચેપ જ્યાં જ્યાં એ પલટનના માણસો હતા ત્યાં ત્યાં ફેલાયો અને ત્રણ ચાર દિવસમાં બધેથી ખજાના લઈને તે તે સ્થાનોને

---

1. However much of cruelty and bloodshed there was, the tales which gained currency of dishonour to ladies were, so far as my observation and inquiries went, devoid of any satisfactory proof."– Hon. Sir Wm. Muir K. C. S. I., Head of the Intelligence Department.

સ્વતંત્ર બનાવી લશ્કર દિલ્હી તરફ કૂચ કરી નીકળ્યાં. આ બધે ઠેકાણે અંગ્રેજોને ભાગી જવાનો સમય આપવામાં આવ્યો હતો એ નોંધ લેવી ઘટે છે. મેરઠના વેરાઈ ગયેલા સિપાઈઓમાંનાં કેટલાક નસીરાબાદ પહોંચ્યા હતા. ૨૮મી મેને દિવસે ત્યાંનું લશ્કર વીફર્યું અને હાથ આવ્યા એટલા અંગ્રેજોને પૂરા કરી, શહેરને દિલ્હીના બાદશાહને કબજે જાહેર કરી ખજાનો લઈ દિલ્હી જવા ઊપડ્યું.

## રોહીલખંડ

રોહીલખંડનો પ્રાંત થોડા સમય પહેલાં જ રોહીલા પઠાણો-ના સ્વતંત્ર શાસનમાં રહી ચૂક્યો હતો. બરેલી ત્યાંની રાજધાની હતી. છેલ્લા રોહીલા નવાબનો વંશજ ખાન બહાદુરખાં આ વખતે કંપનીના હાથ નીચે ન્યાયાધીશના પદ ઉપર નિમાયલો હતો. આ ખાન બહાદુરખાં જ રોહીલખંડમાં વિપ્લવનો મુખ્ય નેતા હતો.

બરેલીમાં કંપનીની ૮મી દેશી સવાર, ૧૮મી અને ૬૮મી પાયદળ પલટનો અને થોડું તોપખાનું રહેતું હતું. મેરઠના વિપ્લવની ખબર ત્યાં ૧૪મી મેને દિવસે પહોંચી, મેરઠના વિપ્લવ પછી કમાન્ડર-ઇન-ચીફના હુકમથી આખા દેશમાં નવી કારતૂસોનો ઉપયોગ બંધ થઈ ગયો. પણ એથી વિપ્લવની આગની ઝાળ ઓછી ન થઈ.

દિલ્હીથી રોહીલખંડની પલટનો ઉપર ખૂબ આગ્રહભર્યો પત્ર આવ્યો કે તમો તાબડતોબ આવો, તમારી કાગને ડોળે રાહ જોઈએ છીએ. તોપણ બરેલીના નેતા ખાન બહાદુરખાંએ ૩૧મી મે સુધી રાહ જોવાનો જ નિશ્ચય કર્યો. અને અંગ્રેજો સાથેનો વ્યવહાર એટલો સારો રાખ્યો કે આખર સુધી તેમની વફાદારી વિષે અંગ્રેજોને લેશ પણ શંકા આવી નહિ.

બરાબર ૩૧મી મેની સવારે કૅપ્ટન બ્રાઉનલોના બંગલામાં આગ મુકાઈ અને બપોરે અગિયાર વાગે એક તોપ ફૂટતાંની સાથે

વિપ્લવની શરૂઆત થઈ. સાંજ સુધીમાં તો શહેર પર લીલો ઝંડો ફરકવા મંડ્યો અને બરેલી સ્વતંત્ર થયાના સમાચાર દિલ્હી મોકલવામાં આવ્યા. ખાન બહાદુરખાંને લોકોએ દિલ્હીના બાદશાહના સુબેદાર તરીકે સ્વીકાર્યો. બરેલી ઉપરાંત શાહજહાનપુર અને મુરાદાબાદમાં પણ એ જ દિવસે લીલો ઝંડો ફરકતો થયો. ૧લી જૂને બીજું મોટું શહેર બદાયૂં પણ સ્વતંત્ર થયું.

ખાન બહાદુરખાંએ એક નવી ફોજ ઊભી કરી આખા રોહીલખંડમાં વ્યવસ્થા સ્થાપન કરી અને રોહીલખંડની સ્વતંત્રતાનો બધો હેવાલ જાતે લખીને બાદશાહને દિલ્હી મોકલ્યો. વળી તેણે એક જાહેરનામું લખી આખા રોહીલખંડમાં વહેંચાવ્યું. એ જાહેરનામાનો મુખ્ય ભાગ આ પ્રમાણે છે:—

"હિંદોસ્તાન કે રહનેવાલો! સ્વરાજ્ય કા પાક દિન, જિસકા બહુત અરસે સે ઇન્તજાર થા, આ પહૂંચા, હૈ! આપ લોગ ઇસે સ્વીકાર કરેંગે યા ઇસસે ઇનકાર કરેંગે? આપ ઇસ મૌકે સે ફાયદા ઉઠાએંગે યા ઇસે હાથ સે જાને દેંગે? હિંદુ ઔર મુસલમાન-ભાઈઓ! આપ સબકો માલૂમ હોના ચાહિએ કિ યદિ યે અંગરેજ હિંદોસ્તાન મેં રહ ગએ તો હમ સબકો કત્લ કર દેંગે ઔર આપ લોગોં કે મજહબ કો મિટા દેંગે! હિંદોસ્તાન કે બાશિંદે ઇતને દિનોં તક અંગરેજો કે ધોખે મેં આતે રહે, ઔર અપની હી તલવારોં સે અપને ગલે કાટતે રહે હૈં. ઇસ લિએ અબ હમેં મુલ્કફરોશી કે અપને ઇસ ગુનાહ કા પ્રાયશ્ચિત્ત કરના ચાહિએ! અંગરેજ અબ ભી અપની પુરાની દગાબાજી સે કામ લેંગે. વે હિંદુઓં કો મુસલમાનોં કે વિરુદ્ધ ઔર મુસલમાનોં કો હિંદુઓં કે વિરુદ્ધ ઉભારને કી કોશિશ કરેંગે. કિંતુ હિંદુભાઈઓ! ઉનકે જાલોં મેં ન પડના. હમેં અપને હોશિયાર હિંદુ-ભાઇઓં કો યહ બતાને કી જરૂરત નહીં હૈ કિ અંગરેજ કભી

અપને વાદે પૂરે નહીં કરતે. યે લોગ ચાલ ઔર દગાબાજી મેં તાક હૈં। યે હમેશા સે સિવાય અપને મજહબ કે, ઔર સબ મજહબોં કો, પૃથ્વી સે મિટાનેકી કોશિશ કરતે રહે હૈં. ક્યા ઉન્હોંને ગોદ લિએ હુએ બચ્ચોં કે હક નહીં છીન લિએ હૈં ! નાગપુર કા રાજ્ય કિસને લે લિયા ? લખનૌ કી બાદશાહત કિસને છીન લી ? હિંદુ ઔર મુસલમાન દોનોં કો પૈરોં તલે કિસને રૌંદા ? મુસલમાનો ! યદિ તુમ કુરાન કી ઇજ્જત કરતે હો તો, ઔર હિંદુઓ ! યદિ તુમ ગો–માતા કી ઇજ્જત કરતે હો તો, અબ અપને છોટે છોટે ભેદોં કો ભૂલ જાઓ ઔર ઇસ પાક જંગ મેં મિલ જાઓ ! યુદ્ધ કે મૈદાન મેં કૂદ કર એક ઝંડે કે નીચે લડો ઔર ખૂન કી નદિયોં સે અંગરેજોં કા નામ હિંદોસ્તાન સે ધો ડાલો ! × × × ગાય કા મારા જાના બંદ કર દિયા જાય. ઇસ પાક જંગ મેં જો આદમી સ્વયં લડેગા અથવા જો ધન સે લડનેવાલોં કી સહાયતા કરેગા–દોનોં કો ઇસ લોક મેં ઔર પરલોક મેં દોનોં જગહ નિજાત મિલેગી ! કિંતુ યદિ કોઈ ઇસ મુલ્કીજંગ કી મુખાલફત કરેગા તો વહ અપને સર પર કુલ્હાડી મારેગા ઔર આત્મહત્યા કે પાપ કા ભાગી હોગા !"

બરેલી, શાહજહાંપુર, મુરાદાબાદ અને બદાયૂંથી કંપનીની બધી હિંદુસ્તાની સેના કંપનીનો ખજાનો, તોપો અને હથિયારો સાથે બખ્તખાની સરદારી નીચે દિલ્હી તરફ રવાના થઈ ગઈ.

હવે લખનૌ અને કાનપુરને થોડી વાર વચમાં છોડી બનારસ અને અલ્લાહાબાદ ઉપર નજર નાખવી પડશે.

### બનારસ

બનારસમાં કંપનીની ૩૭મી પાયદળ પલટન, એક લુધિયાનાની શીખ પલટન અને એક સવાર પલટન હતી. ત્યાંનું તોપખાનું ગોરાઓના હાથમાં હતું. આમાથી કલકત્તા સુધીમાં તે વખતે કેવળ

દાનાપુરમાં એક પૂરી ગોરી:પલટન હાજર હતી. એટલે કે જો એકી સાથે બધી જગાએ વિપ્લવ શરૂ થયો હોત તો અંગ્રેજોને માટે ઓછામાં ઓછું ઉત્તર હિંદમાં તો ટકવું બિલકુલ અશક્ય થઈ પડત.

૩૧મી મેને દિવસે બનારસની બેરેકોમાં આગ લાગી. ૩જી જૂનને દિવસે ગોરખપુર અને આઝમગઢમાંથી સાતલાખ રૂપિયા બનારસને માટે આવતા હતા. એ જ દિવસે રાતે જે ૧૭મી પલટન આઝમગઢમાં હતી તેણે વિપ્લવની શરૂઆત કરી દીધી. એ સિવાય બધા અંગ્રેજોને જીવતદાન દીધાં. તેમને સ્ત્રી-બાળકો સાથે બનારસ જવા માટે ગાડીઓની સુદ્ધાં વ્યવસ્થા કરી આપી.

અત્યાર સુધીમાં ગવર્નર જનરલ લૉર્ડ કેનિંગે મેરઠની, વિપ્લવની અને દિલ્હી સ્વતંત્ર થયાની ખબર પડતાંવેંત મુંબઈ, મદ્રાસ અને રંગૂનથી મંગાવીને ઘણી ગોરી ફોજ બંગાળમાં ભેગી કરી હતી. એ જ વખતે ઈરાનની સાથેનું અંગ્રેજોનું યુદ્ધ પૂરું થયું હતું અને અંગ્રેજો ચીન ઉપર હુમલો કરવાના હતા, પણ હિંદમાં વિપ્લવ જાગવાથી ચીન ઉપર હુમલો કરવાનો વિચાર માંડી વાળી એ બધું ગોરું લશ્કર હિંદમાં જ રોકી લેવામાં આવ્યું. એમાંથી પુષ્કળ માણસોને લઈને સુપ્રસિદ્ધ જનરલ નીલ બનારસ પહોંચ્યો. બનારસના અંગ્રેજોને હિંમત આવી. ૪થી જૂને આઝમગઢના સમાચાર બનારસ પહોંચ્યા. તે જ દિવસે ત્રીજે પહોરે બનારસના અંગ્રેજ અમલદારોએ દેશી સિપાઈઓ પાસે હથિયાર મુકાવી દેવાનો નિશ્ચય કર્યો.

કવાયતના મેદાન ઉપર જ્યારે દેશી સિપાઈઓને હથિયાર મૂકી દેવાનો હુકમ કરવામાં આવ્યો, ત્યારે હથિયાર મૂકી દેવાને બદલે તેઓ દારૂગોળાના કોઠાર ઉપર અને અંગ્રેજ અમલદારો ઉપર ધસી ગયા. પરંતુ તેમનો સામનો કરવાને શીખ પલટન આવીને ખડી થઈ. હજી લડાઈ શરૂ જ થઈ હતી એટલામાં

અંગ્રેજી તોપખાનાએ આવીને ગોળા વરસાવવા માંડ્યા. જોકે શીખ લોકો અંગ્રેજોને મદદ કરી રહ્યા હતા તોપણ તે વખતના ગભરાટમાં અંગ્રેજો શીખ અને હિંદુ વચ્ચે ભેદ ન પાડી શક્યા અને બંને ઉપર ગોળા વરસાવવા માંડ્યા. લાચાર થઈને શીખોએ વિપ્લવવાદીઓને સાથ દીધો. ૫૭–૫૮ના આખા વિપ્લવમાં કદાચ આ એક જ એવો પ્રસંગ હતો કે જ્યારે શીખ પલટને હિંદુ અને મુસલમાનોને સાથ આપ્યો.

બનારસની પ્રજા વિપ્લવવાદીઓની સાથે હતી. પરંતુ શીખોએ, ત્યાંના કેટલાક શેઠીઆઓએ અને ચેતનસિંહના વંશજ બનારસના ઉપાધિધારી રાજાએ તે વખતે અંગ્રેજોને પૂરેપૂરી મદદ કરી. વિપ્લવવાદીઓએ હાર કબૂલ ન કરી પણ લડતા લડતા આસપાસના પ્રદેશમાં ફેલાઈ ગયા.

પછી જૂને જૌનપુરમાં વિપ્લવની શરૂઆત થઈ. પોતપોતાના નગરને સ્વતંત્ર કરી જૌનપુર અને આજમગઢની સેના ફૈઝાબાદ તરફ ઊપડી. જોકે બનારસ શહેર કંપનીને કબજે રહ્યું પણ આસપાસના પ્રદેશમાં વિપ્લવવાદીઓનો અધિકાર ચાલવા લાગ્યો. ઘણા જૂના જમીનદારોને પાછી પોતાની જમીન મળી ગઈ. અંગ્રેજી અદાલતો, જેલો વગેરે બાળી મૂક્યાં.

આખા બનારસ પ્રાંતમાં વિપ્લવવાદીઓએ એક પણ અંગ્રેજ સ્ત્રીને નહિ મારી, અને જે જે અંગ્રેજોએ હથિયાર મૂકી દીધાં તેમને શાંતિપૂર્વક જાતે ગાડીમાં બેસાડીને શહેરમાંથી ચાલ્યા જવાની રજા આપી.

### અલાહાબાદ

વિપ્લવવાદીઓ અને અંગ્રેજો બંનેની દૃષ્ટિથી અલાહાબાદનું મહત્ત્વ બનારસ કરતાં ક્યાંય વધારે હતું. કલકત્તાથી પશ્ચિમોત્તર પ્રદેશોમાં જવા માટેની બધી ય સડકો અલાહાબાદમાં મળતી હતી.

દાનાપુરમાં એક પૂરી ગોરી:પલટન હાજર હતી. એટલે કે જો એકી સાથે બધી જગાએ વિપ્લવ શરૂ થયો હોત તો અંગ્રેજોને માટે ઓછામાં ઓછું ઉત્તર હિંદમાં તો ટકવું બિલકુલ અશક્ય થઈ પડત.

૩૧મી મેને દિવસે બનારસની બેરેકોમાં આગ લાગી. ૩જી જૂનને દિવસે ગોરખપુર અને આજમગઢમાંથી સાતલાખ રૂપિયા બનારસને માટે આવતા હતા. એ જ દિવસે રાતે જે ૧૭મી પલટન આજમગઢમાં હતી તેણે વિપ્લવની શરૂઆત કરી દીધી. એ સિવાય બધા અંગ્રેજોને જીવતદાન દીધાં. તેમને સ્ત્રી-બાળકો સાથે બનારસ જવા માટે ગાડીઓની સુદ્ધાં વ્યવસ્થા કરી આપી.

અત્યાર સુધીમાં ગવર્નર જનરલ લૉર્ડ કેનિંગે મેરઠની, વિપ્લવની અને દિલ્હી સ્વતંત્ર થયાની ખબર પડતાંવેંત મુંબઈ, મદ્રાસ અને રંગૂનથી મંગાવીને ઘણી ગોરી ફોજ બંગાળમાં ભેગી કરી હતી. એ જ વખતે ઇરાનની સાથેનું અંગ્રેજોનું યુદ્ધ પૂરું થયું હતું અને અંગ્રેજો ચીન ઉપર હુમલો કરવાના હતા, પણ હિંદમાં વિપ્લવ જાગવાથી ચીન ઉપર હુમલો કરવાનો વિચાર માંડી વાળી એ બધું ગોરું લશ્કર હિંદમાં જ રોકી લેવામાં આવ્યું. એમાંથી પુષ્કળ માણસોને લઈને સુપ્રસિદ્ધ જનરલ નીલ બનારસ પહોંચ્યો. બનારસના અંગ્રેજોને હિંમત આવી. ૪થી જૂને આજમગઢના સમાચાર બનારસ પહોંચ્યા. તે જ દિવસે ત્રીજે પહોરે બનારસના અંગ્રેજ અમલદારોએ દેશી સિપાઈઓ પાસે હથિયાર મુકાવી દેવાનો નિશ્ચય કર્યો.

કવાયતના મેદાન ઉપર જ્યારે દેશી સિપાઈઓને હથિયાર મૂકી દેવાનો હુકમ કરવામાં આવ્યો, ત્યારે હથિયાર મૂકી દેવાને બદલે તેઓ દારૂગોળાના કોઠાર ઉપર અને અંગ્રેજ અમલદારો ઉપર ધસી ગયા. પરંતુ તેમનો સામનો કરવાને શીખ પલટન આવીને ખડી થઈ. હજી લડાઈ શરૂ જ થઈ હતી એટલામાં

અંગ્રેજી તોપખાનાએ આવીને ગોળા વરસાવવા માંડ્યા. જોકે શીખ લોકો અંગ્રેજોને મદદ કરી રહ્યા હતા તોપણ તે વખેતના ગભરાટમાં અંગ્રેજો શીખ અને હિંદુ વચ્ચે ભેદ ન પાડી શક્યા અને બંને ઉપર ગોળા વરસાવવા માંડ્યા. લાચાર થઈને શીખોએ વિપ્લવવાદીઓને સાથ દીધો. ૫૭–૫૮ના આખા વિપ્લવમાં કદાચ આ એક જ એવો પ્રસંગ હતો કે જ્યારે શીખ પલટને હિંદુ અને મુસલમાનોને સાથ આપ્યો.

બનારસની પ્રજા વિપ્લવવાદીઓની સાથે હતી. પરંતુ શીખોએ, ત્યાંના કેટલાક શેઠીઆઓએ અને ચેતનસિંહના વંશજ બનારસના ઉપાધિધારી રાજાએ તે વખતે અંગ્રેજોને પૂરેપૂરી મદદ કરી. વિપ્લવવાદીઓએ હાર કબૂલ ન કરી પણ લડતા લડતા આસપાસના પ્રદેશમાં ફેલાઈ ગયા.

૫મી જૂને જૌનપુરમાં વિપ્લવની શરૂઆત થઈ. પોતપોતાના નગરને સ્વતંત્ર કરી જૌનપુર અને આજમગઢની સેના ફૈઝાબાદ તરફ ઊપડી. જોકે બનારસ શહેર કંપનીને કબજે રહ્યું પણ આસપાસના પ્રદેશમાં વિપ્લવવાદીઓનો અધિકાર ચાલવા લાગ્યો. ઘણા જૂના જમીનદારોને પાછી પોતાની જમીન મળી ગઈ. અંગ્રેજી અદાલતો, જેલો વગેરે બાળી મૂક્યાં.

આખા બનારસ પ્રાંતમાં વિપ્લવવાદીઓએ એક પણ અંગ્રેજ સ્ત્રીને નહિ મારી, અને જે જે અંગ્રેજોએ હથિયાર મૂકી દીધાં તેમને શાંતિપૂર્વક જાતે ગાડીમાં બેસાડીને શહેરમાંથી ચાલ્યા જવાની રજા આપી.

### અલાહાબાદ

વિપ્લવવાદીઓ અને અંગ્રેજો બંનેની દૃષ્ટિથી અલાહાબાદનું મહત્ત્વ બનારસ કરતાં ક્યાંય વધારે હતું. કલકત્તાથી પશ્ચિમોત્તર પ્રદેશોમાં જવા માટેની બધી ય સડકો અલાહાબાદમાં મળતી હતી.

અલાહાબાદનો કિલ્લો ભારતના જબરદસ્ત કિલ્લાઓમાંનો એક હતો. તેમાં દારૂગોળા અને શસ્ત્ર અસ્ત્રોનો બહુ મોટો સંગ્રહ હતો. કહે છે કે પ્રયાગના પંડાઓ આસપાસની જનતામાં સ્વાતંત્ર્યયુદ્ધનું પ્રચારકાર્ય કરવામાં બહુ ભાગ લેતા હતા. મુસલમાનોમાં હિંદુઓ કરતાં પણ અતિ–ઘણું જોશ હતું. ચાર્લ્સ બોલ લખે છે કે અંગ્રેજ સરકારના ઘણા ખરા નાનામોટા દેશી નોકરો આ સંગઠનમાં સામેલ હતા.

જ્યારે મેરઠના સમાચાર અલાહાબાદ પહોંચ્યા ત્યારે ત્યાં એક પણ અંગ્રેજ સિપાઈ નહોતો, ત્યાં ૬ઠી દેશી પલટન, લગભગ ૨૦૦ શીખ સિપાઈઓ અને મુઠ્ઠીભર અંગ્રેજ અમલદારો હતા. અવધથી દેશી સવારોની એક પલટન બીજી બોલાવવામાં આવી. ૬ઠી પલટને પોતાના અંગ્રેજ અમલદારોને એટલી સુંદર રીતે બહેકાવી રાખ્યા હતા કે તેમને આખર સુધી તેઓ ઉપર વહેમ ન આવ્યો. દિલ્હીની ખબર સાંભળીને તેઓએ પોતાના અમલદારોને કહ્યું—"આપ અમને દિલ્હી મોકલી દો. અમો બળવાખોરોના ટુકડે ટુકડા કરી નાખીશું." આ માટે ગવર્નર જનરલ લૉર્ડ કેનિંગે સુદ્ધાં ૬ઠી પલટનને શાબાશી આપી. કહે છે કે ૬ઠી જૂને જ્યારે એ લોકોને અંગ્રેજ અમલદાર મળવા ગયા ત્યારે સિપાઈઓએ પોતાની ખૈરખાહી બતાવવાને આગળ ધસી તેમની છાતી સરસા દબાવ્યા, અને તેમના બંને ગાલોને ચૂમ્યા. પરંતુ તે જ રાત વિપ્લવ માટે નક્કી કરવામાં આવી હતી. ૬ઠી પલટનની બેરેકો કિલ્લાની બહાર હતી. જ્યારે અંગ્રેજી અમલદારો ખાણું ખાતા હતા ત્યારે સિપાઈઓનું બ્યૂગલ વાગ્યું. ઘણા અંગ્રેજોને મારી નાખવામાં આવ્યા. બાકીના કિલ્લામાં જઈને છુપાઈ ગયા. અંગ્રેજોએ સવાર પલટનને પોતાની મદદ માટે બોલાવી. સવારો ભેગા થયા. પણ વિપ્લવવાદીઓ ઉપર હુમલો કરવાને બદલે મેદાનમાં પહોંચતાં જ

તેઓ તેમની સાથે ભળી ગયા. બંને પલટનના ઘણા ખરા અમલદારોને મારી નાખવામાં આવ્યા. અંગ્રેજોના બંગલાઓને આગ લગાડવામાં આવી. જેલખાનામાંથી કેદીઓને છોડી મૂકવામાં આવ્યા. ૩૦ લાખ રૂપિયાનો ખજાનો વિપ્લવવાદીઓને હાથ આવ્યો. ૭મી તારીખે શહેર અને છાવણીમાં લીલા ઝંડાનું સરઘસ કાઢવામાં આવ્યું. પણ કિલ્લામાંના શીખોએ અંગ્રેજોને મદદ કરી એટલે કિલ્લા ઉપર અંગ્રેજોનો વાવટો ફરકતો રહ્યો.

અલાહાબાદની આસપાસનાં સેંકડો ગામડાંઓમાં હિંદુ અને મુસલમાનોએ ભેગા મળીને અંગ્રેજી રાજ્યનો અંત જાહેર કર્યો અને ગામે ગામે લીલો ઝંડો ફરકાવ્યો. દસ દસ અને બાર બાર વરસના છોકરાઓ પણ લીલા ઝંડા લઈ સરઘસો કાઢવા લાગ્યા.

અલાહાબાદ સ્વતંત્ર થતાં બે ચાર દિવસ અવ્યવસ્થા રહી પણ પછી શહેરના લોકો અને આસપાસના જમીનદારોએ મળીને મૌલવી લિયાકતઅલીને બાદશાહ બહાદુરશાહનો સુબેદાર નીમ્યો. લિયાકતઅલી બાહોશ અને પવિત્ર ચારિત્ર્યનો માણસ હતો. તેણે ખુસરો બાગને પોતાનું કેન્દ્ર બનાવ્યું, શહેરમાં શાંતિ સ્થાપી, કિલ્લામાંના શીખોને સમજાવવાનો અને કિલ્લાનો કબજો લેવાનો પ્રયત્ન કર્યો પણ તેમાં તે સફળ ન થયો.

જોકે વિપ્લવવાદીઓનાં મહત્ત્વનાં કાર્યોનું વર્ણન હજી બાકી છે તોપણ આ વખતથી જ અંગ્રેજો તરફથી કડક ઉપાયો લેવાની શરૂઆત થઈ ગઈ હતી અને અત્યારે હવે આપણે તે તરફ જરા નજર નાખીએ એ આવશ્યક છે.

### નીલના અત્યાચાર

લોર્ડ કેનિંગ મોટે ભાગે ગોરા અને થોડા શીખ તથા મદ્રાસીની બનેલી એક વિશાળ સેના સહિત જનરલ નીલને બનારસ

તરફ રવાના કરી ચૂક્યો હતો. બનારસ શહેર અંગ્રેજોના હાથમાં હતું. જનરલ નીલ બનારસ પહોંચતાં જ પહેલાં શહેરમાં મોટી મોટી ધરપકડો થઈ. ત્યાર બાદ જનરલ નીલે આસપાસના પ્રદેશો ફરી જીતવા ગોરા અને શીખ સિપાઈઓના જુદા જુદા ભાગ પાડ્યા. જનરલ નીલના હુકમથી તેની સેનાએ હિંદુસ્તાની પ્રજા ઉપર જે ભયંકર અત્યાચારો કર્યા તેનું વર્ણન અંગ્રેજ ઇતિહાસકારોના જ શબ્દોમાં અહીં આપવામાં આવે છે.

જનરલ નીલના સિપાઈ એક એક ગામમાં દાખલ થતા હતા. જેટલાં માણસો રસ્તામાં મળતાં હતાં તેમને કોઈ પણ જાતના ભેદ વિના તલવારથી રેંસી નાખવામાં આવતાં કે ગોળીથી ઉડાવી દેવામાં આવતાં અથવા ફાંસીએ લટકાવવામાં આવતાં ઠેકાણે ઠેકાણે ફાંસીઓ ખડી કરવામાં આવી, જેના પર બરાબર ચોવીસ ચોવીસ કલાક કામ ચાલુ રહેતું. જ્યારે એટલાથી પણ કામ ન ચાલ્યું ત્યારે અમલદારોએ ઝાડની ડાળીએ ફાંસી લટકાવવાનું શરૂ કર્યું. માણસને હાથી પર બેસાડી કોઈ ઊંચી ડાળ પાસે લઈ જતા. પછી તેની ગરદન દોરડાં વડે ડાળની સાથે બાંધતા અને હાથીને ખસેડી લેતા. લાશને એમ ને એમ લટકતી જ છોડી જતા હતા.[1]

જ્યારે આ ઉપાય પણ પૂરતા ન લાગ્યા ત્યારે અંગ્રેજ અમલદારોએ ગામોનાં ગામો બાળી મૂકવાનું શરૂ કર્યું. ગામની બહાર તોપો ગોઠવી દેવામાં આવતી અને બધાં સ્ત્રી, પુરુષ, બચ્ચાં, ઢોર વગેરે સાથે જ ગામને આગ લગાડી દેવામાં આવતી. આગ એટલી હોશિયારીથી લગાડવામાં આવતી કે એક પણ માણસ બચવા પામતો નહોતો. ચાર્લ્સ બોલ પોતાના ઇતિહાસમાં લખે છે કે માતાઓને પોતાનાં ધાવણાં બાળકો સાથે અસંખ્ય

૧. Narrative of the Indian Revolt. P. 69.

ઘરમાં સ્ત્રી પુરુષો જે પોતાની જગાએથી હાલી ચાલી શકતાં પણ નહોતાં તેઓને બિછાનામાં જ બાળીને ખાખ કરી દેવામાં આવ્યાં.'[૧]

ઘણે ઠેકાણે વિપ્લવવાદીઓએ અંગ્રેજ સ્ત્રી, પુરુષ અને બાળકોને જીવતદાન આપ્યાં હતાં. અસંખ્ય ગામોમાં લોકોએ ભાગતા અંગ્રેજોને પોતાના ઘરમાં આશરો આપ્યો હતો. તોપણ મેરઠ, દિલ્લી વગેરે ઠેકાણે અંગ્રેજ બાળકો અને સ્ત્રીઓનો જે સંહાર થયો તે વિપ્લવવાદીઓને માથે હમેશની કાળી ટીલીરૂપે રહેશે. પણ સાથે સાથે એ લખતાં દુઃખ થાય છે કે તે વખતના અંગ્રેજો અત્યાચારની બાબતમાં વિપ્લવવાદીઓને પણ ટપી ગયા. જનરલ નીલના અત્યાચાર વિષે ઇતિહાસકાર શરમાઈને લખે છેઃ—

જનરલ નીલે વેરનો જે બદલો લીધો તેને વિષે તો કંઈ ન લખીએ એ જ સારું!'[૨]

અને આ કાંઈ એકાદ બે ગામની સ્થિતિનું વર્ણન નથી. જનરલ નીલે પોતાની સેનાને ઘણા ભાગમાં વહેંચી નાખી હતી તે દરેકે આવાં કૃત્યો કર્યાં હતાં.

બનારસથી જનરલ નીલ અલાહાબાદ તરફ આગળ વધ્યો. રસ્તામાં હજારો ગામો બાળીને ખાક કરતો ગયો. તે ૧૧મી જૂને અલાહાબાદ પહોંચ્યો. જો એ પહેલાં જ કિલ્લામાંના શીખ સિપાઈઓ વિપ્લવવાદીઓ સાથે મળી ગયા હોત અને કિલ્લામાંની અસંખ્ય બંદૂકો અને બીજી લશ્કરી સામગ્રી તેઓને હાથ આવી હોત તો જનરલ નીલને માટે અલાહાબાદનો કબજો લેવો અશક્ય થઈ પડત. પણ દૂરથી અલાહાબાદના કિલ્લા ઉપર હજીયે અંગ્રેજી

૧. Charles Ball's Indian Mutiny, vol. 1, pp. 243–44.
૨. "It is better not to write anything about general Neill's revenge!"

વાવટો ફરકતો જોઈ તે તો ચકિત જ થઈ ગયો. પણ આમ છતાં અલાહાબાદ જેવા મહત્ત્વના કિલ્લા માટે કોઈ પણ હિંદી ઉપર વિશ્વાસ મૂકવાની તેની હિંમત ચાલી નહિ. આવતાં વેંત જ તેણે કિલ્લામાંના શીખોને આસપાસનાં ગામો બાળવા બહાર મોકલી દીધા અને પછી ગોરા સિપાઈઓને લઈને ૧૭મી જૂને ખુસરો બાગ પર હુમલો કર્યો. વિપ્લવવાદીઓ આખો દિવસ વીરતાથી લડ્યા પણ આખરે લિયાકતઅલીને લાગ્યું કે અંગ્રેજોની વિશાળ સેના સામે ટકાય એમ છે નહિ અને પોતાની પાસેનો ૩૦ લાખનો ખજાનો અંગ્રેજોના હાથમાં જાય એ સારું નહિ એટલે તે તે જ રાતે પોતાના સાથીઓ અને ખજાનાને લઈને કાનપુર તરફ રવાના થઈ ગયો. ૧૮મી જૂનની રાતે શીખોની મદદથી અંગ્રેજોએ અલાહાબાદ શહેરમાં પ્રવેશ કર્યો.

આ પ્રસંગે અલાહાબાદના લોકો ઉપર નીલે અને તેના માણસોએ જે ભયંકર વેર વાળ્યું તેનો ખ્યાલ આ એક જ વાત ઉપરથી આવી શકશે કે નાના નાના છોકરાઓ લીલા ઝંડા લઈને ઢોલ વગાડતા સરઘસના રૂપમાં ફરતા હતા તે ગુના માટે તેમને ફાંસીએ લટકાવી દેવામાં આવ્યા.[૧]

લંડન 'ટાઇમ્સ'ના ખબરપત્રી સર વિલિયમ રસલને કમાન્ડર-ઇન-ચીફ સર કોલીન કેમ્પબેલે કહ્યું હતું કે તે વખતે અલાહાબાદના એક અંગ્રેજ વેપારીને બળવાખોરોને શોધી કાઢવા માટે સ્પેશિયલ કમિશ્નર તરીકે નીમ્યો હતો. તે ઘણા હિંદુસ્તાની વેપારીઓનો દેવાદાર હતો. તેણે સૌથી પહેલું કામ એ કર્યું કે પોતાને નાણાં ધીરનારાઓને પકડી પકડીને ફાંસીએ લટકાવી દીધા.

અલાહાબાદના ચોકમાં સાત લીમડા હતા. એની ઉપર તે

---

૧. Kaye's Indian Mutiny Book V, ch. ii.

વખતે લગભગ આઠસો નિર્દોષ માણસોને ફાંસી દેવામાં આવી હતી એવું કહેવાય છે. એમાંના ત્રણ લીમડા હજી મોજૂદ છે. શહેરના કેટલાક માણસોએ બચવાને માટે નાવમાં બેસી ભાગી જવાનો વિચાર કર્યો. પણ કિલ્લાની નીચે તોપો ગોઠવેલી હતી અને અંગ્રેજી લશ્કર કિનારા ઉપર ખડું જ હતું. નાવમાં ભાગી જતા લોકો ઉપર ગોળી અને ગોળાનો વરસાદ વરસાવવામાં આવ્યો, અને તે બધા ત્યાં જ ખતમ થઈ ગયા.

અલાહાબાદના પોતાના એક દિવસના કાર્યનું વર્ણન કરતાં એક અમલદાર લખે છે:—

"એક સહેલમાં મને અદ્‌ભુત આનંદ થયો. અમે એક તોપ લઈને એક સ્ટીમરમાં બેઠા. શીખ અને ગોરા સિપાઈઓ શહેર તરફ ધસ્યા. અમારી સ્ટીમર ઉપરવાસ જતી હતી અને અમો ડાબી અને જમણી બાજુ તોપના ગોળા ચલાવતા હતા. જતાં જતાં અમો છેક ખરાબ ગામોમાં પહોંચ્યા. અમે કિનારે જઈને બંદૂકની ગોળીઓ વરસાવવા માંડી. મારી જૂની બે નળીવાળી બંદૂકે કેટલાય કાળિયાઓને સુવાડી દીધા. મને વેર વાળવાની એવી તો પિપાસા જાગી હતી! અમે બંને બાજુનાં ગામોને આગ લગાડવી શરૂ કરી. જ્વાળાઓ આકાશ સુધી ઊંચી ચઢતી ચઢતી ચારે કોર ફેલાઈ ગઈ. પવન તેની મદદે આવ્યો. દગાબાજ બદમાશો પર વેર વાળવાનો દિવસ આવી પહોંચ્યો છે એમ સ્પષ્ટ લાગતું હતું. દરરોજ અમો બળવાખોર ગામોને બાળવા અને નાશ કરવા નીકળી પડતા અને અમે વેર વાળ્યું છે. * * * લોકોના પ્રાણ અમારા હાથમાં છે અને હું તમને ખાતરી આપું છું કે અમો કોઈને પણ છોડતા નથી. * * * ગુનેગારને એક ગાડી ઉપર બેસાડી કોઈ ઝાડ નીચે લઈ જવામાં આવે છે. તેના ગળામાં દોરડાનો ફાંસો નાખવામાં આવે છે. પછી ગાડી ખસેડી લેવામાં

આવે છે, અને તે લટકતો રહી જાય છે."[૧]

અલાહાબાદના આ સર્વવ્યાપી સંહારમાંથી, સ્ત્રી, બાળક કે વૃદ્ધ સુદ્ધાં બચવા પામ્યા નહિ. ઇતિહાસકાર હોમ્સ લખે છેઃ

"વૃદ્ધ માણસોએ આપણું કશું નુકશાન કર્યું નહોતું. ખોળામાં ધાવણાં બાળકોવાળી અસહાય સ્ત્રીઓ ઉપર પણ આપણે બુરામાં બુરા ગુનેગારની માફક વેર લીધું."[૨]

---

૧. "One trip I enjoyed amazingly; we got on board a steamer with a gun, while the Shikhs and the fusiliers march up to the city. We steamed up throwing shots right and left, tell we got up to the bad places, when we went on the shore not peppered away with our guns, my old double-barrel bringing down several niggers. So thirsty for vengence I was. We fired the places right and left and the flames shot up to the heavens as they spread, fanned by the breeze showing that the day of vengence had fallen on the treacherous villains. Everyday we had expeditions to burn and distroy disaffected villages and we have taken our revenge...We have the power of life in our hands and, I assure you, we spare not.........The condemned culprit is placed under a tree, with a rope round his neck, on the top of carriage, and when it is pulled off swings."–Charle's Ball's Indian Mutiny Vol. I. p. 257.

૨. Old man has done us no harm; helpless women with suckling infants at their breasts, felt the weight of our vengence no lees than the vilest malefactors."–Holmes' Sepoy war pp. 229-30.

જે સ્થાનનો ઉલ્લેખ ચાર્લ્સ બોલે ઉપરના ઉતારામાં કર્યો છે તે એક જ સ્થાનને ઇતિહાસકાર કબૂલ કરે છે કે ત્યાં ૭ હજાર હિંદીઓનો સંહાર કરવામાં આવ્યો હતો. બેશક, એકલા અલાહાબાદના પ્રદેશમાં નીલે જેટલાં હિંદીઓનો સંહાર કર્યો એટલાં અંગ્રેજ સ્ત્રી, પુરુષ અને બચ્ચાંનો સંહાર આખા હિંદુસ્તાનમાં ૫૭–૫૮ના આખા વર્ષમાં વિપ્લવવાદીઓએ કર્યો નહોતો.

સર જ્યોર્જ કેમ્પબેલ લખે છે:

" અને હું જાણું છું કે અલાહાબાદમાં બહુ જ ભયંકર કત્લેઆમ ચલાવવામાં આવી હતી…અને ત્યારબાદ નીલે કત્લેઆમથી પણ ભયંકર વસ્તુઓ કરી. તેણે લોકોને જાણીબૂજીને એવા પ્રકારની યાતનાઓ આપીને માર્યા કે જેવી યાતનાઓ હિંદીઓ એકઠી પણ આપ્યાનો પુરાવો મળ્યો નથી. " [૧]

અલાહાબાદ ઉપર પણ અંગ્રેજોનો કબજો થઈ ગયો. જનરલ નીલે આટઆટલા અત્યાચારો કર્યા તોપણ ચાર્લ્સ બોલ લખે છે કે શહેર અને આસપાસના ગામના લોકોએ અંગ્રેજોનો એવો સખત બહિષ્કાર કર્યો હતો કે તેઓને પોતાનાં મુડદાં કે જખમીઓને ઊંચકનાર પણ કોઈ મળતું નહોતું. કોઈ પણ ગામવાળા તેમને સીધું આપવા રાજી નહોતા. ચાર્લ્સ બોલ લખે છે કે કોઈ

૧. "………and I know that at Allahabad there were far too whole sale executions……And afterwards Neill did things almost more than the massacre, putting to death with deliberate torture, in a way that has never been proved against the Natives." Sir George Campbell, Provincial Civil Commissioner in the Mutiny, as quotsed in **The Other Side of The Medal**, by Edward Thompson, p. 81.

અંગ્રેજનું કામ કરતું તો ગામડાંના લોકો તેના હાથ અને પગ કાપી નાખતા અથવા તેને મારી નાખતા. આ ઉપરાંત જૂનનો તાપ. પરિણામ એ આવ્યું કે અંગ્રેજી છાવણીમાં કોલેરાની બિમારી શરૂ થઈ ગઈ.

### કાનપુર અને નાના સાહેબ

હવે આપણે અલાહાબાદથી નીકળી ૧૮૫૭ની રાષ્ટ્રીય યોજનાના ઉદ્‌ભવસ્થાન કાનપુર તરફ આવીએ છીએ. નાના સાહેબ, તેના બે ભાઈ બાલા સાહેબ અને બાબા સાહેબ, નાના સાહેબનો ભત્રીજો રાવ સાહેબ અને ચતુર અઝીમુલ્લાખાં કાનપુરમાં વિપ્લવના મુખ્ય નેતા હતા. એ ઉપરાંત પ્રસિદ્ધ મરાઠા સેનાપતિ તાત્યા ટોપે પણ તે વખતે બિઠૂરના દરબારમાં હાજર હતો. સર હ્યૂ વ્હીલર કાનપુરની અંગ્રેજ સેનાનો સેનાધિપતિ હતો. વ્હીલરના હાથ નીચે ત્રણ હજાર દેશી સિપાઈ હતા. દિલ્હી સ્વતંત્ર થવાના સમાચાર નાના સાહેબને ૧૫મી મેને દિવસે મળ્યા અને સર હ્યૂ વ્હીલરને ૧૮મી મેને દિવસે મળ્યાઃ આ વિષે એક અંગ્રેજ લેખક લખે છેઃ

"વિપ્લવની આશ્ચર્યકારક વાતોમાં એક એ છે કે હિંદીઓને દૂર દૂરનાં સ્થાનોના બધા મહત્ત્વના બનાવોની ખબર બહુ જ જલદી અને સ્પષ્ટ રૂપમાં મળ્યા કરે છે. ખબર લઈ જનારાઓ મોટે ભાગે બેપિયાઓ હોય છે અને તેઓ અસાધારણ વેગથી એક ઠેકાણેથી બીજે ઠેકાણે સંદેશા લઈ જાય છે."[1]

દિલ્હીની ખબર આવી એટલે કાનપુરમાં હિંદુ અને મુસલમાનોના મોટા મોટા જલસા થવા લાગ્યા. છાવણીમાં સિપાઈઓની ગુપ્ત સભાઓ થવા લાગી. શાળાઓ, બજારો, અને સાર્વજનિક સ્થાનોમાં આગામી સ્વાતંત્ર્યયુદ્ધની ચર્ચા થવા લાગી.

1. Narrative of the Indian Revolt, P. 33.

તોપણ નાના સાહેબે ૩૧મી મે સુધી ચૂપ રહેવાનો નિશ્ચય કર્યો અને સર હ્યુ વ્હીલરે ગંગાની દક્ષિણે એક નવું સ્થાન જોઈને કિલ્લેબંદી કરવાનું શરૂ કર્યું કે જરૂર પડતાં કાનપુરના અંગ્રેજો તેમાં આશ્રય લઈ શકે.

લખનૌથી બીજું થોડું લશ્કર વ્હીલરની મદદે પહોંચી ગયું. આશ્ચર્યની વાત તો એ છે કે અત્યાર સુધી અંગ્રેજોને નાના સાહેબ પર પૂરેપૂરો વિશ્વાસ હતો. વ્હીલરે નાના સાહેબને સંદેશો મોકલ્યો કે તમો આવીને કાનપુરનું રક્ષણ કરવામાં અંગ્રેજોને મદદ કરો. ૨૨મી મેને દિવસે નાના સાહેબે થોડી સેના અને બે તોપો સાથે બિઠૂરથી નીકળી કાનપુરમાં પ્રવેશ કર્યો. વ્હીલરે કંપનીનો ખજાનો નાના સાહેબને સોંપી દીધો. નાનાએ પોતાના બસો સિપાઈઓ ખજાના પર પહેરો ભરવાને ગોઠવી દીધા. સર હ્યુ વ્હીલરે કંપનીનો દારુગોળાનો કોઠાર પણ નાના સાહેબના રક્ષણમાં સોંપી દીધો.

કાનપુરમાં એ વખતે અંગ્રેજો પુષ્કળ ડરી ગયા હતા. રખેને હિંદુસ્તાની સિપાઈઓ ભડકી ઊઠે એ ભયથી મહારાણી વિક્ટોરિયાના જન્મદિવસે પણ તોપોની સલામી આપવામાં આવી નહિ. સહેજ જો વિપ્લવની ઊડતી અફવા આવતી તો બધા અંગ્રેજો બીબાળકોને લઈને જનરલ વ્હીલરના નવા કિલ્લામાં ભરાઈ જતા.

૪થી જૂનની મધરાતે એકાએક કાનપુરની છાવણીમાં ત્રણ ગોળીબાર થયા અને વિપ્લવની શરૂઆત થઈ. સૌથી પહેલાં સુબેદાર ટીકાસિંહ ઘોડા ઉપર ધસ્યો અને તેની પાછળ સેંકડો સવારો અને હજારો પાયદલ મેદાનમાં ઊતરી પડ્યા. નવાબગંજમાં નાનાનો મુકામ હતો. તેના સિપાઈઓ પણ આ વિપ્લવવાદીઓ સાથે ભળી ગયા. અંગ્રેજોનો ખજાનો અને દારુગોળો તેમને હાથ આવ્યો. હિંદી લશ્કર અને શહેરના લોકોએ મળીને દિલ્હીના બાદશાહને અધીન નાના સાહેબને પોતાનો રાજા ચૂંટ્યો. ૫મી જૂને હાથી

ઉપર દિલ્હીના બાદશાહના ઝંડાનું સરઘસ ભારે સમારોહપૂર્વક શહેરમાં અને છાવણીમાં ફેરવવામાં આવ્યું.

૬ઠી જૂને નાનાએ જનરલ વ્હીલરને ચેતવણી આપી કે આજ તમો કિલ્લો અમારે કબજે સોંપી દો, નહિ તો સાંજે કિલ્લા ઉપર હુમલો કરવામાં આવશે. એ જ દિવસે સાંજે અંગ્રેજી કિલ્લાનો ઘેરો શરૂ થયો. કાનપુરનાં લગભગ બધાં જ અંગ્રેજ સ્ત્રી, પુરુષ અને બાળકો એ વખતે એ કિલ્લામાં હતાં. નાના સાહેબની પાસે તોપોનો તોટો નહોતો એટલે તેણે કિલ્લા ઉપર ગોળાઓનો વરસાદ વરસાવ્યો. કિલ્લામાં કૂવો એક જ હતો, આથી અંદરના અંગ્રેજોની હાલત બહુ જ બૂરી થઈ અને તેઓ ભારે અકળાયાં. સંદેશો પણ બહાર મોકલી શકાય એવું રહ્યું નહોતું. આખરે એક હિંદી નોકર જનરલ વ્હીલરનો સંદેશો પંખીની પાંખ નીચે છુપાવી લખનૌ ગયો. પત્રનો શબ્દાર્થ કેવળ આટલો જ હતોઃ

"Help ! Help ! ! Help ! ! ! Send us help or we are dying ! If we get help, we will come and save Lucknow !"

અર્થાત્—"મદદ ! મદદ ! ! મદદ ! ! ! અમને મદદ મોકલો, નહિ તો અમો મરવા બેઠાં છીએ ! જો અમને મદદ મળે તો અમો આવીને લખનૌને બચાવીશું !"

જ્યારે અંગ્રેજોની છાવણીની આ સ્થિતિ હતી, ત્યારે નાનાની પાસે ચારે તરફના જમીનદારો તરફથી ધન અને માણસોની મદદ ધડાધડ ચાલી આવતી હતી. નાના અને તેના સાથીઓનો ઉત્સાહ વધ્યો હતો. નાનાના હાથમાં તે વખતે લગભગ ચાર હજારનું લશ્કર હતું. લખ્યું છે કે કાનપુરની મુસલમાન અને હિંદુ સ્ત્રીઓ તે વખતે પોતપોતાના ઘરમાંથી નીકળીને દારૂગોળા આમતેમ લઈ જવા, સિપાઈઓને ભોજન પહોંચાડવું અને બરાબર અંગ્રેજી

કિલ્લાની દીવાલ તળે તોપચીઓને મદદ કરવી વગેરે કામો કરી રહી હતી. આ બધી સ્ત્રીઓમાં કાનપુરની વેશ્યા અઝીઝનનું નામ બહુ પ્રખ્યાત છે. એક ઇતિહાસકાર લખે છે કે એ અઝીઝન હથિયાર બાંધીને ઘોડા ઉપર સ્વાર થઈ વીજળીની માફક શહેરની ગલીઓમાં અને છાવણીમાં દોડતી હતી. કોઈ વાર તે શહેરની ગલીઓમાં થાકેલા અને ઘાયલ થએલા સિપાઈઓને દૂધ અને મીઠાઈ વહેંચતી હોય તો કોઈ વાર તે અંગ્રેજી કિલ્લાની દીવાલની નીચે લડનારાઓને હિંમત આપતી હોય.

આ ઘેરો ચાલુ હતો એ દરમિયાન જ નાના સાહેબે શહેરમાં બધી વ્યવસ્થા સ્થાપન કરી. શહેરના મુખ્ય મુખ્ય માણસોને ભેગા કરી તેમની બહુમતિથી હુલાસસિંહને મુખ્ય ન્યાયાધીશ નીમ્યો. ફોજને સીધું પહોંચાડવાનું કામ મુલ્લા નામના એક જણને સોંપ્યું. દીવાની મુકદ્દમાઓ માટે જ્વાલાપ્રસાદ, અઝીમુલ્લાખાં અને બાબા સાહેબની એક અદાલત સ્થાપવામાં આવી. ઇતિહાસકાર ટોમસન લખે છે કે ગુનેગારોને સખત સજા કરવામાં આવતી હતી અને શહેરમાં સંપૂર્ણ સુખ શાંતિ પ્રસરેલાં હતાં.[1]

૧૮મી અને ૨૩મી જૂને બે ભયંકર લડાઈઓ થઈ. આખરે કોઈ ઉપાય ન રહેવાથી ૨૫મી જૂનને દિવસે જનરલ વ્હીલરે પોતાના કિલ્લા ઉપર સુલેહનો સફેદ ઝંડો રોપ્યો. તરત જ નાના સાહેબે લડાઈ બંધ કરી દીધી.

૨૬મી તારીખે બંને પક્ષના પ્રતિનિધિઓ વચ્ચે વાતચીત થઈ. આ વાતચીતના સંબંધમાં એક વાત ધ્યાન ખેંચે એવી છે કે અઝીમુલ્લાખાં અંગ્રેજી ભાષાનો વિદ્વાન હતો તોપણ અંગ્રેજ પ્રતિનિધિએ અંગ્રેજીમાં વાત કરવાનું શરૂ કર્યું કે તરત જ અઝી-

1. The Story of Cawnpore, by M. Thompson.

ઉપર દિલ્હીના બાદશાહના ઝંડાનું સરઘસ ભારે સમારોહપૂર્વક શહેરમાં અને છાવણીમાં ફેરવવામાં આવ્યું.

૬ઠી જૂને નાનાએ જનરલ વ્હીલરને ચેતવણી આપી કે આજ તમે કિલો અમારે કબજે સોંપી દો, નહિ તો સાંજે કિલા ઉપર હુમલો કરવામાં આવશે. એ જ દિવસે સાંજે અંગ્રેજી કિલાનો ઘેરો શરૂ થયો. કાનપુરનાં લગભગ બધાં જ અંગ્રેજ સ્ત્રી, પુરુષ અને બાળકો એ વખતે એ કિલામાં હતાં. નાના સાહેબની પાસે તોપોનો તોટો નહોતો એટલે તેણે કિલા ઉપર ગોળાઓનો વરસાદ વરસાવ્યો. કિલામાં કૂવો એક જ હતો, આથી અંદરના અંગ્રેજોની હાલત બહુ જ બૂરી થઈ અને તેઓ ભારે અકળાયાં. સંદેશો પણ બહાર મોકલી શકાય એવું રહ્યું નહોતું. આખરે એક હિંદી નોકર જનરલ વ્હીલરનો સંદેશો પંખીની પાંખ નીચે છુપાવી લખનૌ ગયો. પત્રનો શબ્દાર્થ કેવળ આટલો જ હતો:

"Help ! Help ! ! Help ! ! ! Send us help or we are dying ! If we get help, we will come and save Lucknow !"

અર્થાત્—"મદદ ! મદદ ! ! મદદ ! ! ! અમને મદદ મોકલો, નહિ તો અમો મરવા બેઠાં છીએ ! જો અમને મદદ મળે તો અમો આવીને લખનૌને બચાવીશું !"

જ્યારે અંગ્રેજોની છાવણીની આ સ્થિતિ હતી, ત્યારે નાનાની પાસે ચારે તરફના જમીનદારો તરફથી ધન અને માણસોની મદદ ધડાધડ ચાલી આવતી હતી. નાના અને તેના સાથીઓનો ઉત્સાહ વધ્યો હતો. નાનાના હાથમાં તે વખતે લગભગ ચાર હજારનું લશ્કર હતું. લખ્યું છે કે કાનપુરની મુસલમાન અને હિંદુ સ્ત્રીઓ તે વખતે પોતપોતાના ઘરમાંથી નીકળીને દારૂગોળા આમતેમ લઈ જવા, સિપાઈઓને ભોજન પહોંચાડવું અને બરાબર અંગ્રેજી

કિલ્લાની દીવાલ તળે તોપચીઓને મદદ કરવી વગેરે કામો કરી રહી હતી. આ બધી સ્ત્રીઓમાં કાનપુરની વેશ્યા અઝીઝનનું નામ બહુ પ્રખ્યાત છે. એક ઇતિહાસકાર લખે છે કે એ અઝીઝન હથિયાર બાંધીને ઘોડા ઉપર સ્વાર થઈ વીજળીની માફક શહેરની ગલીઓમાં અને છાવણીમાં દોડતી હતી. કોઈ વાર તે શહેરની ગલીઓમાં થાકેલા અને ઘાયલ થએલા સિપાઈઓને દૂધ અને મીઠાઈ વહેંચતી હોય તો કોઈ વાર તે અંગ્રેજી કિલ્લાની દીવાલની નીચે લડનારાઓને હિંમત આપતી હોય.

આ ઘેરો ચાલુ હતો એ દરમિયાન જ નાના સાહેબે શહેરમાં બધી વ્યવસ્થા સ્થાપન કરી. શહેરના મુખ્ય મુખ્ય માણસોને ભેગા કરી તેમની બહુમતિથી હુલાસસિંહને મુખ્ય ન્યાયાધીશ નીમ્યો. ફોજને સીધું પહોંચાડવાનું કામ મુલ્લા નામના એક જણને સોંપ્યું. દીવાની મુકદ્દમાઓ માટે જ્વાલાપ્રસાદ, અઝીમુલ્લાખાં અને બાબા સાહેબની એક અદાલત સ્થાપવામાં આવી. ઇતિહાસકાર ટોમસન લખે છે કે ગુનેગારોને સખત સજા કરવામાં આવતી હતી અને શહેરમાં સંપૂર્ણ સુખ શાંતિ પ્રસરેલાં હતાં.[1]

૧૮મી અને ૨૩મી જૂને બે ભયંકર લડાઈઓ થઈ. આખરે કોઈ ઉપાય ન રહેવાથી ૨૫મી જૂનને દિવસે જનરલ વ્હીલરે પોતાના કિલ્લા ઉપર સુલેહનો સફેદ ઝંડો રોપ્યો. તરત જ નાના સાહેબે લડાઈ બંધ કરી દીધી.

૨૬મી તારીખે બંને પક્ષના પ્રતિનિધિઓ વચ્ચે વાતચીત થઈ. આ વાતચીતના સંબંધમાં એક વાત ધ્યાન ખેંચે એવી છે કે અઝીમુલ્લાખાં અંગ્રેજી ભાષાનો વિદ્વાન હતો તોપણ અંગ્રેજ પ્રતિનિધિએ અંગ્રેજીમાં વાત કરવાનું શરૂ કર્યું કે તરત જ અઝી-

---

૧. The Story of Cawnpore, by M. Thompson.

મુલાકે વધી લીધો. બધી વાતચીત હિંદુસ્તાનીમાં જ કરવાની તેણે અંગ્રેજ પ્રતિનિધિઓને ફરજ પાડી.

આખરે કિલ્લામાંના બધા અંગ્રેજોએ પોતાની જાતને નાનાને સોંપી દીધી. કિલ્લો, તોપખાનું અને તમામ હથિયારો તથા ખજાનો સુદ્ધાં નાનાને હવાલે કરી દેવામાં આવ્યાં. નાનાએ એવું વચન આપ્યું કે બધા અંગ્રેજોને હોડીમાં બેસાડીને અને રસ્તા માટે ભાથું આપીને અલાહાબાદ મોકલી દેવામાં આવશે.

એ જ રાતે ચાલીસ હોડીઓની વ્યવસ્થા કરવામાં આવી. તેમાં સીધાનો સામાન મૂકવામાં આવ્યો. ૨૭મી તારીખે સવારે કિલ્લા ઉપરથી અંગ્રેજોનો વાવટો ઉતારી નાખવામાં આવ્યો. બાદશાહ બહાદુરશાહનો ઝંડો ફરકવા લાગ્યો અને અંગ્રેજોને હાથીઓ ઉપર અને પાલખીઓમાં બેસાડીને કિલ્લાથી દોઢ માઈલ દૂર સતીચૌરા ઘાટ પર પહોંચાડવામાં આવ્યા.

પરંતુ એ દરમિયાન અલાહાબાદ અને તેની આસપાસના પ્રદેશામાંથી એવા અસંખ્ય લોકો આવ્યા, જેમનાં ઘરબાર, ગંજીઓ અને બાળબચ્ચાંને જનરલ નીલના સિપાઈઓએ બાળી મૂક્યાં હતાં. આ લોકોની વાતો અને અલાહાબાદમાં કંપનીના લશ્કરે કરેલા અત્યાચારો સાંભળી સાંભળીને કાનપુરના લોકોનો અને ત્યાંના દેશી સિપાઈઓનો ક્રોધ ભભૂકી ઊઠ્યો. ૨૭મી જૂનની સવારે દસ વાગે હોડીઓ સતીચૌરા ઘાટથી ઊપડવાની હતી. નાના તે વખતે પોતાના મહેલમાં હતો. ઘાટ પર સિપાઈઓ અને લોકોની ભીડ હતી. કહે છે કે ક્રોધથી ગાંડા બનેલા સિપાઈઓમાંથી કોઈ એકે પહેલાં કરનલ ઈવર્ટ ઉપર હુમલો કર્યો. તરત જ મારામારી કાપાકાપી શરૂ થઈ ગઈ. લગભગ બધા જ અંગ્રેજ ઇતિહાસકારો કબૂલ કરે છે કે નાના સાહેબને આની ખબર પડી કે તરત જ તેણે હુકમ મોકલ્યો કે—"અંગ્રેજ પુરુષોને મારો, પરંતુ

બાળકો અને સ્ત્રીઓને કશી હરકત ન કરશો."[1] નાનાનો હુકમ આવતાં જેંત ૧૨૫ અંગ્રેજ સ્ત્રીઓ અને બાળકોને કેદ કરીને વેપારી કોઠીએ પહોંચાડવામાં આવ્યા. અંગ્રેજ પુરુષોને હારબંધ સતીચૌરા ઘાટ પર ઊભા કરવામાં આવ્યા. તેઓમાંના એક જે કદાચ પાદરી હશે તેણે પ્રાર્થના કરી કે મરવા પહેલાં મારા ભાઈઓને બાઈબલમાંથી કંઈ ઈશ્વરની પ્રાર્થના વાંચી સંભળાવવાની મને રજા આપો. તેને આ રજા આપવામાં આવી.[2]

જ્યારે ઈશ્વરપ્રાર્થના કરી રહ્યા ત્યારે હિંદુસ્તાની સિપાઈઓએ બધા અંગ્રેજોનાં માથાં તલવાર વડે કતલ કરી નાખ્યાં. અંગ્રેજ પુરુષોમાંથી ફક્ત ચાર એક હોડીમાં બેસીને ભાગી ગયા. આ રીતે ૭મી જૂનને દિવસે કાનપુરમાં જે લગભગ એક હજાર અંગ્રેજો હતા તેમાંના ર૭મી જૂનની સાંજે કેવળ ચાર પુરુષો પોતાની સ્ફુર્તિને લીધે અને ૧૨૫ સ્ત્રીઓ અને બાળકો નાનાની ઉદારતાને લીધે જીવતાં બચ્યાં.

સતીચૌરા ઘાટના હત્યાકાંડનો કોઈ પણ રીતે બચાવ થઈ શકે એમ નથી. નિઃશસ્ત્ર લોકો ઉપર ઘા કરવો એ તો યુદ્ધમાં પણ અક્ષમ્ય ગણાય છે. એ ઉપરાંત નાના સાહેબે એ લોકોને પ્રાણદાનનું વચન આપ્યું હતું. પણ બીજી બાજુ આપણે એ પણ યાદ રાખવું જોઈએ કે સતીચૌરા ઘાટના અત્યાચારની જુમ્મેદારી કેટલેક અંશે જનરલ નીલ અને તેના સાથીઓના અતિશય બિભત્સ અત્યાચારો ઉપર પણ છે. કારણ એ અત્યાચારોથી જ કાનપુરના હિંદુસ્તાની સિપાઈઓનાં મગજ ફરી ગયાં હતાં.

૧. Forrest's **State Papers**, also *Kaye and Malleson's* **Indian Mutiny**, vol. ii. P. 258.

૨. Kaye and Malleson's **Indian Mutiny**, Vol. ii. p. 263.

નાનાએ કેદી અંગ્રેજ સ્ત્રીઓ અને બાળકો સાથે ચલાવેલા વ્યવહાર સંબંધે ઘણી ખોટી અફવાઓ ઇંગ્લેંડમાં અને હિંદુસ્થાનમાં ઉડાવવામાં આવી હતી. એ સંબંધે તપાસ કરવા અંગ્રેજોનું એક કમિશન નીમવામાં આવ્યું હતું. એ કમિશને પૂરી તપાસ કર્યા પછી એવો ચૂકાદો આપ્યો હતો કે આ બધીય અફવાઓ બિલકુલ જૂઠી છે.[1]

આ અફવાઓ સંબંધે જસ્ટિસ મેકાર્થી લખે છેઃ

"લોકોના ક્રોધાગ્નિને એવી એવી અફવા ઉડાવીને ઉત્તેજિત કરવામાં આવ્યો કે એકેએક સ્ત્રીની આબરૂ લૂંટવામાં આવી છે અને નિર્દયતાપૂર્વક અંગો ભાંગવામાં આવ્યાં છે. સદ્ભાગ્યે આ અફવાઓ જૂઠી હતી...સાચી વાત તો એ છે કે તેઓ પાસે અનાજ દળાવ્યું એ સિવાય બીજી કોઈ પણ રીતે અંગ્રેજ સ્ત્રીઓનું અપમાન કરવામાં આવ્યું નહોતું...સામાન્ય અર્થમાં જેને અત્યાચાર કહે છે તે સ્ત્રીઓ ઉપર ગુજારવામાં આવ્યા નહોતા. કોઈ પણ અંગ્રેજ સ્ત્રીનાં ન તો કપડાં ઉતાર્યાં હતાં કે ન તો કોઈની બેઆબરૂ કરવામાં આવી હતી, તેમ જ જાણીબૂજીને કોઈનાં અંગો પણ ભાંગવામાં આવ્યાં નહોતાં."[2]

---

૧. Muir's Report Willson's Report. also Kaye and Malleson's **Indian Mutiny.** Vol. ii. p. 267.

૨. "The elementary passions of manhood were inflamed by the stories, happily not true, of the wholesale dishonour and barbarous mutilation of women...As a matter of fact, no indignities, other than that of the compulsory corn grinding, were put upon the English ladies.........There were no outrages, in the common acceptance of the term, upon women. No English women were stripped or dishonoured, or purposly mutilated, "—**History of our own times,** Vol. iii. by Justice Mac Carthy.

એટલું જ નહિ પણ સતીચૌરા માટના હત્યાકાંડની ધમાલમાં કેટલાક હિંદુસ્તાની[1] સિપાઈઓ ચાર અંગ્રેજ સ્ત્રીઓને પકડી લઈ ગયા હતા. નાના સાહેબને આ વાતની ખબર પડતાં જ તેણે સિપાઈઓને સખત સજા કરી અને ચારે અંગ્રેજ સ્ત્રીઓને પાછી લઈ લીધી.

કેદી સ્ત્રીઓ અને બાળકો પ્રત્યે નાના સાહેબ બહુ જ ઉદારતાથી વર્તતો હતો. તેમને ખાવાને રોટલી અને માંસ આપવામાં આવતું હતું. તેમની પાસે કોઈ સખત મજૂરી કરાવવામાં આવતી નહોતી. બાળકોને દૂધ મળતું હતું અને દિવસમાં ત્રણ વાર તેઓને હવા ખાવાને માટે બહાર આવવાની છૂટ હતી. ખુદ જનરલ નીલે પોતાના નિવેદનમાં લખ્યું છેઃ "શરૂઆતમાં તેમને ખરાબ ખોરાક આપવામાં આવ્યો હતો, પણ પછીથી તેઓને સારો ખોરાક, સ્વચ્છ કપડાં અને ખિદમતને માટે નોકરો પણ મળ્યાં હતાં."[2]

૨૮મી જૂનને દિવસે નાના સાહેબે એક મોટો દબદબાભર્યો દરબાર ભર્યો. દરબાર પછી નાના સાહેબ બિઠૂર ગયો. બિઠૂરમાં ૧લી જુલાઈ ૧૮૫૭ના રોજ નાના સાહેબ ધોંડોપંત વિધિસર પેશવાની ગાદી પર બેઠો. ક્ષણભર પેશવાની મૃતપ્રાય સત્તા પણ ફરી સજીવન થતી લાગી.

### ઝાંસી અને રાણી લક્ષ્મીબાઈ

ઝાંસીના રાજા ગંગાધરરાવના દત્તક પુત્ર બાળક દામોદરરાવનો વારસાહક ખોટો ઠરાવી લોર્ડ ડેલ્હાઉસીએ ઝાંસીનું રાજ્ય જબરદસ્તીથી કંપનીના રાજ્યમાં જોડી દીધું હતું એ વાત જાણીતી છે.

---

૧. Sir George Trevelyan's **Cawnpore**, p 299.

૨. "At first they were badly fed but afterwards they got better food and clean clothing and servants to wait upon."—General Neill's Report.

નાનાએ કેદી અંગ્રેજ સ્ત્રીઓ અને બાળકો સાથે ચલાવેલા વ્યવહાર સંબંધે ઘણી ખોટી અફવાઓ ઇંગ્લેંડમાં અને હિંદુસ્થાનમાં ઉડાવવામાં આવી હતી. એ સંબંધે તપાસ કરવા અંગ્રેજોનું એક કમિશન નીમવામાં આવ્યું હતું. એ કમિશને પૂરી તપાસ કર્યા પછી એવો ચૂકાદો આપ્યો હતો કે આ બધી ય અફવાઓ બિલકુલ જૂઠી છે.[1]

આ અફવાઓ સંબંધે જસ્ટિસ મેકાર્થી લખે છે:

"લોકોના ક્રોધાગ્નિને એવી એવી અફવા ઉડાવીને ઉત્તેજિત કરવામાં આવ્યો કે એકેએક સ્ત્રીની આબરૂ લૂંટવામાં આવી છે અને નિર્દયતાપૂર્વક અંગો ભાંગવામાં આવ્યાં છે. સદ્‌ભાગ્યે આ અફવાઓ જૂઠી હતી...સાચી વાત તો એ છે કે તેઓ પાસે અનાજ દળાવ્યું એ સિવાય બીજી કોઈ પણ રીતે અંગ્રેજ સ્ત્રીઓનું અપમાન કરવામાં આવ્યું નહોતું...સામાન્ય અર્થમાં જેને અત્યાચાર કહે છે તે સ્ત્રીઓ ઉપર ગુજારવામાં આવ્યા નહોતા. કોઈ પણ અંગ્રેજ સ્ત્રીનાં ન તો કપડાં ઉતાર્યાં હતાં કે ન તો કોઈની બેઆબરૂ કરવામાં આવી હતી, તેમ જ જાણીજોઈને કોઈનાં અંગો પણ ભાંગવામાં આવ્યાં નહોતાં."[2]

---

૧. Muir's Report Willson's Report. also Kaye and Malleson's **Indian Mutiny.** Vol. ii. p. 267.

૨. "The elementary passions of manhood were inflamed by the stories, happily not true, of the wholesale dishonour and barbarous mutilation of women...As a matter of fact, no indignities, other than that of the compulsory corn grinding, were put upon the English ladies.........There were no outrages, in the common acceptance of the term, upon women. No English women were stripped or dishonoured, or purposely mutilated, "—**History of our own times,** Vol. iii. by Justice Mac Carthy.

તેને પુષ્કળ નશો કરવાની ટેવ છે. તે નાદાન નહોતી એ તો તેની સાથે વાતચીત કરતાં તરત જ જણાતું હતું; અને તે નશો કરતી હતી એ વાત પણ ઉપજાવી કાઢેલી જ લાગે છે."[૧]

કોઈ પણ માણસને અને વિશેષ કરીને બાઈ માણસને આથી વધુ અન્યાય બીજો શો હોઈ શકે? રાણી લક્ષ્મીબાઈના વ્યક્તિગત ચારિત્ર સંબંધે એક વિદ્વાન અંગ્રેજનો મત ઉતારવામાં આવે છે. એને લક્ષ્મીબાઈની રહેણીકરણીનો સારો પરિચય હતો. મેજર માલકમે ૧૬મી માર્ચ સને ૧૮૫૫ને રોજ ગવર્નર જનરલને એક સરકારી પત્રમાં લખ્યું હતું: "રાણીનું ચારિત્ર અત્યંત ઉચ્ચ છે અને ઝાંસીમાં દરેકે દરેક માણસ તેના પ્રત્યે પુષ્કળ આદર ધરાવે છે.[૨]

લક્ષ્મીબાઈ અત્યંત સુચરિત્ર, લાયક, વીર અને અસાધારણ બુદ્ધિવાળી સ્ત્રી હતી,[૩] એ તો તે વખતનો આખો ઇતિહાસ સાબિત કરે છે. યુદ્ધવિદ્યામાં તે અત્યંત નિપુણ હતી તેનાં માતા-પિતા

---

૧. "Evil things were said of her, for it is a custom among us.........*to take* a native ruler's Kingdom and then to revile the deposed ruler or his would-be successor. *It was alleged that the* Rani was a mere child under the influence of others, and that she was much *given to* intemperance. That she was not a mere child was demonstrated by her conversation; and her intemperance seems *to be* a myth." Sir Cohn Kaye's **History of the Sepoy war.** Vol. iii, pp. 361-62.

૨. ".........bears a very high character and is much respected by every one at Jhansi"—**Jhansi Papers**, p. 28.

૩. D. B. Parasnis' —**Life of Laxmibai.**

ગંગાધરરાવના મૃત્યુ પછી ૧૩મી માર્ચ સને ૧૮૫૪ને રોજ ઝાંસીનું રાજ્ય કંપનીના રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું છે એવું જાહેરનામું બહાર પાડ્યું. આખી પ્રજામાં આથી ભારે અસંતોષ ઉત્પન્ન થયો. વિધવા રાણી લક્ષ્મીબાઈની વય આ વખતે કેવળ ૧૮ વર્ષની હતી. તેણે પોતાના પુત્રને બદલે આશ્ચર્યકારક કુશળતાથી રાજ્યનું બધું કામ સંભાળી લીધું હતું. તેણે આ જાહેરનામા સામે વાંધો લીધો પણ કોઈએ તેનું સાંભળ્યું નહિ. એટલું જ નહિ પણ રાજા ગંગાધરરાવ મરતી વખતે સાડા ચાર લાખ રૂપિયાનું ઝવેરાત અને અઢી લાખ રૂપિયા રોકડા મૂકતા ગયા હતા, તે બધી મિલકત લૉર્ડ ડેલ્હાઉસીએ જબરદસ્તીથી છીનવી લીધી અને એવું કહીને કંપનીની તિજોરીમાં જમા કરી કે જ્યારે દામોદરરાવ લાયક ઉમ્મરનો થશે ત્યારે એ તેને પાછી આપવામાં આવશે. ડેલ્હાઉસીએ સ્પષ્ટ લખ્યું કે દત્તક પુત્રને તે લાયક ઉમ્મરનો થશે ત્યારે બાપની આ અંગત મિલકત મેળવવાનો હક પ્રાપ્ત થશે, પણ ગાદીનો હક તો કદી મળવાનો નથી.[1]

રાણી લક્ષ્મીબાઈને આ બધી સંપત્તિ અને રાજ્યના બદલામાં માસિક પાંચ હજાર રૂપિયાનું પેન્શન આપવાનું વચન આપ્યું. રાણીએ તિરસ્કારપૂર્વક તેનો અસ્વીકાર કર્યો. વિધવા રાણી પ્રત્યે એક આથી પણ ભારે અન્યાય કરવામાં આવ્યો. ઇતિહાસકાર સર જોન કે લખે છેઃ

"રાણી ઉપર દોષારોપણ કરવામાં આવ્યું, કારણ કે આપણામાં એવો રિવાજ જ છે કે......પહેલાં કોઈ દેશી રાજાનું રાજ લઈએ છીએ અને પછી પદભ્રષ્ટ રાજા અથવા તેના વારસની જૂઠી નિંદા કરવા મંડીએ છીએ. એવી વાત ઉડાવવામાં આવી કે રાણી તો તદ્દન નાદાન છે અને બીજાની શેહમાં તણાય છે, અને

1. Jhansi papers 1858, p. 31.

પરથી કંપનીનું રાજ્ય હઠાવી દેવામાં આવ્યું. બાળક દામોદરના વાલી તરીકે રાણી લક્ષ્મીબાઈ ફરીથી ઝાંસીની ગાદી ઉપર બેઠી. કંપનીના ઝંડાને બદલે દિલ્હીના બાદશાહનો ઝંડો ઝાંસીના કિલ્લા ઉપર ફરકવા લાગ્યો. આખા રાજ્યમાં ઢંઢેરો પિટાવવામાં આવ્યો કે—"खल्क खुदा का, मुल्क बादशाह का, हुक्म रानी लक्ष्मीबाई का।"

### અયોધ્યાની સ્વતંત્રતા

૫૭–૫૮ની સૌથી વધુ ભયંકર લડાઈઓ અયોધ્યાની ભૂમિ ઉપર લડાઇ હતી. અયોધ્યાનું રાજ્ય અંગ્રેજી રાજ્યમાં જોડી દેવામાં આવ્યું તેનો અને અયોધ્યાના લોકોનાં દુઃખોનો ઉલ્લેખ પહેલાં આવી ગયો છે. અયોધ્યાના જમીનદારો, ત્યાંની પોલીસ, ત્યાંની ફોજ અને લગભગ આખી પ્રજાએ સ્વતંત્રતાના એ મહાયુદ્ધની સફળતા ઉપર જ પોતાની બધી મુરાદો બાંધી હતી, અને સર્વસ્વનો ભોગ આપવા તૈયાર થયા હતા. ખરી રીતે વિપ્લવની તૈયારી અયોધ્યામાં જેટલી સારી થઈ હતી તેટલી બીજે ક્યાંય થઈ નહોતી. હજારો મોલવીઓ અને પંડિતો એકેએક બૅરેક અને એકેએક ગામમાં લોકોને આગામી યુદ્ધને માટે તૈયાર કરવા ફરી રહ્યા હતા.

સર હેન્રી લોરેન્સ અયોધ્યાના ચીફ કમિશ્નર હતા. મંગલ પાંડેને ફાંસી દેવાયા પછી લખનૌ છાવણીના કેટલાક સિપાઈઓથી રહેવાયું નહિ. મેની શરૂઆતમાં જ ત્યાં કેટલાક અંગ્રેજોનાં મકાનો બાળી મૂકવામાં આવ્યાં. ચાર્લ્સ બોલ લખે છે કે ૩જી મેને દિવસે ૭મી પલટનના કેટલાક ઉચ્છૃંખલ સિપાઈઓ લેફ્ટેનન્ટ મીકમને મારવા ગયા પણ તે ચતુરાઈથી છટકી ગયો અને આ વાત ઠેઠ સર હેન્રી લોરેન્સ સુધી પહોંચી. તેણે ચાલાકીથી ૭મી પલટનનાં હથિયાર મુકાવી દીધાં.

૧૨મી મેને દિવસે સર હેન્રી લોરેન્સે એક મોટો દરબાર

બિઠૂરમાં પેશવાના દરબારમાં રહેતા હતા. લખ્યું છે કે બિઠૂરના દરબારમાં કુમારી લક્ષ્મીબાઈ અત્યંત સર્વપ્રિય હતી. નાની ઉમ્મરથી જ તે નિશાનબાજીમાં અને શસ્ત્રો ચલાવવામાં અત્યંત નિપુણ થઈ ગઈ હતી. સાત વર્ષની નાની વયે જ તે ઘોડા ઉપર સ્વારી કરવામાં બહુ દક્ષ હતી અને ઘણી વાર નાના સાહેબ અને તેના ભાઈઓની સાથે શિકાર કરવા જતી હતી.

વીર લક્ષ્મીબાઈ ઝાંસીની ગાદીનું આ અપમાન અને ઝાંસીની પ્રજાને કરવામાં આવેલો આ અન્યાય સહન ન કરી શકી. '૫૭ના વિપ્લવની એ એક મુખ્ય આગેવાન હતી. પહેલાં ઠરાવ્યા મુજબ ૪થી જૂનને દિવસે ઝાંસીમાં વિપ્લવની શરૂઆત થઈ. કંપનીની ફોજ સને ૧૮૫૪ના જાહેરનામા પછી જબરદસ્તીથી ઝાંસી પહોંચી ગઈ હતી અને કંપનીનું રાજ્ય સ્થપાઈ ચૂક્યું હતું. ૪થી જૂનને દિવસે સૌથી પહેલાં ૧૨મી દેશી પલટનના હવાલદાર ગુરુબખ્શ-સિંહે કિલ્લાના દારૂગોળાનો અને ખજાનાનો કબજો લીધો. એ પછી રાણી લક્ષ્મીબાઈએ મહેલમાંથી નીકળીને હથિયાર બાંધી જાતે વિપ્લવકારી સેનાની સરદારી સ્વીકારી. એ વખતે લક્ષ્મી-બાઈની ઉમ્મર માત્ર ૨૧ વર્ષની હતી. ૭મી જૂને રિસાલદાર કાલેખાં અને તહસીલદાર મોહમ્મદહુસેને રાણી તરફથી કિલ્લા ઉપર હુમલો કર્યો. કિલ્લાની અંદરની હિંદુસ્તાની સેનાએ પણ વિપ્લવમાં સાથ દીધો. ૮મી જૂને કહે છે કે રિસાલદાર કાલેખાંના હુકમથી કિલ્લાની અંદરનાં ૬૭ અંગ્રેજ પુરુષો, સ્ત્રીઓ, અને બાળકોની કતલ કરવામાં આવી. ઇતિહાસકાર સર જોન કે લખે છે કે આ હત્યાકાંડ સાથે રાણી લક્ષ્મીબાઈને કશો સંબંધ નહોતો, તેમ તેનો કોઈ માણસ પણ એ પ્રસંગે હાજર નહોતો તેમ તેણે કશી પરવાનગી પણ આપી નહોતી.[1] આખરે તે દિવસે ઝાંસી

૧. History of the Sepoy war, by Sir John Kaye, Vol. ii. p. 369.

ફરૂખાબાદ પહોંચ્યા. કંપનીએ ત્યાંના નવાબ તફજ્જલહુસેનનખાંને ગાદીએથી ઉઠાડી મૂક્યો હતો. ફરૂખાબાદના કિલ્લામાં અનેક અંગ્રેજોએ આશરો લીધો હતો. જબરદસ્ત લડાઈ થયા પછી કિલ્લો વિપ્લવવાદીઓને હાથ આવ્યો. ત્યાંના બધા અંગ્રેજોને મારી નાખવામાં આવ્યા, નવાબને ફરી ગાદી ઉપર બેસાડવામાં આવ્યો.

૧૦મી જૂન સુધીમાં મોહમ્મદી, મલ્લન, બહરાયચ, ગોંડા, સિકરોરા, મેલાપુર વગેરે આસપાસનો બધો પ્રદેશ સંપૂર્ણ રીતે સ્વતંત્ર થઈ ગયો.

એક વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે કે અયોધ્યાના જે જમીનદારો અને તાલુકદારોએ આ વખતે રાષ્ટ્રીય વિપ્લવમાં ખુલ્લો ભાગ લીધો એમાંના જ ઘણાના મહેલમાં અંગ્રેજ અમલદારો અને બાળકોને આસરો આપવાની પણ તેમણે ઉદારતા બતાવી હતી.

અયોધ્યાના પૂર્વભાગમાં ફૈઝાબાદ મુખ્ય શહેર હતું. સર હેન્રી લૉરેન્સે કબૂલ કર્યું છે કે ફૈઝાબાદના તાલુકદારોને અંગ્રેજોએ ભારે અન્યાય કર્યો હતો. કેટલાકની પૂરી જાગીરો તો કેટલાકનાં અરધાં ગામો જપ્ત કરી લેવામાં આવ્યાં હતાં.[૧] પહેલાં જેનો પરિચય આપ્યો છે તે મૌલવી અહમદશાહ પણ આવો પદભ્રષ્ટ તાલુકદાર જ હતો. અયોધ્યાનું રાજ્ય છીનવી લેવામાં આવ્યું ત્યારથી મૌલવી અહમદશાહ પોતાનો બધો વખત સ્વાતંત્ર્ય સંગ્રામની તૈયારીમાં જ ગાળતો હતો. ફૈઝાબાદથી લખનૌ અને આગ્રા સુધી તે વારંવાર ચક્કર માર્યા કરતો હતો. તેણે વિપ્લવ વિષે અનેક ભાષણો કર્યાં અને અનેક પત્રિકાઓ લખી. અંગ્રેજોને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેઓએ અહમદશાહને પકડવાનો હુકમ કર્યો. અયોધ્યાની પોલીસે તેને પકડવાની ના પાડી, એટલે લશ્કર મોકલવું પડ્યું. તેના ઉપર બળવાનો આરોપ મૂકવામાં આવ્યો અને ફાંસીની

૧. Kaye and Malleson's Indian Mutiny Vol. iii p. 266.

ભર્યો અને હિંદુ મુસલમાન વચ્ચે વેરઝેર તાજાં કરવા હિંદુસ્તાની ભાષામાં જોરદાર ભાષણ કર્યું. પણ હિંદુ મુસલમાન સિપાઈઓ તો બરાબર જાણતા હતા કે બે ભાઈઓને લડાવી પરાધીન રાખવાની આ ચાલબાજી છે.

૧૩મી મેએ મીરતના વિપ્લવના સમાચાર લખનૌ પહોંચ્યા. ૧૪મી મેએ દિલ્હી સ્વતંત્ર થયાના ખબર આવ્યા. સર હેન્રી લૉરેન્સે લખનૌ પાસે અંગ્રેજોના આશ્રય માટે બે ઠેકાણે કિલ્લેબંદી કરવા માંડી. એક મચ્છીભવન અને બીજું રેસિડન્સી. લખનૌનાં બધાં અંગ્રેજ સ્ત્રી બાળકોને ત્યાં મોકલી દેવામાં આવ્યાં અને તમામ અંગ્રેજ પુરુષોને લશ્કરી કવાયત શીખવાનો હુકમ થયો.

અયોધ્યાની હદ નેપાળને લાગેલી છે. સર હેન્રી લૉરેન્સે ખાસ દૂત મોકલીને નેપાળના મુખ્ય પ્રધાન જંગબહાદુરને પ્રાર્થના કરી કે આ આપત્તિમાં તમો અમને લશ્કરની મદદ કરો.

બરાબર ૩૦મી મેની રાતે ૯ વાગે છાવણીની તોપ ફૂટી અને વિપ્લવની શરૂઆત થઈ. બંગલાઓને આગ લગાડવામાં આવી. મળ્યા એટલા અંગ્રેજોને પૂરા કરવામાં આવ્યા. ૩૧મીની સવારે હેન્રી લૉરેન્સે થોડી ગોરી ફોજ અને ૭મી દેશી સવાર પલટન સાથે વિપ્લવવાદીઓ ઉપર હુમલો કર્યો પણ અત્યારસુધી અંગ્રેજો સાથે રહેલી ૭મી પલટને માર્ગમાં જ અંગ્રેજોનો ઝંડો ફેંકી દઈ લીલો ઝંડો ઉડાવ્યો. લૉરેન્સને એ પલટનને છોડી દઈ પોતાના થોડા અંગ્રેજ સિપાઈઓ સાથે રેસિડન્સીમાં આવીને શરણ લેવું પડ્યું. ૩૧મી મેની સાંજ સુધીમાં ૪૮મી અને ૭૧મી પાયદળ અને ૭મી સવાર પલટનમાં તેમ જ બીજી દેશી પલટનોમાં પણ લીલો ઝંડો ફરકવા લાગ્યો.

સીતાપુરમાં ત્રણ દેશી પલટનો હતી તેણે પણ ૩જી જૂનને દિવસે લીલો ઝંડો ઉડાવ્યો. સીતાપુરને સ્વતંત્ર કરી એ સિપાઈઓ

ફરૂખાબાદ પહોંચ્યા. કંપનીએ ત્યાંનો નવાબ તફજ્જલહુસેનનખાનને ગાદીએથી ઉઠાડી મૂક્યો હતો. ફરૂખાબાદના કિલ્લામાં અનેક અંગ્રેજોએ આશરો લીધો હતો. જબરદસ્ત લડાઈ થયા પછી કિલ્લો વિપ્લવવાદીઓને હાથ આવ્યો. ત્યાંના બધા અંગ્રેજોને મારી નાખવામાં આવ્યા, નવાબને ફરી ગાદી ઉપર બેસાડવામાં આવ્યો.

૧૦મી જૂન સુધીમાં મોહમ્મદી, માલન, બહરાયચ, ગોંડા, સિકરોરા, મેલાપુર વગેરે આસપાસનો બધો પ્રદેશ સંપૂર્ણ રીતે સ્વતંત્ર થઈ ગયો.

એક વાત ખાસ ધ્યાનમાં લેવા જેવી છે કે અયોધ્યાના જે જમીનદારો અને તાલુકદારોએ આ વખતે રાષ્ટ્રીય વિપ્લવમાં ખુલ્લો ભાગ લીધો એમાંના જ ઘણાના મહેલમાં અંગ્રેજ અમલદારો અને બાળકોને આસરો આપવાની પણ તેમણે ઉદારતા બતાવી હતી.

અયોધ્યાના પૂર્વભાગમાં ફૈઝાબાદ મુખ્ય શહેર હતું. સર હેન્રી લૉરેન્સે કબૂલ કર્યું છે કે ફૈઝાબાદના તાલુકદારોને અંગ્રેજોએ ભારે અન્યાય કર્યો હતો. કેટલાકની પૂરી જાગીરો તો કેટલાકનાં અરધાં ગામો જપ્ત કરી લેવામાં આવ્યાં હતાં.[૧] પહેલાં જેનો પરિચય આપ્યો છે તે મૌલવી અહમદશાહ પણ આવો પદભ્રષ્ટ તાલુકદાર જ હતો. અયોધ્યાનું રાજ્ય છીનવી લેવામાં આવ્યું ત્યારથી મૌલવી અહમદશાહ પોતાનો બધો વખત સ્વાતંત્ર્ય સંગ્રામની તૈયારીમાં જ ગાળતો હતો. ફૈઝાબાદથી લખનૌ અને આગ્રા સુધી તે વારંવાર ચક્કર માર્યા કરતો હતો. તેણે વિપ્લવ વિષે અનેક ભાષણો કર્યાં અને અનેક પત્રિકાઓ લખી. અંગ્રેજોને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેઓએ અહમદશાહને પકડવાનો હુકમ કર્યો. અયોધ્યાની પોલીસે તેને પકડવાની ના પાડી, એટલે લશ્કર મોકલવું પડ્યું. તેના ઉપર બળવાનો આરોપ મૂકવામાં આવ્યો અને ફાંસીની

૧. Kaye and Malleson's Indian Mutiny Vol. iii p. 266.

સજા ફરમાવી. ફાંસી દેવાનો દિવસ આવે ત્યાં સુધી તેને ફૈઝાબાદની જેલમાં પૂરી રાખ્યો.

મૌલવી અહમદશાહની ગિરફતારીએ આખા ફૈઝાબાદના પ્રદેશમાં આગ સળગાવી મૂકી, તરત જ ફૈઝાબાદના સિપાઈઓ અને પ્રજાજનોએ મળીને સ્વાતંત્ર્યનો ઝંડો ખડો કર્યો. કવાયત વખતે હિંદી પલટનોએ આજ્ઞા માનવા ના પાડી અને સુબેદાર દલીપસિંહે બધા અંગ્રેજ અમલદારોને કેદ કર્યા. જેલખાનાની દીવાલો તોડી પાડવામાં આવી અને મૌલવી અહમદશાહની બેડીઓ તોડી નાખવામાં આવી. ફૈઝાબાદના તમામ સિપાઈઓ અને લોકોએ મળીને મૌલવી અહમદશાહને પોતાનો નેતા ચૂંટયો અને તેણે ફૈઝાબાદના બધા અંગ્રેજોને લખી મોકલ્યું કે તમો બધા તાબડતોબ ફૈઝાબાદ છોડી જાઓ. તેણે બધા અંગ્રેજોને હોડીઓમાં બેસાડી ફૈઝાબાદથી રવાના કરી દીધા અને રસ્તામાં ખાવા પીવા માટે થોડું સીધું અને વાટખરચી પણ આપ્યાં. ફૈઝાબાદ શહેરમાં શાંતિ સ્થાપવામાં આવી. ૯મી જૂન સવારે આસપાસના પ્રદેશમાં અને શહેરમાં ઢંઢેરા પિટાવવામાં આવ્યો કે કંપનીનું રાજ ખતમ થઈ ગયું છે અને વાજિદઅલી શાહનું રાજ્ય ફરીથી સ્થપાઈ ગયું છે.

શાહગંજના તાલુકદાર રાજા માનસિંહને અંગ્રેજોએ એકવાર કેદ કર્યો હતો. અને તે આ વખતે વિપ્લવનો આગેવાન હતો તેમ છતાં બીજા નેતાઓના કહેવાથી તેણે ૨૯ અંગ્રેજ સ્ત્રીઓને પોતાના કિલ્લામાં આખર સુધી સુરક્ષિત રાખી હતી. મૌલવી અહમદશાહના હુકમ પ્રમાણે ફૈઝાબાદ શહેરમાં એક પણ અંગ્રેજને મારવામાં આવ્યો નહોતો. વળી સાલોનીના જમીનદાર રૂસ્તમ અને કાલાના રાજા હનુમંતસિંહે પ્રતિજ્ઞા કરી હતી કે હિંદુસ્તાનમાંથી અંગ્રેજોને કાઢયા વિના જંપીને બેસીશું નહિ, તોપણ એ બન્નેએ આશ્રિત અંગ્રેજો અને તેમનાં આબાળબચ્ચાંની સાથે છેવટ સુધી અસાધારણ ઉદારતા બતાવી હતી.

રાજા હનુમંતસિંહને વિષે ઇતિહાસકાર માલસેન લખે છેઃ

"આ ઉદાર રજપૂતની ઘણીખરી જાગીરો અંગ્રેજોની જોડી દેવાની નવી નીતિ અનુસારે છીનવી લેવામાં આવી હતી. એ અન્યાય અને અપમાન તેમને બહુ ખૂંચ્યાં કરતાં હતાં. તોપણ તે સ્વભાવે એટલો ઉદાર હતો કે જે કોમે તેને લગભગ પાયમાલ કરી નાખ્યો હતો તે જ કોમના ભાગતા ફરતા અમલદારો સાથે, તેણે દુઃખી મનુષ્ય સાથે રાખવો જોઈએ તેવો વ્યવહાર રાખ્યો હતો. તેમને મુસીબતમાં તેણે મદદ કરી. તેણે તેમને પોતાને ઠેકાણે સહીસલામત પહોંચાડ્યા. પણ જ્યારે વિદાય થતી વખતે કેપ્ટન-બેરોએ રાજા હનુમંતસિંહને કહ્યું કે–"મને આશા છે કે આપ-આ વિપ્લવને શાંત કરવામાં અંગ્રેજોને મદદ કરશો." ત્યારે રાજા-હનુમંતસિંહ ટટાર ઊભો રહીને બોલ્યોઃ "સાહેબ, તમારા મુલકના લોકો અમારા મુલકમાં ઘૂસી ગયા અને તેઓએ અમારા બાદશાહ-(વાજિદઅલી શાહ)ને કાઢી મૂક્યો. તમે તમારા અમલદારોને જૂના શેઠિયાઓ અને જમીનદારોના પટ્ટાની તપાસ કરવા જિલ્લામાં મોકલ્યા. એક સપાટે તમે મારી અધી પૂરાપર્વથી ચાલતી આવેલી જમીન છીનવી લીધી. મેં વેઠી લીધું. અચાનક તમારા ઉપર આફત આવી. તમે મને પાયમાલ કર્યો હતો, અને તમે મારી પાસે જ આવ્યા. મેં તમને બચાવી લીધા. પરંતુ હવે હવે-હું મારી સેના એકઠી કરીને લખનૌ જાઉં છું અને તમને અમારા મુલકમાંથી બહાર કાઢવાનો પ્રયત્ન કરીશ." [૧]

ઇતિહાસ ઉપરથી માલુમ પડે છે કે તે વખતે અયોધ્યામાં હિંદુ અને મુસલમાન અનેક હનુમંતસિંહો મોજુદ હતા. તેઓમાં જેટલો ઉત્કટ સ્વાતંત્ર્ય પ્રેમ હતો તેટલી જ ભારે વીરોચિત ઉદારતા પણ હતી.

---

૧. Malleson's Indian Mutiny, Vol, iii 273

આમ ૩૧મી મેથી જૂનના અરસામાં માત્ર લખનૌ શહેરનો એક ભાગ બાદ કરતાં આખું અયોધ્યા અંગ્રેજ રાજ્યની ચુંગલમાંથી છૂટી ગયું. આખા અયોધ્યામાં એક ગામ પણ એવું નહિ રહ્યું હોય જેણે કંપનીનો ઝંડો ફાડીને ફેંકી ન દીધો હોય.

પ્રસિદ્ધ ઇતિહાસકાર ફોરેસ્ટ લખે છે:

"આવી રીતે દસ દિવસમાં તો અંગ્રેજી રાજ અયોધ્યામાંથી સ્વપ્નની જેમ ઊડી ગયું. કશું ચિહ્ન પણ બાકી ન રહ્યું. ફોજે બળવો કર્યો, લોકોએ પરાધીનતા ફગાવી દીધી, પણ ક્યાંય વેર નહોતું, ક્યાંય ક્રૂરતા નહોતી. બહુ જ થોડા અપવાદો બાદ કરતાં બાકીની આખી વીર વિદ્રોહી પ્રજાએ ભાગતા ફરતા અંગ્રેજો સાથે બહુ દયાભાવભર્યો વર્તાવ રાખ્યો, અને અયોધ્યાના લોકો ઉપર સત્તા ચલાવતી વખતે જે અંગ્રેજોએ ઉત્તમમાં ઉત્તમ (!) હેતુથી ઘણા લોકો ઉપર ઘોર અન્યાયો ગુજાર્યા હતા તે અંગ્રેજોની જ્યારે પડતી દશા આવી ત્યારે અયોધ્યાવાસીઓએ તેમની સાથે અતિશય વિનય અને ઉદારતાથી કામ લીધું. આ વસ્તુ તરત જ નજરે ચડે છે."[૧]

1. Thus in the course of ten days, the English administration in Oudh vanished like a dream and left not a wreck behind. The troops mutinied, the people threw off their allegiance. But there was no revenge, no cruelty. The brave and turbulent population, with a few exceptions, treated the fugitives of the ruling race with marked kindness, and the high courtesy and chivalrey of the people of Oudh was conspicuous in their dealings with their fallen masters who, in the days of their power, had, from the best (?) of motives, inflicted on many of them a grave wrong. --Sir George W. Forrest's State Papers, Vol. ii. p. 37.

અયોધ્યાના જુદા જુદા ભાગોમાંથી જમીનદારના સિપાઈઓ અને સ્વયંસેવકો હજારોની સંખ્યામાં આવીને લખનૌમાં બેગમ હજરત મહલના ઝંડા નીચે ભેગા થવા લાગ્યા. વળી કાનપુરમાં અંગ્રેજોની હાર થયાના સમાચાર, એ જ અરસામાં ૨૮મી જૂનને દિવસે લખનૌ પહોંચ્યા એટલે સર હેન્રી લોરેન્સની હિંમત છૂટી ગઈ. ૨૯મી જૂને ચીનહટ આગળ જે ભયંકર લડાઈ થઈ તેમાં લોરેન્સને પાછા હઠવું પડ્યું. તેણે રેસિડન્સિમાં આશરો લીધો. વિપ્લવકારીઓએ મચ્છીભવન અને રેસિડન્સિમાં બંનેને ઘેરો ઘાલ્યો. મચ્છીભવનમાં દારૂગોળાને આગ લગાડી અંગ્રેજો બધા રેસિડન્સિમાં ભરાઈ બેઠા. તે વખતે ત્યાં હજારેક અંગ્રેજો અને આઠસો હિંદુસ્તાનીઓ હતા. હથિયાર અને અનાજની ખોટ નહોતી. વિપ્લવવાદીઓએ રેસિડન્સિને ઘેરો ઘાલ્યો. બાકીના લખનૌ શહેર ઉપર અને આખા અયોધ્યા ઉપર વાજિદઅલી શાહના પુત્ર શાહજાદા બિરજિસ કદ્રને બદલે બેગમ હજરત મહલની આણ વરતી રહી. એક અંગ્રેજ ઇતિહાસકાર લખે છે: "આખા અવધે આપણી સામે હથિયાર ઉઠાવ્યાં હતાં. માત્ર વિદ્રોહી લશ્કર જ નહિ પણ પદભ્રષ્ટ નવાબના લશ્કરનાં ૬૦ હજાર માણસો, જમીનદારો, તેમના સિપાઈઓ, અઢીસો કિલ્લા—જેમાંના ઘણા ઉપર તો ભારે તોપો હતી—બધું જ વિરુદ્ધ આવી ઊભું. લોકોએ કંપનીના રાજ્યને પોતાના નવાબોના રાજ્ય સાથે સરખાવી જોયું અને લગભગ સર્વાનુમતે નક્કી કર્યું કે નવાબોનું રાજ્ય કંપનીના રાજ્ય કરતાં ક્યાંય સારું હતું. જે પેન્શનરો આપણા લશ્કરમાં કામ કરી ચૂક્યા હતા તેઓએ સુદ્ધાં સાફસાફ આપણી વિરુદ્ધ અભિપ્રાય આપ્યો અને દરેકે દરેક જણ વિપ્લવમાં જોડાઈ ગયો."[૧]

૧. Red pamphlet, by G. B. Malleson.

# દિલ્હીનો જંગ

દિલ્હીનું મહત્ત્વ: શીખોને પોતાના પક્ષમાં લેવાના પ્રયત્નો: હિંદુસ્તાની પલટનોનાં હથિયાર છોડાવવાં: ભીષણ ક્રૂરતા: પંજાબના વિપ્લવવાદીઓનાં કૃત્યો: શીખ રાજાઓએ કંપનીને કરેલી મદદ: અંગ્રેજ સેનાનું દિલ્હી પ્રયાણ અને અકથ્ય અત્યાચાર: દિલ્હીમાં ઉત્સાહ: દેશી રાજાઓની અનિશ્ચિતતા

## દિલ્હીનું મહત્ત્વ

પૂજના વિપ્લવની યોજના કરનારાઓની દષ્ટિએ આખા મહાયુદ્ધનું મર્મસ્થાન તે વખતે દિલ્હી હતું. બાદશાહ બહાદુરશાહને નામે વિપ્લવનો આરંભ થયો હતો. બાદશાહ બહાદુરશાહ જ વિપ્લવવાદીઓની આશાનું કેન્દ્ર હતો. અને ઘણે અંશે દિલ્હીની સફળતા પર જ હિંદની સ્વતંત્રતાનો આધાર હતો. આથી હિંદુસ્તાનભરના અંગ્રેજો અને વિપ્લવવાદીઓ બંનેની નજર દિલ્હી ઉપર ચોંટી હતી. આખા હિંદુસ્તાનમાંથી વિદ્રોહી સેનાઓ દિલ્હીમાં આવી આવીને ભેગી થયા કરતી હતી અને ઠેકાણે ઠેકાણેથી ખજાના લાવી લાવીને બાદશાહ બહાદુરશાહને ચરણે ધરતી હતી. એ જ રીતે અંગ્રેજોએ પણ દિલ્હીનો ફરી કબજો લેવાને માટે પોતાની પૂરીપૂરી શક્તિ ખર્ચી હતી. પરંતુ દિલ્હીના મહત્ત્વપૂર્ણ યુદ્ધોનાં વર્ણન કરવા પહેલાં જે પંજાબમાંથી અંગ્રેજો દિલ્હી કબજે કરવા ધસી આવ્યા તે પંજાબ ઉપર નજર નાખવાની જરૂર છે.

## શીખોને પોતાના પક્ષમાં લેવાના પ્રયત્નો

લોર્ડ કેનિંગે મીરત અને દિલ્હીના અશુભ સમાચાર મળતાં

જ એક તરફથી મદ્રાસ, કલકત્તા, રંગૂન વગેરે સ્થળેથી લશ્કર ભેગું કરી જનરલ નીલની સરદારી હેઠળ બનારસ અને અલાહાબાદ તરફ મોકલ્યું અને બીજી તરફથી કમાન્ડર ઇન ચીફ એનસન જે આ વખતે સીમલા હતો તેને પંજાબમાંથી લશ્કર એકઠું કરી દિલ્હી ઉપર ચઢાઈ કરી તેનો કબજો લેવાનો હુકમ કર્યો. આ જ વખતે લોર્ડ કૅનિંગે હિંદી સિપાઈઓને સાંત્વન દેવા એક જાહેરનામું બહાર પાડ્યું કે કંપની કોઈના ધર્મમાં હાથ નાખવા માગતી નથી. સિપાઈઓ ચાહે તો પોતે કારતૂસ બનાવી લઈ શકે છે, જેઓએ કંપનીનું લૂણ ખાધું છે તેમણે વિપ્લવમાં ભાગ લેવો એ પાપ છે, વગેરે. પણ હવે એની શી અસર થવાની હતી?

દિલ્હી ફરી કબજે કરવા માટે જનરલ એનસનને કેવળ પંજાબમાંથી જ લશ્કર મળી શકે એમ હતું. જો પંજાબે એ વખતે અયોધ્યા અને રોહીલખંડની માફક વિપ્લવને સાથ આપ્યો હોત તો અંગ્રેજોને માટે દિલ્હી કે હિંદુસ્તાન ઉપર ફરી કબજો મેળવવો સર્વથા અસંભવિત થઈ જાત. પંજાબનો ચીફ કમિશ્નર સર જૉન લૉરેન્સ આ વાત બરાબર સમજતો હતો, એટલે તેણે પંજાબને અને ખાસ કરીને શીખોને આ સંકટને સમયે અંગ્રેજ સરકારના ભક્ત બનાવી રાખવાને કેટલાક મહત્વના ઉપાયો યોજ્યા.

શીખોને તેણે એવું સમજાવ્યું કે મુસલમાનોએ તમારા ધર્મ ઉપર વારેવારે હુમલા કર્યા છે તો આ વખતે અંગ્રેજો સાથે મળીને એનો બદલો લેવાનો લાગ આવ્યો છે. વળી વૃદ્ધ બાદશાહ બહાદુરશાહને નામે ખોટાં જાહેરનામાં ઠેકઠેકાણે લગાવ્યાં કે સૌ શીખોને મારી નાખો. મેટકાફ લખે છે કે જ્યારે આ જૂઠાં જાહેરનામાં પ્રગટ થતાં હતાં ત્યારે બહાદુરશાહ દિલ્હીની ગલીએ ગલીએ ફરીને જાહેર કરતો હતો કે યુદ્ધ કેવળ માત્ર ફિરંગીઓ સામે જ છે, કોઈ પણ હિંદીને કશું નુકસાન કરવું નહિ.

આ ઉપરાંત સર જોન લૉરેન્સે બીજી પણ એક યુક્તિ લડાવી. શરૂઆતથી જ તેણે પંજાબના જુદા જુદા જિલ્લાઓમાં સેંકડે ૭ ટકાના વ્યાજે કંપનીને નામે લોન લેવી શરૂ કરી. આનાં બે પરિણામ આવ્યાં, એક તો એ કે આ રકમ મોટા સંકટને વખતે કંપનીને કામ આવી અને બીજું એ કે પંજાબના જે હજારો શાહુકારોએ અને જમીનદારોએ આ લોન આપી હતી તેમને કંપનીનું રાજ્ય કાયમ રહે એમાં જ પોતાનું હિત જણાવા લાગ્યું.

સર જોન લૉરેન્સની એ યુક્તિઓ સફળ થઈ. બાદશાહ બહાદુરશાહે અને વિપ્લવના બીજા નેતાઓએ શીખોને અને શીખ રાજાઓને પોતાના પક્ષમાં લેવાના પુષ્કળ પ્રયત્ન કર્યા, પણ લૉરેન્સનું ઝેર એટલું વ્યાપેલું હતું કે જ્યારે બાદશાહના સંદેશા લઈને દૂતો શીખ રાજાઓ પાસે ગયા ત્યારે તેમણે તેમને મારી નંખાવ્યા અને સંદેશાનો તિરસ્કાર કર્યો.

કાબુલના અમીર દોસ્તમહમદખાંની સાથે તે વખતે લખનૌના વિપ્લવવાદીઓનો પત્રવ્યવહાર ચાલુ હતો. અંગ્રેજોએ એની સામે શાં શાં પગલાં લીધાં તે જાણવામાં નથી, પણ સરહદ પરની મુસલમાની કોમોને પોતાના પક્ષમાં રાખવા માટે સર જોન લૉરેન્સે પુષ્કળ નાણાં વેર્યાં અને પ્રચારકાર્ય માટે ઘણા મુલ્લાઓને નોકર રાખ્યા.

### હિંદુસ્તાની પલટનોનાં હથિયાર છોડાવવાં

પંજાબમાં શીખ અને ગોરી પલટનો ઉપરાંત હિંદુ અને મુસલમાન સિપાઈઓની પણ અનેક પલટનો હતી. એ લોકો પણ રાષ્ટ્રીય વિપ્લવમાં ભાગ લેવાની પ્રતિજ્ઞા લઈ ચૂક્યા હતા. વળી પ્રજામાં પણ ઘણાની વિપ્લવ પ્રત્યે સહાનુભૂતિ હતી. એ સામે અંગ્રેજોએ લીધેલા ઉપાયો જોઈ લઈએ.

પંજાબમાં સૌથી મોટી છાવણી તે વખતે લાહોરની પાસે

મિયાંમીરમાં હતી. મિયાંમીરમાં હિંદુસ્તાની સિપાઈઓની સંખ્યા ગોરા સિપાઈઓ કરતાં બરાબર ચારગણી હતી. પંજાબના સિપાઈઓએ એવું નક્કી કર્યું હતું કે સૌથી પહેલાં મિયાંમીરના સિપાઈઓ લાહોરનો કિલ્લો કબજે કરે, અને પછી પેશાવર, અમૃતસર, ફિલ્લોર તથા જાલંધરની પલટનો એકી સાથે વિપ્લવની શરૂઆત કરી દે. મિયાંમીરની પલટનો રૉબર્ટ મોંટગુમરીના તાબામાં હતી. મીરતના સમાચાર મળતાં જ મોંટગુમરી સાવધ થઈ ગયો. તેને પોતાના એક જાસૂસ મારફત ખબર મળી કે મિયાંમીરના સિપાઈઓ પણ વિપ્લવને માટે તૈયાર છે. તરત જ ૧૩ મેને દિવસે સવારે મોંટગુમરીએ લગભગ એક હજાર હિંદુસ્તાની સિપાઈઓને કવાયતના મેદાન પર ખડા કર્યા. સિપાઈઓને હથિયાર છોડી દેવાનું કહેવામાં આવ્યું. સિપાઈઓએ લાચારીથી હથિયારો છોડી દીધાં. ત્યાર બાદ તેઓ ચૂપચાપ પોતાની બૅરેકોમાં ચાલ્યા ગયા.

એ જ વખતે એક ગોરી પલટનને લાહોરના કિલ્લામાં મોકલવામાં આવી. તેણે ત્યાં જઈને તોપખાનાની મદદથી કિલ્લામાંના દેશી સિપાઈઓનાં હથિયાર છોડાવી લીધાં, તેઓને કિલ્લા બહાર બૅરેકોમાં મોકલ્યા અને લાહોરના કિલ્લા પર પોતે કબજો કર્યો.

મોંટગુમરીએ અણીને વખતે હિંમત અને સ્ફૂર્તિ વાપરી એ જ કારણે પંજાબ કંપનીના હાથમાંથી જતું બચ્યું, અને એ બનાવની આખા વિપ્લવ ઉપર ભારે અસર પડી.

સર જૉન લૉરેન્સ લખે છેઃ

"જો પંજાબ ગયું હોત તો જરૂર આપણે પાયમાલ થઈ જાત. ઉત્તરના પ્રાંતોમાં મદદ પહોંચે તે પહેલાં જ તમામ અંગ્રેજોનાં હાડકાં તડકામાં સુકાતાં હોત. ઇંગ્લંડ કદી પણ એ આફતમાંથી ઊભું થઈ શકત નહિ અને એશિયામાં ફરી પોતાની સત્તા

જમાવી શકત નહિ."[1]

ફિરોજપુરના સિપાઈઓએ છેવટ સુધી કશી ખબર પડવા ન દીધી અને ૧૩મી મેને દિવસે વિપ્લવ શરૂ કર્યો અને દિલ્હી તરફ રવાના થઈ ગયા.

### ભીષણ ક્રૂરતા

પેશાવરને વિષે એવું કહેવાય છે કે ત્યાં ૨૪મી, ૨૭મી અને ૫૧મી પાયદળ અને ૫મી સવાર એમ ચાર દેશી પલટનોએ ૨૨મી મેને દિવસે વિપ્લવની શરૂઆત કરવાનો નિશ્ચય કરી મૂક્યો હતો. ચારે પલટનો પેશાવરની આસપાસ જુદે જુદે ઠેકાણે રહેતી હતી. મિયાંમીરના સમાચાર મળતાં જ પેશાવરના અંગ્રેજ અમલદારોએ ઝેલમમાં આસપાસની સેનાને તથા પોતાની વિશ્વાસપાત્ર હિંદુસ્તાની પલટનોને ભેગી કરી. ૨૨મી મેની સવારે થોડી ગોરી સેના અને થોડી તોપો ચારે ઠેકાણે મોકલવામાં આવી અને એ ચારે પલટનો પાસેથી હથિયાર છોડાવી લીધાં.

એ નિઃશસ્ત્ર સિપાઈઓને પોતાની બેરેકોમાં જવાનો હુકમ થયો. ૨૨મી તારીખે રાતે એમાંના જેટલાકે શહેરમાં જવાની ઇચ્છા દર્શાવી. શહેરમાં કે આસપાસ વિપ્લવ થઈ જાય એવો ભય હતો.. એટલે તેઓને રોક્યા અને તાબડતોબ તેઓમાંના તેર કે ચૌદ જણને ફાંસીએ લટકાવવામાં આવ્યા કે જેથી બીજાઓને

---

૧. "Had the Punjab gone, we must have been ruined. Long before reinforcements could have reached the upper provinces, the bones of all Englishmen would have been bleaching in the sun. England could never have recovered from the calamity and retrieved her power in the East." Life of Lord Lawrence, vol. ii p. 335.

ધડો મળે.[૧] બેરેકોની બહાર તોપો ગોઠવી દેવામાં આવી. આ પછી કોઈની બહાર નીકળવાની હિંમત ન ચાલી. તોપણ પાછળથી એ લોકોમાંના ઘણાને ફાંસી દેવામાં આવી અને ઘણાને તો તોપને મોઢે બાંધી ઉડાડી દેવામાં આવ્યા.

પેશાવરની પાસે હોતી મરદાનમાં ૫૫મી પેદલ પલટન હતી તેના ઉપર તેના અમલદાર કરનલ સ્પોટિસ વુડનો એટલો બધો વિશ્વાસ હતો તે પલટનનાં હથિયાર છોડાવવાનો હુકમ આવતાં તેણે પોતે આત્મહત્યા કરી. એ પલટનનાં હથિયાર છોડાવવા માટે પેશાવરથી ગોરું લશ્કર બોલાવવામાં આવ્યું. આ વાતની ખબર પડતાં જ કેટલાકે ભાગી જવાનો વિચાર કર્યો, પણ કંપનીની સેના મોટી હતી અને તેની પાસે તોપો પણ હતી એટલે તેણે એ લોકોને ઘેરી લીધા. ૧૫૦ને ત્યાં ને ત્યાં જ મારી નાખ્યા, કેટલાક ભાગી ગયા અને બાકીના કેદ પકડાયા. લખ્યું છે કે "૫૫મી પલટનના કેદીઓ સાથે વધુ ભયંકર રીતે કામ લેવામાં આવ્યું, કે જેથી બીજાઓને ધડો મળે. તેમને કોર્ટ માર્શલ કરવામાં આવ્યા, અને તેઓમાંના ત્રીજા ભાગના માણસોને તોપને મોઢે ઉડાવવાને વીણી કાઢવામાં આવ્યા."[૨]

આ લોકોને તોપને મોઢે ઉડાવી દેતી વખતે એક અંગ્રેજ અમલદાર હાજર હતો. તેણે વર્ણન કરતાં લખ્યું છેઃ

"તે દિવસે કવાયતનું દશ્ય વિચિત્ર હતું. મેદાનમાં લગભગ

૧. Narrative of the Indian Revolt, P. 35.

૨. "Of the prisoners of the 55th a more awfull example was made. They were tried, condemned, and every third man was selected to be blown away from Guns."—Ibid, P. 36.

નવ હજાર માણસો હાજર હતા.........ચોરસની ત્રણ બાજુએ લશ્કર ગોઠવી દેવામાં આવ્યું અને ચોથી બાજુએ દસ તોપો ગોઠવવામાં આવી...પહેલા દસ કેદીઓને તોપને મોઢે બાંધવામાં આવ્યા, તોપખાનાના અમલદારે પોતાની તલવાર હલાવી, તોપની ગર્જના સંભળાઈ અને ધુમાડાની ઉપર હાથ, પગ અને માથાં ચારે કોર ઊડતાં નજરે પડ્યાં. ચાર વાર આ દૃશ્ય ભજવાયું અને દરેક વખતે ભયના ગણગણાટ જેવો ગણગણાટ આખા લશ્કરમાં સંભળાયો. ત્યાર પછી તો દર અઠવાડિયે બે વાર આવી પ્રાણદંડની કવાયત થાય છે અને અમો તો ટેવાઈ ગયા છીએ કે હવે એની અમારા પર કંઈ અસર થતી નથી."[૧]

ઇતિહાસલેખક કે અને માલેસન લખે છે કે ૫૫મી પલટનના ઘણાખરા સિપાઈઓની નિર્દોષતા કરનલ નિકલ્સન અને સર જૉન લૉરેન્સ બંનેએ પોતાના પત્રોમાં સ્વીકારી છે. તોપણ એ

---

૧. That parade was a strange scence. There were about nine thousand men on parade,...The troops were drawn upon three sides of a square, the fourth side being occupied by guns......The first ten of the prisoners were then lashed to the guns, the artillery officer waved his sword, you heard the roar of the guns, and above the smoke you saw legs, arms, and heads,—flying in all directions. There were four of these salvoes, and at each a sort of buzz went through the whole mass of the troops, a sort of murmur of horror. Since that time we have had execution parades once or twice a week, and such is the force of habit that we now think little of them.—Ibid, p. 36.

૧૩૬૩૩



પલટનના છુપાયેલા અને ભાગી ગએલા સિપાઈઓને જૂન અને જુલાઈ મહિનામાં દૂર દૂરથી પકડી લાવીને આ જ પ્રમાણે તોપને મોઢે ઉડાવવામાં આવતા હતા. કોઈ કોઈ વાર તો એથી પણ વધુ ભયંકર રીતે પ્રાણ લેવામાં આવતા હતા.[1]

માત્ર શક ઉપરથી જ ૧૦મી સવાર પલટનનાં હથિયાર છોડાવી દેવામાં આવ્યાં. એ બધા સવારોના ઘોડા ખાનગી હતા. છતાં તે જપ્ત કરી લેવામાં આવ્યા અને સવારોની પાસેથી નીકળેલા રોકડા આઠ હજાર રૂપિયા પણ લઈ લેવામાં આવ્યા. ઘોડાઓ વેચીને કંપનીના ખજાનામાં ૫૦ હજાર રૂપિયા જમા કરવામાં આવ્યા. સિપાઈઓને જબરદસ્તીથી હોડીઓમાં બેસાડી સિંધુ નદીમાં કોઈ ઠેકાણે મોકલી દેવામાં આવ્યા. તેઓનું શું થયું તે જાણવામાં નથી. એક અંગ્રેજ અમલદાર જે એ વખતે હાજર હતો તે લખે છે: " મને આશા છે કે ત્યાં તેઓમાંના દરેકે દરેક માતાના પુત્રને વેગથી વહેતાં જળમાં ડુબવાની તક મળશે.'[2]

પેશાવરની આસપાસ કરવામાં આવેલા અત્યાચારો વિષે કે લખે છે:

" જોકે મારી પાસે એવા પુષ્કળ પત્રો છે જેમાં આપણા અમલદારોએ કરેલા ભયંકર અને ક્રૂર અત્યાચારોનાં વર્ણન આવે છે, છતાં હું એ વિષય દુનિયાની નજર આગળ ન રહે એ હેતુથી કશું જ લખતો નથી!'[3]

---

૧. Kaye and Malleson's **History of the Indian Mutiny**, book VI, chapter IV.

૨. "...Where I expect every mother's son will have a chance of being drowned in the rapids. **—Narrative of the Indian Revolt P. 38.**

૩. "Though I have plenty of letters with me

### પંજાબના વિપ્લવવાદીનાં કૃત્યો

૯મી જૂને એકાએક જાલંધરની ફોજ મધરાતે વીફરી અને અંગ્રેજોને મારવામાં વખત ગુમાવ્યા વિના સીધી દિલ્લી જવા ઊપડી. ફિલૌરની પલટન પણ તેમને આવી મળી. સતલજને કિનારે લુધિયાના આગળ અંગ્રેજ લશ્કર સાથે રાતે ભારે લડાઈ થઈ. ગોરાઓને હરાવી તેઓએ લુધિયાનાનો કબજો લીધો, અને ત્યાંના સિપાઈઓને લઈને તેઓ દિલ્લી તરફ આગળ વધ્યા.

'પ૭ના વિપ્લવમાં પંજાબે આટલી જ મુખ્ય મદદ કરી હતી.

પંજાબના અધિકારીઓને પૂર્વના પ્રાંતોના લોકો ઉપર બહુ વહેમ હતો એટલે એ "હિંદુસ્તાની"ઓને હજારોની સંખ્યામાં સતલજની આ પાર હાંકી કાઢ્યા. આ પછી શીખો અને ગોરાઓની સેનાને દિલ્લી જીતવા મોકલવાનું સહેલું થઈ ગયું.

### શીખ રાજાઓએ કંપનીને કરેલી મદદ

હવે આપણે વિપ્લવના મુખ્ય કેન્દ્ર દિલ્લી તરફ આવીએ છીએ. લૉર્ડ કેનિંગનો હુકમ મળતાં કમાન્ડર ઇન ચીફ જનરલ એનસન સીમલાથી દિલ્લી જવા અંબાલા આવ્યો. પણ ત્યાં તેને ગાડી, મજૂર કે સીધું કશું મળ્યું નહિ. બીજી પણ એક મુશ્કેલી હતી. અંબાલાથી દિલ્લી જતાં માર્ગમાં પતિયાળા, નાભા અને ઝીંદનાં દેશી રાજ્યો આવે છે. જો એ રાજ્યોએ બળવામાં ભાગ લીધો હોત તો અંગ્રેજો કદી દિલ્હી પહોંચી શક્યા ન હોત. તેઓ તટસ્થ રહ્યા હોત તોપણ અંગ્રેજોને માટે ભયંકર થઈ પડત. પણ

---

describing the terrible and cruel tortures committed by our officers, I do not write a word about it, so that this subject should be no longer before the world!"—**Kaye's Sepoy War,** book VI, chap iv.

તેમણે તો અંગ્રેજોને લશ્કરની, નાણાંની અને માલ વગેરેની પૂરેપૂરી મદદ કરી અને સર જોન લૉરેન્સના મુત્સદ્દીપણાને લીધે એનસનને પંજાબમાંથી પૂરતી ફોજ પણ મળી રહી. વિપ્લવકારીઓને પંજાબમાંથી મદદ મળવાનો સંભવ રહ્યો નહિ. પતિયાળાના રાજાએ ને થાણેશ્વર અને ઝીંદના રાજાએ પાણીપતનું રક્ષણ કરવાનું માથે લીધું.

### અંગ્રેજી સેનાનું દિલ્હીપ્રયાણ અને અકથ્ય અત્યાચાર

કમાન્ડર ઇન ચીફ એનસન શીખ અને ગોરું લશ્કર લઈને ૨૫મી મેએ અંબાલાથી દિલ્હી જવા નીકળ્યો. પણ માર્ગમાં કરનાલમાં ૨૭મી મેએ તેનું મૃત્યુ થયું. સર હેનરી બરનાર્ડ તેની જગ્યાએ કમાન્ડર ઇન ચીફ નિમાયો.

અંબાલાથી દિલ્હી જતાં માર્ગમાં આ ફોજે અનેક અમાનુષ અત્યાચાર ગુજાર્યા. એક અમલદાર લખે છે કે અંબાલાથી દિલ્હી સુધીના રસ્તાની પ્રજા ઉપર અંગ્રેજી સત્તાનો દાબ બેસાડવા અનેક ગામોના અસંખ્ય લોકોને ભયંકર પીડાઓ દઈને મારી નાખ્યા; તેમના માથાના વાળ એકેએક ઉખાડવામાં આવ્યા, તેમનાં શરીર સંગીનથી વીંધ્યાં અને આખરે મૃત્યુ પહેલાં ભાલા અને સંગીનો દ્વારા હિંદુઓનાં મોંમાં ગાયનું માંસ ઠાંસવામાં આવ્યું.[૧] આ અધમૂઆ માણસોને એ જ અવસ્થામાં ફાંસીએ લટકાવ્યા.

આ નિર્દોષ લોકો ઉપર કામ ચલાવવા જે લશ્કરી અમલદાર નીમવામાં આવતો તે નિમણૂક પહેલાં પ્રતિજ્ઞા લેતો કે હું એક પણ કેદીને ફાંસીથી બચાવીશ નહિ.'[૨] લોકોને હારની હારમાં ખડા કરી એકદમ ચુકાદો સંભળાવવામાં આવતો.

૧. **History of the Seige of Delhi,** by an Officer *who served there.*

૨. Holmes' **History of the Sepoy war.** p. 124.

મીરતની જે ગોરી સેના ૧૦મી મેને દિવસે દિગ્મૂઢ થઈ ગઈ હતી તે આ વખતે જનરલ બરનાર્ડની સેનાને મળવા માટે મીરતથી નીકળી, પણ એ બે સેના ભેગી થાય તે પહેલાં જ હિંદી નદી ઉપર ૩૦મી મેને દિવસે દિલ્હીના વિપ્લવવાદીઓએ મીરતની અંગ્રેજી સેના ઉપર હુમલો કર્યો. વિપ્લવવાદીઓની સેના નબળી હતી એટલે તેઓ પોતાનું તોપખાનું છોડી હઠી ગયા. માત્ર એક સિપાઈ તોપોમાં સંતાઈ રહ્યો હતો. અંગ્રેજો તોપોનો કબજો લેવા ધસી આવ્યા કે તરત જ પેલા સિપાઈએ બધા દારૂગોળાને આગ લગાડી દીધી અને તેના પોતાના અને કેટલાય અંગ્રેજોના ભુક્કા ઊડી ગયા. આ વીરતાની પ્રશંસા કરતાં કે લખે છે કે:

"આ બનાવે આપણને એ શીખવ્યું કે બળવાખોરોમાં પણ એવાં વીર અને મરણિયા માણસ હતા, જેઓ રાષ્ટ્રીય હિતને ખાતર તત્કાળ મૃત્યુને ભેટવાને તૈયાર હતા."[1]

૩૧મી મેએ પણ દિલ્હીની સેનાએ ફરી હુમલો કર્યો, અને અંગ્રેજી સેનાને વેરણછેરણ કરી સાંજે તે ફરી દિલ્હી ચાલી ગઈ.

બીજે દિવસે ૧લી જૂનને દિવસે મેજર રીડની સરદારી હેઠળ એક સેના મીરતની અંગ્રેજી સેનાની મદદે કટોકટીને વખતે આવી પહોંચી. ૭મી જૂને જનરલ બરનાર્ડનું અંગ્રેજ લશ્કર પણ એ સેનાને આવી મળ્યું. વળી દિલ્હીના ઘેરાને માટે નાભાના મહારાજાએ પુષ્કળ સામાન એ લોકોને પહોંચાડ્યો. ત્યાર બાદ આ વિશાળ સેના દિલ્હીની નજીક અલીપુર સુધી પહોંચી ગઈ.

---

૧. "It taught us that, among the mutineers, there were brave and desperate men who were ready to court instant death for the sake of the national cause!"—Kaye's **History of the Sepoy War**, vol. ii, p. 138.

"૮મી જૂને દિલ્હીની સેના સાથે બુલંદેની સરાઈ પાસે આ સેનાને ખૂનખાર લડાઈ થઈ. વિપ્લવકારી સેનાના સેનાપતિ બાદશાહ બહાદુરશાહના પુત્ર મિરઝા મુગલે કદી લડાઈ જોઈ નહોતી એટલે સાંજે તોપો ખોઈને વિપ્લવવાદીઓ ફરી દિલ્હીમાં ભરાઈ ગયા અને અંગ્રેજોની સેના દિલ્હીના કોટ સુધી આવી પહોંચી.

## દિલ્હીમાં ઉત્સાહ

બુલંદેની સરાઈ આગળની લડાઈ પછી ૮મી જૂને અંગ્રેજોની સેના દિલ્હીના કોટ સુધી આવી પહોંચી હતી. આ વખતે દિલ્હીમાં વિચિત્ર જ ઉત્સાહ વ્યાપેલો હતો. જુદા જુદા પ્રાંતોમાંથી પલટનો અને ખજાના આવી આવીને બાદશાહ બહાદુરશાહને ચરણે ધરાવા લાગ્યા. બાદશાહ પ્રત્યે વફાદારીના અનેક પત્રો આવતા હતા. શહેરમાં દારૂગોળા અને અસ્ત્રશસ્ત્રો બનાવવાનાં અનેક કારખાનાંઓ ખોલવામાં આવ્યાં હતાં, જેમાં રોજ અનેક તોપો અને હજારો મણ દારૂગોળા તૈયાર થતાં હતાં. બાદશાહ બહાદુરશાહનો એક નોકર જહીર પોતાના પુસ્તક 'દાસ્તાને ગદર'માં લખે છે કે એકલા ચૂડીવાળાઓના મહોલ્લાના એક કારખાનામાં સાતસો મણ દારૂ રોજ તૈયાર થતો હતો. બાદશાહ બહાદુરશાહ લગભગ રોજ હાથી ઉપર બેસીને શહેરમાં નીકળતો હતો અને પ્રજાને તથા સિપાઈઓને ઉત્સાહ આપતો હતો. ગોહત્યા કરનારના હાથ કાપી નાખવામાં આવશે અથવા તેને ગોળીથી ઠાર કરવામાં આવશે એવું જાહેરનામું પ્રકટ કરવામાં આવ્યું હતું. ઠેઠ બાબરથી માંડીને ઔરંગઝેબનાં વખત સુધી આ હુકમનો અમલ થતો આવ્યો હતો, પણ કંપનીનું રાજ્ય થયા પછી ગોરી સેનાના આહારને માટે ગોહત્યા ફરી શરૂ થઈ હતી એટલે આ જૂનો હુકમ ફરી કાઢવો પડ્યો."

વિપ્લવની શરૂઆતમાં દિલ્હી સ્વતંત્ર થતાં જ બાદશાહ

બહાદુરશાહ તરફથી એક જાહેરનામું આખા હિંદુસ્તાનમાં પ્રગટ કરવામાં આવ્યું હતું. તેમાંનાં થોડાં વાક્યો અહીં ઉતાર્યાં છેઃ

"અય હિન્દોસ્તાન કે ફરજન્દો! અગર હમ ઇરાદા કર લેં તો બાત કી બાત મેં દુશ્મન કા ખાત્મા કર સકતે હૈં! હમ દુશ્મન કા નાશ કર ડાલેંગે ઔર અપને ધર્મ ઔર અપને દેશ કો, જો હમેં જાન સે ભી જ્યાદા પ્યારે હૈં, ખતરે સે બચા લેંગે."[1]

થોડા વખત પછી બાદશાહ તરફથી એક બીજું જાહેરનામું બહાર પડ્યું હતું. એની નકલો ઠેઠ દક્ષિણની છાવણીઓમાં પણ હાથોહાથ વહેંચાતી માલૂમ પડી હતી. એમાં લખ્યું હતુંઃ

"તમામ હિંદુઓં ઔર મુસલમાનોં કે નામ! હમ મહજ અપના ધર્મ સમઝ કર જનતા કે સાથ શામિલ હુએ હૈં. ઇસ મૌકે પર જો કોઈ કાયરતા દિખલાએગા વહ શીઘ્ર હી શરમિંદા હોગા ઔર ઇંગ્લિસ્તાન કે સાથ અપની વફાદારી કા ઉસે વૈસા હી ઇનામ મિલેગા જૈસા લખનઊ કે નવાબોં કો મિલા. ઇસકે અલાવા ઇસ બાત કી ભી જરૂરત હૈ કિ ઇસ જંગ મેં તમામ હિંદુ ઔર મુસલમાન મિલ કર કામ કરેં, ઔર કિસી પ્રતિષ્ઠિત નેતા કી હિદાયતોં પર ચલ કર ઇસ તરહ કા વ્યવહાર કરેં કિ જિસસે અમનોઆમાન કાયમ રહે ઔર ગરીબ લોગ સંતુષ્ટ રહેં તથા ઉનકા અપના રુતબા ઔર ઉનકી શાન બઢે. જહાં તક મુમકિન હો સકતા હૈ, સબકો ચાહિએ કિ ઇસ એલાન કી નકલ કર કે કિસી આમ જગહ પર લગા દેં......"

એ ઉપરાંત એક ત્રીજું જાહેરનામું બહાદુરશાહ તરફથી બરેલીમાં પ્રગટ થયું હતું. તેમાં લખ્યું હતુંઃ

"હિંદોસ્તાન કે હિંદુઓં ઔર મુસલમાનોં ઉઠો! ભાઈઓ ઉઠો! ખુદાને જિતની બરકતેં ઇનસાન કો અતા કી હૈ, ઉનમેં

---

1. Leckey's Fictions Exposed and Urdoo Works.

સબસે કીમતી બરકત 'આઝાદી' કી હૈ. ક્યા વહ જાલિમ નાકિસ જિસને ધોખા દે દે કર યહ બરકત હમસે છીન લી હૈ, હમેશા કે લિએ હમેં ઉસસે મહરૂમ રખ સકેગા ? ક્યા ખુદા કી મરજી કે ખિલાફ ઇસ તરહ કા કામ હમેશા જારી રહ સકતા હૈ ? નહીં, નહીં ! ફિરંગિયોંને ઇતને જુલ્મ કિએ હૈં કિ ઉન કે ગુનાહોં કા પ્યાલા લબરેજ હો ચુકા હૈ. યહાં તક કિ અબ - હમારે પાક-મજહબ કો નાશ કરને કી નાપાક ખ્વાહિશ ભી ઉનમેં પૈદા હો ગઈ હૈ ! ક્યા તુમ અબ ભી ખામોશ બૈઠે રહોગે ? ખુદા અબ યહ નહીં ચાહતા કિ તુમ ખામોશ રહો; ક્યોંકિ ઉસને હિંદુ ઔર મુસલમાનોં કે દિલો મેં અંગરેજોં કો અપને મુલ્ક સે બાહર નિકાલને કી ખ્વાહિશ પૈદા કર દી હૈ ઔર ખુદા કે ફજલ ઔર તુમ લોગોં કી બહાદુરી કે પ્રતાપ સે જલ્દી હી અંગરેજોં કો ઇતની કામિલ શિકસ્ત મિલેગી કી હમારે ઇસ મુલ્ક હિન્દોસ્તાનમેં ઉનકા જરા ભી નિશાન ન રહ જાયગા ! હમારી ઇસ ફૌજ મેં છોટે ઔર બડે કી તમીજ ભુલા દી જાયગી ઔર સબકે સાથ બરાબરી કા બરતાવ કિયા જાયગા; ક્યોં કિ ઇસ પાક જંગ મેં અપને ધર્મકી રક્ષા કે લિયે જિતને લોગ તલવાર ખીંચેંગે વે સબ એક સમાન યશ કે ભાગી હોંગે. વે સબ ભાઈ ભાઈ હૈં, ઉનમેં છોટે બડે કા કોઈ ભેદ નહીં. ઇસ લિયે મૈં ફિર અપને તમામ હિંદી ભાઈઓં સે કહતા હૂં, ઊઠો, ઔર ઈશ્વર કે બતાએ હુએ ઇસ પરમ કર્તવ્ય કો પૂરા કરને કે લિયે મૈદાને જંગ મેં કૂદ પડો !"[1]

---

૧. મૂળ જાહેરનામાં તો ઉર્દૂ હતાં. દુઃખની વાત છે કે ઉર્દૂ પ્રતો મળતી નથી એટલે આવા બધા પત્રો અને જાહેરનામાંના અંગ્રેજીના અનુવાદો કે નકલો ઉપરથી કરેલા ઉર્દૂ અનુવાદો વાપરવા પડ્યા છે. —લેખક

દિલ્હી શહેર સંપૂર્ણ રીતે વિપ્લવકારીઓના હાથમાં હતું. અંગ્રેજોએ દિલ્હીની પશ્ચિમમાં 'પહાડી' ઉપર કબજો કર્યો હતો. દિલ્હી ઉપર હુમલો કરવા માટે એ જગ્યા બહુ જ સવડભરી હતી. હુમલો કરવાની સલાહો તો મળ્યા કરતી હતી પણ અંગ્રેજ સેનાપતિઓની હિંમત ચાલતી નહોતી. પણ વિપ્લવકારીઓએ ૧૨મી જૂનને દિવસે પહેલવહેલો હુમલો કર્યો અને પછી તો રોજ રોજ હુમલા ચાલુ રહ્યા. દિલ્હીમાં તે વખતે એવો નિયમ જ હતો કે બહારથી જે નવી સેના આવે તે બીજે દિવસે અંગ્રેજી લશ્કર ઉપર હુમલો કરવા જાય. આ લડાઈઓમાં ૧૭, ૨૦ અને ૨૩મી જૂનની લડાઈઓ વધુ ભયંકર હતી. તે દિવસે વિપ્લવકારીઓએ બતાવેલી વીરતા અને કુશળતાનાં લૉર્ડ રૉબર્ટ્સ વગેરે અમલદારોએ પણ મુક્તકંઠે વખાણ કર્યાં છે. કમાન્ડર-ઇન ચીફ બરનાર્ડે નક્કી કર્યું કે પંજાબથી નવી ફોજ આવે નહિ ત્યાં સુધી દિલ્હી પર હુમલો કરી જીત મેળવવી અશક્ય છે.

૨૩મી જૂને પ્લાસીની શતાબ્દિનો દિવસ હતો. એ દિવસે પુષ્કળ તૈયારી કરીને વિપ્લવકારીઓએ અંગ્રેજો ઉપર એવો તો સખત હુમલો કર્યો કે ઘડીભર તો અંગ્રેજોને લાગ્યું કે આપણે હારી બેઠા.[1] પણ અંગ્રેજોને સદ્‌ભાગ્યે બરાબર કટોકટીને વખતે પંજાબથી નવી કુમક આવી પહોંચી. વિપ્લવવાદીઓનું કામ હવે સહેલું ન રહ્યું. સાંજ સુધી સરખે સરખા ઘા ઝીલી-ઝીલી બંને પક્ષો છૂટા પડ્યા.

બીજી જુલાઈને દિવસે મોહમ્મદબખ્તખાંની સરદારી નીચે રોહીલખંડની સેનાએ પ્રવેશ કર્યો. આ દરમિયાન દિલ્હીમાં ઠેકઠેકાણેની સેના આવ્યા કરતી હતી, એને કારણે અવ્યવસ્થા થઈ

1. Major Reid's Seige of Delhi.

ગઈ હતી અને મિરઝા મુગલમાં વ્યવસ્થા સ્થાપવાની શક્તિ જણાતી નહોતી એટલે બાદશાહ બહાદુરશાહે બખ્તખાંને બધીય સેનાઓનો સેનાપતિ અને દિલ્હીનો 'ગવર્નર' નીમ્યો. બખ્તખાંની સાથે ચૌદ હજાર પાયદળ, બે-ત્રણ સવાર પલટન અને અનેક તોપો હતી.[1] એ ઉપરાંત ચાર લાખ રૂપિયા રોકડા તેણે બાદશાહને ભેટ ધર્યા. દરેક શહેરીએ હથિયાર રાખવાં, ન હોય તેણે લઈ જવાં, કોઈ સિપાઈએ ઓછી કિંમતે કે કિંમત આપ્યા વિના કોઈ વસ્તુ લેવી નહિ વગેરે હુકમો બહાર પાડ્યા, અને શહેરમાં વ્યવસ્થા સ્થાપી. ૩જી જુલાઈને રોજ સામાન્ય કવાયત થઈ તેમાં લગભગ ૨૦ હજાર સિપાઈઓ હાજર હતા.[2]

એ દરમિયાન અનેક અનુભવી સરદારો અને ફોજો પંજાબથી આવ્યાં, પણ દિલ્હી પર હુમલો કરવાની જનરલ બરનાર્ડની હિંમત ચાલી નહિ. ૪થી જુલાઈએ બખ્તખાંએ પોતાની સેના સાથે અંગ્રેજો ઉપર હુમલો કર્યો.

અંગ્રેજોએ તો દિલ્હી પહોંચતાં થોડા કલાકમાં જ તેનો કબજો લેવાની આશા રાખી હતી, પણ કંપનીની સેનાને દિલ્હીની દીવાલ નીચે પડ્યાં પડ્યાં મહીનો તો વીતી ગયો. એટલે એ આશા નિરાશામાં ફેરવાઈ ગઈ. એવામાં ૫મી જુલાઈએ જનરલ બરનાર્ડ પણ કોલેરાની બીમારીથી મરણ પામ્યો. જનરલ રીડે તેની જગ્યા લીધી.

વિપ્લવવાદીઓના હુમલા ચાલુ જ હતા. ૯મી જુલાઈનો હુમલો એવો સખત હતો અને તેમાં અંગ્રેજોને એટલો માર પડ્યો હતો કે ચીડમાં ને ચીડમાં તેમણે સાંજે છાવણીમાં જઈને પોતાના

---

૧. 'દાસ્તાને ગદર'-લેખક, જહીર.

૨. Native Narratives by Metcalfe, p. 60.

હિંદી નોકરો અને ભિસ્તીઓની વફાદારીનો વિચાર કર્યા વિના તેમને મારી નાખ્યા.[૧]

૧૪મી જુલાઈના હુમલામાં તો અંગ્રેજોની આથી પણ બૂરી દશા થઈ અને જનરલ રીડ બિલકુલ ગભરાઈ ગયો અને માંદો પડી રાજીનામું આપી ૧૫મી જુલાઈએ પર્વત ઉપર ચાલ્યો ગયો. તેની જગ્યાએ જનરલ વિલ્સન આવ્યો. અંગ્રેજી સેનાનો એ ચોથો સેનાપતિ હતો. અંગ્રેજી લશ્કરે માત્ર દિલ્હીનો પશ્ચિમ તરફનો કોટ જ ઘેર્યો હતો, અને બાકીની ત્રણ બાજુએથી વિપ્લવવાદીઓને મદદ મળી શકતી હતી.

## દેશી રાજાઓની અનિશ્ચિતતા

જેવી રીતે શીખોએ કંપનીને મદદ કરીને હિંદની સ્વતંત્રતા માટેના આ મહાન પ્રયત્નને ભારે હાનિ પહોંચાડી તેવી રીતે રજપૂત અને મરાઠા રાજાઓએ પોતાની અનિશ્ચિતતાથી પહોંચાડી.

તા. ૧૪મી જૂને ગ્વાલિયરની વિશાળ સેનાએ વિપ્લવનો ઝંડો ઉડાવ્યો; અંગ્રેજોના મકાન બાળી મૂક્યાં, અંગ્રેજોને મારી નાંખ્યા પણ એક પણ અંગ્રેજ સ્ત્રી કે બાળકને કશું નુકસાન કર્યું નહિ.[૨] ઘણાં તો આગ્રા તરફથી ભાગી ગયા. જો આ વખતે મહારાજા સિંધિયાએ અંગ્રેજોની મિત્રતા નિભાવવાને બદલે સેનાનું નેતૃત્વ સ્વીકારી દિલ્હી તરફ કૂચ કરી હોત તો અંદરના અને બહારના મારા વચ્ચે અંગ્રેજ સેનાનો કચ્ચરઘાણ નીકળી જાત, અને વિપ્લવવાદીઓનું બળ પુષ્કળ વધી જાત.

લગભગ આ જ સ્થિતિ ઈંદોરના હોલકરની હતી. ૧ લી

---

૧. Kaye's and Malleson's **Indian Mutiny**, vol. ii. p. 438.

૨. Mrs. Cooplands Narrative.

જુલાઈની ૧લી તારીખે લશ્કરે રેસિડન્સી ઉપર હુમલો કર્યો. પણ હોલકર શું કરવું તે નક્કી જ ન કરી શક્યા. એવું જ કચ્છ અને રજપૂતાનાનાં દેશી રાજ્યોનું પણ થયું. જયપુર અને જોધપુરના રાજાઓએ પોતાની સેનાને અંગ્રેજોને મદદ કરવાનો હુકમ કર્યો પણ સેનાએ સાફ ના પાડી દીધી.[1]

ભરતપુર અને બીજાં કેટલાંક દેશી રાજ્યોની પણ આ જ સ્થિતિ હતી. પમી જુલાઈને દિવસે વિપ્લવકારીઓએ આગ્રા પર હુમલો કર્યો તે વખતે ત્યાં બહુ થોડા ગોરા સિપાઈઓ હતા. ભરતપુરના રાજાએ પોતાનું લશ્કર અંગ્રેજોની કુમકે મોકલ્યું. પરંતુ અણીને પ્રસંગે લશ્કરે સાફ સંભળાવી દીધું કે અમો અમારા દેશી ભાઈઓ સામે હથિયાર ચલાવવાનાં નથી. એક દિવસમાં જનરલ પોલવેલ હારીને હટી ગયો અને ૬ઠ્ઠી જુલાઈએ તો આગ્રા ઉપર લીલો ઝંડો ફરકવા લાગ્યો. હિંદુ–મુસલમાનોએ લીલા ઝંડાનું જંગી સરઘસ કાઢ્યું અને આગ્રા ઉપર ફરી દિલ્લીના બાદશાહની હકૂમત કાયમ થઈ છે એમ જાહેર કર્યું.

પણ આ હિંદી રાજાઓએ પોતાની અનિશ્ચિતતાથી વિપ્લવને ભારે નુકસાન કર્યું એમાં કંઈ શક નથી.

# કાનપુર અને અલાહાબાદ



## કાનપુર અને અલાહાબાદ

હવે આપણે ફરી કાનપુર અને અલાહાબાદ તરફ આવીએ છીએ. અલાહાબાદ શહેર અને કિલ્લા ઉપર અંગ્રેજોનો ફરી કબજો થઈ ચૂક્યો હતો. ઉત્તર હિંદમાં બળવો શમાવવાની દૃષ્ટિએ અલાહાબાદ અતિ મહત્ત્વનું સ્થાન હતું. લૉર્ડ કેનિંગ હવે કલકત્તાથી અલાહાબાદ આવી ગયો અને વિપ્લવ શમતાં સુધી અલાહાબાદને જ પોતાની રાજધાની કાયમ કરી.

કાનપુરના અંગ્રેજોની મુસીબતોના સમાચાર અલાહાબાદ પહોંચ્યા એટલે જનરલ નીલે થોડું લશ્કર અલાહાબાદના રક્ષણને માટે રાખી બાકીનું મેજર રિનોડની સરદારી હેઠળ કાનપુરના અંગ્રેજોની મદદે મોકલ્યું. જનરલ નીલે સ્થાપેલી પ્રણાલિકા પ્રમાણે એ લશ્કર બંને તરફનાં ગામોને બાળતું કાનપુર તરફ આગળ વધ્યું.

એક બીજો જનરલ હેવેલૉક પણ જૂનની આખરે અલાહાબાદ પહોંચ્યો. એ દરમિયાનમાં કાનપુરમાં અંગ્રેજો હાર્યાના અને સતીચૌરા ઘાટના હત્યાકાંડના સમાચાર પણ અલાહાબાદ પહોંચી ગયા, એટલે જનરલ હેવેલૉક પણ ગોરું અને શીખ લશ્કર તથા તોપખાનું લઈને કાનપુર તરફ ધસ્યો. માર્ગમાં હેવેલૉક અને રિનોડનાં લશ્કર ભેગાં થઈ ગયાં અને તેમણે જે ક્રૂરતા વર્તાવી તે વિષે ઇતિહાસકાર ચાર્લ્સ ડિક્ક લખે છે:

"૧૮૫૭માં જે પત્રો ઇંગ્લંડ પહોંચ્યા તેમાંના એક પત્રમાં આ કાનપુર જતી સેનામાં ઊંચો અધિકાર ભોગવનાર અમલદારે લખ્યું હતું: 'આજે ખૂબ શિકાર મળ્યો. બળવાખોરોનો ઘાણ કાઢી નાખ્યો.' અહીં એટલું યાદ રાખવું કે જે 'બળવાખોરો'ને તોપને મોઢે ઉડાડવામાં આવ્યા હતા કે ફાંસીએ ચઢાવવામાં આવ્યા હતા તેઓ હથિયારબંધ બળવાખોરો નહોતા પણ કેવળ 'શક' પર પકડેલા ગામલોકો હતા. આ મુસાફરી દરમિયાન ગામો બાળીને અને નિર્દોષ માણસોની કતલ કરીને જે અત્યાચાર ગુજારવામાં આવ્યા તેથી તો ખુદ મહમદ તઘલખ પણ શરમાઈને નીચું જુએ."[૧]

નાના સાહેબે આની સામે મોકલેલા લશ્કર સાથે ૧૨મી જુલાઈને રોજ ફતેહપુર આગળ ભેટો થયો અને વિપ્લવકારીઓને પાછા હઠી જવું પડ્યું. અંગ્રેજોએ ફતેહપુરમાં પ્રવેશ કર્યો. ફતેહપુરે સ્વાતંત્ર્ય જાહેર કરતી વેળા જે મૅજિસ્ટ્રેટ શેક્ટને જીવતો જવા દીધો હતો તે આ લશ્કર સાથે આવ્યો હતો અને તેણે આખું શહેર લૂંટાવી રહેવાસીઓ સુદ્ધાં બાળી મૂકી પૂરો બદલો લીધો.

આ રૂંવાડાં ઊભાં કરે એવા સમાચાર ઠેઠ નાના સાહેબને

---

૧. "......letters which reached Home in 1857, in which an officer in high command during the march upon Cawnpore, reported, 'good bag to-day, polished off rebels,' it being borne in mind that the 'rebels' thus hanged or blown from guns, were not taken in arms, but villagers apprehended 'on suspicion.' During this march atrocities were committed in the burning of villages and massacre of innocent inhabitants at which Mahammad Tuglak himself would have stood ashamed......" **Greater Britian**, by Sir Charles Dilke.

મળ્યા. કાનપુરના નેતાઓ અને પ્રજાજનોના ક્રોધની હદ આવી ગઈ. નાના સાહેબે પોતે લશ્કર લઈ આગળ વધવાનો નિશ્ચય કર્યો. આ જ વખતે કેટલાક અંગ્રેજ જાસૂસોને પકડીને નાનાની સામે ખડા કરવામાં આવ્યા. તેઓ મારફતે ખબર મળી કે જે અંગ્રેજ સ્ત્રીઓને બીબીગઢની કોઠીમાં નજરકેદ રાખવામાં આવી હતી તેમાંની કેટલીક સ્ત્રીઓ નાનાની વિરુદ્ધ અલ્હાબાદના અંગ્રેજો સાથે ગુપ્ત પત્રવ્યવહાર ચલાવતી હતી.[૧]

બીજે દિવસે સાંજે ૫૭ના વિપ્લવકારીને માથે સદાય કલંકરૂપે રહેનાર બનાવ બન્યો. કહે છે કે કાનપુરની ૧૨૫ અંગ્રેજ સ્ત્રી-કેદીઓ અને બાળકોને કત્લ કરી બીજે દિવસે તેમની લાશોને એક કૂવામાં ફેંકી દેવામાં આવી.

આ હૃદયભેદક ઘટના ઉપરથી કેટલાક ઇતિહાસકારોએ નાના સાહેબને નિર્દય હત્યારો સાબિત કરવાનો પ્રયત્ન કર્યો છે. વળી આજની શાળા કૉલેજોમાં ચાલતાં પાઠ્યપુસ્તકોમાં જનરલ નીલ, જનરલ હૅવેલૉક, જનરલ ઍનસન, જનરલ બરનાર્ડ વગેરેએ હિંદી પ્રજા ઉપર ગુજારેલા અમાનુષી અત્યાચારોનો ઉલ્લેખ પણ હોતો નથી પણ કાનપુરના આ હત્યાકાંડનું અને પેલા કૂવાનું વર્ણન અવશ્ય હોય છે. એ વિષે બે શબ્દો લખવાની જરૂર છે.

એક તો એ કે જે જે અંગ્રેજી પુસ્તકોમાં આ બનાવનું વર્ણન કરવામાં આવ્યું છે તેમાં મોટે ભાગે આ બનાવની સાથે બીજી કેટલીક વધુ ભયંકર અને અમાનુષ વાતો પણ જોડી દેવામાં આવી છે. ઉદાહરણ તરીકે (૧) અંગ્રેજ સ્ત્રીઓ અને બાળકોની કતલ કરવા માટે શહેરમાંથી કસાઈઓ આણવામાં આવ્યા હતા,

---

૧. Narrative of the Indian Revolt, p. 113. One of the christian prisoners in the prison of Nana Saheb told the same thing and Ayah also corroborated it.

(૨) કતલ પહેલાં એ લોકોનાં અંગો નિર્દયતાપૂર્વક ભાંગવામાં આવ્યાં હતાં. (૩) સ્ત્રીઓની કતલ કરવા પહેલાં તેમની બેઇજ્જતી કરવામાં આવી હતી, વગેરે. આ બધી લોહી ઉકાળે એવી વાતો-ના સંબંધમાં વિપ્લવના સૌથી પ્રમાણિક અંગ્રેજ ઇતિહાસકાર સર જોન કે લખે છે:

"તે સમયના કેટલાક ઇતિહાસોમાં એવાં વર્ણન કરવામાં આવ્યાં છે કે 'આ ભીષણ હત્યાકાંડની સાથે બીજી કેટલાક પ્રકાર-ની સુધરેલી ક્રૂરતાઓ અને અકથ્ય લજ્જાજનક વાતો કરવામાં આવી હતી.' ખરું તો એ છે કે આ બધી ક્રૂરતા અને બેશરમ વાતો કેટલાક ક્રોધાંધ લોકોએ કેવળ પોતાની કલ્પનામાંથી ઉપજાવી કાઢેલી હતી, અને બીજા લોકોએ તેને તપાસ કર્યા વિના માની લીધી અને વિચાર કર્યા વિના ફેલાવી...જૂન અને જુલાઈ-ના હત્યાકાંડોના સંબંધમાં સરકારી કમીશનના સભ્યોએ પુષ્કળ પરિશ્રમપૂર્વક દરેક વાતની તપાસ કરી છે અને તેમણે અત્યંત સ્પષ્ટ શબ્દોમાં નિર્ણય જાહેર કર્યો છે કે કોઈનાં પણ અંગ ભાંગવામાં આવ્યાં નથી તેમ કોઈની પણ લાજ લૂંટાઈ નથી."[૧]

૧. "The refinements of cruelty–the unutterable shame with which, in some chronicles of the day, this hideous massacre was attended, were but fictions of an exicited imagination, too readily believed without enquiry, and circulated without thought. None were mutilated, none were dishonoured...This is stated, in the most unqualified manner, by the Official functionaries, who made the most diligent enquiries into all the circumstances of the massacres in June and in July." —Kaye and Malleson's History of the Indian Mutiny, p. 281.

વિપ્લવ વખતે હિંદમાં હાજર એવા બીજા એક વિદ્વાન અંગ્રેજ, લંડન 'ટાઇમ્સ'ના ખબરપત્રી સર વિલિયમ રસલ લખે છેઃ

"ખોટા દસ્તાવેજો ઊભા કરનાર અને અત્યંત નીચ બદમાશોની એક ટોળીએ સતત પ્રયત્ન કરીને આ હત્યાકાંડની સાથે અનેક ભીષણ બનાવો જોડી દીધા. અંગ્રેજોના દિલમાં ક્રોધ અને વેર વાળવાની પ્રચંડ ઇચ્છા ભભૂકી ઊઠે એ તેમનો ઇરાદો. કેમ જાણે કેવળ ઘૃણા માટે એ પૂરતી ન હોય."[1]

આવી અનેક ઘટનાઓની તપાસ કરનાર મિ. શેરર અને મિ. થોર્નહિલ તથા કર્નલ વિલિયમ્સ પણ સ્ત્રીઓ ઉપર અત્યાચાર થયાનો કે તેમનાં અંગો ભાંગ્યાનો સ્પષ્ટ ઇન્કાર કરે છે.[2]

---

૧. "...the incessant efforts of a gang of forgers and utterly base scoundrels have surrounded it with horrors that have been vainly invented in the hope of adding to the indignation and burning desire for vengeance which hatred failed to arouse." Russel's **Diary, p. 164.**

૨. Mr. Sherer and Mr. Thornhill in their official reports, speak most distinctly in denial of the assertion that our women had been mutilated and dishonoured. Colonel Williams, than whom there can be no better authority, says that the most searching and earnest inquries totally disprove the unfounded assertion, which was at first so frequently made and so currently believed, that personal indignity and dishonour had been offered to our poor suffering country—women.—**A History of the Sepoy Way in India**—Kaye. vol. ii. p. 373, 374.

આ સંબંધમાં ત્રીજો એક પ્રશ્ન એ ઊઠે છે કે બીબીગઢના હત્યાકાંડની વાત સાચી હોય તોપણ એ માટે નાના સાહેબને કેટલે અંશે દોષિત ગણી શકાય ? સર જ્યૉર્જ ફોરેસ્ટ લખે છે:

"પુરાવા ઉપરથી સાબિત થાય છે કે આ કેદીઓ ઉપર જે પહેરો ભરનાર માણસો હતા તેમણે એ લોકોની કતલ કરવાની ના પાડી દીધી હતી. આ અધમ અત્યાચાર એક વેશ્યાની ઉશ્કેરણીથી નાનાના પહેરાગીરોમાંના પાંચ બદમાશોએ કર્યો હતો. આ ક્રૂર હત્યા માટે આખી પ્રજાને દોષ દેવો એ અનુદાર અને અસત્ય છે."[૧]

ઇતિહાસલેખક સર જ્યૉર્જ કેમ્પબેલ લખે છે:

"કાનપુરની હત્યા અને કૂવા પરના ભયંકર દૃશ્યના પાપને હળવું કરે એવી કોઈ પણ વાત કહી શકાય એમ છે નહિ, તોપણ આપણે બે વાત યાદ રાખવી જોઈએ. પહેલી તો એ કે હત્યા પહેલેથી નક્કી કરીને ઠંડે કલેજે કરી હોય એવું નથી, પણ જ્યારે હેવેલોક વિપ્લવકારીઓને મારતો ચાલ્યો આવતો હતો ત્યારે ક્ષણિક ક્રોધ અને નિરાશાને વશ થઈને એ કાર્ય કરવામાં આવ્યું હતું. બીજી વાત એ કે આપણી સેનાના લોકોએ કાનપુર જતાં જતાં માર્ગમાં જે જે અત્યાચારો કર્યા હતા તે દ્વારા આવાં કાર્યો કરવાને આપણે લોકોને પુષ્કળ ઉશ્કેરણીનું કારણ આપ્યું હતું. પાછળથી આ હત્યાકાંડ સંબંધે કાળજીપૂર્વક તપાસ કરવામાં

૧. "The evidence proves that the sepoy guards placed over the prisoners refused to mudrer them. The foul crime was perpetrated by five ruffians of the Nana's guard at the instingation of a courtesan. It is as ungenerous as it is untrue to charge upon a nation that cruel deed."

આવી હતી અને આ બાબતમાં પહેલેથી કાંઈ યોજના કરી હોય અથવા કોઈએ એવો હુકમ કર્યો હોય એવું માલૂમ પડ્યું નથી."[૧]

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે હેવેલૉકના અત્યાચારોથી દુભાયેલા કેટલાક વિપ્લવકારીઓએ ક્ષણિક ક્રોધાવેશમાં કાનપુરનો હત્યાકાંડ કર્યો હતો. કોઈએ એવો હુકમ કર્યો હોય એવું નથી અને એને માટે નાના સાહેબને દોષિત ગણવો એ ખોટું છે.

૧૦મી જુલાઈએ જનરલ હેવેલૉક પોતાની વિશાળ સેના સાથે કાનપુર નજીક પહોંચી ગયો. નાના સાહેબે પોતે લશ્કર લઈને તેનો સામનો કર્યો પણ અંતે હારીને હઠી જવું પડ્યું. તે સેના સાથે બિઠૂર ચાલ્યો ગયો.

૧૭મી જુલાઈએ હેવેલૉકની વિજયી સેનાએ કાનપુરમાં પ્રવેશ કર્યો અને તેનું નામ અંગ્રેજી રાજ્યના ઇતિહાસમાં અમર થઈ ગયું.

---

૧. "It is difficult to say anything in extenuation of the Cownpore massacre and the terrible scene at the well, and yet we must remember two things. First, that it was done, not in cold blood, but in the moment of rage and dispair when Havelock had beaten the rebels and was comming in; and second, that we had done much to provoke such things by the severities of which our people were guilty as they advanced. At a later time a careful investigations was made into the circumstances of the massarce, and we failed to discover that there was any premeditation or direction in the matter."—Sir George Campbell, Provisional Civil Commissioner in the Mutiny as quoted in the **Other Side of the Medal**, by E. Thompson, pp. 79, 80.

નગરમાં પેસતાં જ, ચાર્લ્સ બોલ લખે છે:

" જનરલ હેવેલોકે સર હ્યુ વ્હીલરના મૃત્યુનો ભયંકર બદલો લેવો શરૂ કર્યો. હિંદુસ્તાનીઓની ટુકડીની ટુકડી ફાંસીએ ચઢી. ગઈ. ફાંસીએ ચઢતી વખતે કેટલાક વિપ્લવકારીઓએ ચિત્તની જે શાંતિ અને વ્યવહારમાં જે ખાનદાની બતાવી તે સિદ્ધાંતને ખાતર શહીદ બનનાર પુરુષોને સર્વથા છાજે એવી હતી. "[1]

એમાંના એકને વિષે ચાર્લ્સ બોલ લખે છે કે "કોઈ યોગી સમાધિમાં પ્રવેશ કરતો હોય તેમ જરા પણ ગભરાટ વિના તે ફાંસીને માચડે ચઢી ગયો. "[2]

સૌથી પહેલાં ગોરા અને શીખ સિપાઈઓને શહેર લૂંટવાનો હુકમ આપવામાં આવ્યો. ત્યાર બાદ ફાંસીની ધૂમ મચી. કહે છે કે બીબીગઢમાં લોહીનું એક મોટું ધાબું હતું. એ લોહી ગોરી મડમો અને બાળકોનું હશે એવો વહેમ હતો. શહેરના અનેક બ્રાહ્મણોને લાવીને જેમના જેમના ઉપર વિપ્લવમાં ભાગ લેવાનો શક હતો તેમની પાસે પહેલાં એ લોહી જીભ વડે ચટાડ્યું અને પછી સાવરણા

1. " General Havelock began to wreak terrible vengence for the death of Sir Hugh Wheeler. Batch after batch of natives mounted the scaffold. The clamness of mind and nobility of demeanour which some of the revolutionaries showed at, time of death was such as would do credit to those who martyred themselves for devotion to a principle. " Charles Ball's **Indian Mutiny**, vol. i. p. 388.

2. " Without the least agitation, he mounted the scaffold even as a yogi enters Samadhi. "—Charles Ball's **Indian Mutiny**, vol. i. p. 388.

વતી સાફ ધોવરાવ્યું. ત્યાર પછી તેઓને ફાંસી દઈદેવામાં આવી. આ વખતનો એક અંગ્રેજ અમલદાર આ સંબંધમાં લખે છેઃ

"હું જાણું છું કે ફિરંગીઓના લોહીને અડવાથી અને તેને મહેતરના ઝાડુ વડે સાફ કરવાથી ઉચ્ચ કોમનો હિંદુ પોતાના ધર્મથી પતિત થાય છે; એટલું જ નહિ પણ હું આ જાણું છું માટે જ હું તેમની પાસે આ કામ કરાવું છું. તેઓને ફાંસી દેવા પહેલાં તેમના બધા ધાર્મિક ભાવોને પગ તળે કચર્યા વિના પૂરું વેર લેવાય નહિ—આથી તેઓને હિંદુ રહીને મરવાનો સંતોષ પણ મળતો નથી."[1]

સતીચૌરાના ઘાટ ઉપર જે અંગ્રેજોની કતલ કરવામાં આવી હતી તેમને મરતાં પહેલાં બાઈબલનો પાઠ તો કરવા દેવામાં આવ્યો હતો!

થોડા દિવસમાં જ બીજું થોડું લશ્કર લઈને જનરલ નીલ કાનપુર પહોંચ્યો અને હેવેલોક બે હજાર ગોરું લશ્કર અને દશ તોપો લઈને ૨૫મી જુલાઈએ લખનૌ તરફ આગળ વધ્યો. જનરલ નીલ કાનપુરનું રક્ષણ કરવા રહ્યો.

નાના સાહેબ બિઠૂર છોડીને પોતાનો ખજાનો અને થોડું લશ્કર લઈને ગંગા પાર કરી ફત્તેહગઢ તરફ ચાલ્યો ગયો.

---

1. "I know that the act of touching Feringhi blood and washing it with a sweeper's broom degrades a high caste Hindoo from his religion. Not only this, but I make them do it because I know it. We could not wreak a true revenge unless we trample all their religious instincts under foot, before we hang them. So that they may not have the satisfaction of dying a Hindoo"—Ibid.

## પંજાબનો 'બ્લૅક હોલ'

નાનાને અને હેવેલોકને થોડો વખત અહીં મૂકી આપણે જરા દિલ્લી તરફ જઈએ. પણ દિલ્હીનો ઘેરો ચાલુ હતો. તે દરમિયાન પંજાબીઓને "ડરાવવાને" અને "તેમના ઉપર પોતાની ધાક કાયમ રાખવાને"[૧] અંગ્રેજોએ શું કર્યું તેનો ખ્યાલ આવે એવો એક નાનો પ્રસંગ વર્ણવવાની જરૂર લાગે છે.

મે મહિનામાં લાહોરમાં ચાર દેશી પલટનોનાં હથિયાર છોડાવી દેવામાં આવ્યાં હતાં. એ લોકો ઉપર શીખોનો પહેરો હતો અને બહાર જવાની તેમને રજા નહોતી. ૩૦મી જુલાઈની રાતે ૨૬મી પલટનના ઘણાખરા સિપાઈઓ છાવણીમાંથી ચાલી નીકળ્યા. એ લોકો પાસે હથિયાર નહોતાં તેમ એમણે બળવામાં કશો ભાગ પણ નહોતો લીધો. બીજે દિવસે રાવી ઓળંગી જવાનો એમનો વિચાર હતો. એમને રોકવામાં આવ્યા. એટલે એ લોકો રાવીને કિનારે કિનારે અમૃતસર તરફ ચાલ્યા. સર રૉબર્ટ મૉન્ટગુમરીએ તેમનો પીછો પકડવાનો હુકમ કર્યો. અમૃતસરનો ડેપ્યુટી કમિશ્નર કૂપર મૉન્ટગુમરીનો ખાસ માણસ હતો.

૨૬મી પલટનના આ ભૂખ્યા અને થાકેલા સિપાઈઓ અજનાલાથી ૬ માઈલને અંતરે પડ્યા હતા. અજનાલા અમૃતસરથી ૧૬ માઈલ દૂર છે. પછી જે કાંઈ થયું તેનું વર્ણન એ ફ્રેડરિક કૂપરે પોતાના પુસ્તક "ધિ ક્રાઈસિસ ઇન ધ પંજાબ" માં ભારે અભિમાનથી કર્યું છે. એટલે તેનો જ સાર આ નીચે આપીએ છીએ.

૩૧મી જુલાઈએ બપોરે કૂપરને ખબર મળી કે એ લોકો રાવીને કિનારે કિનારે આગળ વધી રહ્યા છે. અજનાલાના તહસીલદારને થોડા હથિયારબંધ શીખ સિપાઈઓ સાથે તેમને ઘેરી

---

૧ "Overawing" and "striking terror into"—The crisis in the Panjab, p. p. 151-52.

લેવાને મોકલ્યો, અને લગભગ સાંજે ચાર વાગે કૂપર જાતે ૮૦ કે ૯૦ સવારો સાથે પહોંચી ગયો. પેલા થાકેલા અને ભૂખે પીડાતા લોકો ઉપર ગોળી ચલાવવામાં આવી. સિપાઈઓની સંખ્યા લગભગ પાંચસો હતી. એમાંથી લગભગ દોઢસો જખમી થઈને પાછા ઊઠ્યા અને રાવીમાં ડૂબી ગયા. કૂપર લખે છે કે થાક અને ભૂખને લીધે તેઓ એટલા નબળા પડી ગયેલા હતા કે નદીના વહેણમાં તેઓ ટકી શકતા નહોતા. બાકીનાએ તરતાં તરતાં કે દોડતાં ઉપરવાસ એક માઈલ દૂર આવેલા એક ટાપુ પર આશ્રય લીધો. બે હોડીઓ હાજર જ હતી. લગભગ ૩૦ હથિયારબંધ સવારોને એ લોકોને પકડવાને મોકલવામાં આવ્યા. લગભગ સાઠ બંદૂકો એમના તરફ તાકવામાં આવી. આ જોઈને તેમણે હાથ જોડી જીવતદાન માગ્યાં અને લગભગ પચાસેક જણા તો નિરાશાના માર્યા નદીમાં કૂદી પડ્યા તે ફરી જણાયા જ નહિ.

બાકીનાઓને પકડી, ગળામાંની માળા કાપી નાખી, ભર વરસાદમાં અજનાલા પહોંચાડવામાં આવ્યા.

મધરાતે આ ૨૮૨ સિપાઈઓ અજનાલાના થાણા પર પહોંચ્યા. કૂપરે પહેલેથી જ આ લોકોને ફાંસી દેવા માટે દોરડાં અને ગોળીએ દાર કરવા માટે પચાસ હથિયારબંધ સિપાઈઓ અજનાલામાં તૈયાર રાખ્યા હતા. પણ વરસાદ પડતો હતો એટલે આ કામ સવાર ઉપર રાખવામાં આવ્યું. ઘણા ખરાને પોલીસ-થાણામાં અને બાકીના ૬૬ને તહસીલના નવા મકાનના એક નાના ગુંબજમાં પૂરી દેવામાં આવ્યા. ગુંબજ બહુ સાંકડો હતો અને ચારે બાજુનાં બારણાં બંધ કરેલાં હતાં.

બીજે દિવસે બકરી ઈદ હતી. સવારમાં એ લોકોને દસ દસની ટોળીમાં બહાર લાવવામાં આવ્યા અને ગોળીથી ઉડાડી દેવામાં આવ્યા. થાણામાંના પૂરા થયા એટલે ગુંબજમાંનાને કાઢ્યા. ૨૩૭ જણને ગોળી દેવાઈ ગઈ એટલે ગુંબજમાંથી ૬૭ ૨૧ જ

માણસો આવ્યા હતા. એટલામાં કૂપરને કહેવામાં આવ્યું કે બાકીના ગુંબજમાંથી આવવાની ના પાડે છે. કૂપર અંદર જઈને જુએ છે તો ૪૫ જણની લાશ પડી છે. કદાચ કોઈના છેલ્લા શ્વાસ પણ ચાલી રહ્યા હશે. કૂપર લખે છે કે 'અજાણતાં જ હૉલવેલના બ્લૅક હોલની પુનરાવૃત્તિ થઈ ગઈ.'[૧]

અહીં એ કહેવાની જરૂર નહિ હોય કે હૉલવેલનો બ્લૅક હોલ તો કેવળ કાલ્પનિક વસ્તુ હતી, જ્યારે કૂપરનો અજનાલાનો બ્લૅક હોલ તો ખરો બનાવ છે।

આ બધી લાશોને ઢસરડીને બહાર કાઢવામાં તો આવી પણ. હવે આ ૨૮૨ લાશો દફનાવવી ક્યાં? થાણાથી સોએક ગજને છેટે એક જૂનો ઊંડો કૂવો હતો. ભંગીઓ પાસે આ બધી લાશો ઢસરડાવીને તેમાં ફેંકાવી દીધી. પછી કૂવો માટીથી પૂરી દીધો અને એટલી માટી નાખી કે ત્યાં એક ઊંચો ટેકરો થઈ ગયો. આ કૂવા વિષે કૂપર ભારે અભિમાનથી લખે છેઃ

"એક કૂવો કાનપુરમાં છે, પણ એક કૂવો અજનાલામાં પણ છે."[૨]

આ કૂવો અને એ થાણું આજે પણ મૌજૂદ છે.

આમ ચોવીસ કલાકમાં ૨૬મી પલટનના લગભગ પાંચસો સિપાઈઓને પરલોકમાં પહોંચાડી દીધા. રહ્યા સહ્યા ભાગી છૂટેલાને આમ તેમથી બે–ચાર દિવસમાં પકડીને લાહોર અને અમૃતસરમાં તોપને મોઢે ઉડાવી દીધા.

હવે આપણે દિલ્લી તરફ વળીએ.

૧. "Unconsciously the tragedy of Holwell's Black Hole had been re-enacted."—**The Crisis in the Punjab**, by Frederick Cooper.

૨. "There is a well at Cawnpore, but there is also one at Ajnalah."—Ibid.

# દિલ્લી પડ્યું

દિલ્લીમાં ફૂટ : ૧૪મી સપ્ટેમ્બર-દિલ્લી પડ્યું

## દિલ્લીમાં ફૂટ

દિલ્લીના વિપ્લવકારીઓ કંપનીનાં લશ્કર ઉપર છાપા માર્યા કરતા હતા. તે લશ્કર કોટ પાસે આવે તો તોપોનો મારો ચલાવી તેને ચણાની માફક શેકી નાખતા હતા અને એને પરિણામે કંપનીના એટલા માણસો મરી ગયા કે જનરલ વિલસને તે વખત પૂરતી તો વિપ્લવકારીનો પીછો પકડવાની મના કરી દીધી હતી.

પણ આ જ વખતે દિલ્લીની અંદર મામલો બગડતો જતો હતો. જુદા જુદા પ્રાંતથી આવેલી સેનાઓને દોરનાર કોઈ પ્રભાવશાળી નેતા મળતો નહોતો. બખ્તખાને સેનાપતિ નીમ્યો હતો પણ તે તો એક સામાન્ય સરદાર હતો. આપણા લોકોનું ઉચ્ચ કુળનું મિથ્યાભિમાન ગયું નહોતું. પોતપોતાની સેનાને લઈને આવેલા નાનામોટા રાજાઓ એની આજ્ઞા માને ? જો આ વખતે જોધપુર, જયપુર, સિંધિયા કે હોલકર જેવા કોઈ આવી પહોંચત તો કામ પાર ઊતરત અને વિપ્લવનો રંગ બદલાઈ જાત.

આખરે બાદશાહ બહાદુરશાહે એક પત્ર લખી જોધપુર, જયપુર, બિકાનેર, અલવર અને બીજા રાજાઓને મોકલ્યો. તેમાં સ્પષ્ટ શબ્દોમાં જણાવ્યું: 'મારી ઇચ્છા કેવળ ગમે તે ઉપાયે અને ગમે તે ભોગે દેશમાંથી વિદેશીઓને કાઢવાની છે. માટે કોઈ યોગ્ય માણસે નેતૃત્વ લેવું જોઈએ. હું બાદશાહ તરીકના બધાય હકો

છોડી દેવાને પણ તૈયાર છું. તમો બધા જેને ચૂંટો તેને બધા અધિકાર મળે.' પરંતુ વહેમીલા રાજાઓના મન પર કશી અસર ન થઈ.

આ દરમિયાનમાં જનરલ નિકલ્સન પંજાબથી નવી સેના લઈને આવી પહોંચ્યો અને કંપનીના લશ્કરના જીવમાં જીવ આવ્યો.

૨૫મી ઓગસ્ટે બખ્તખાંએ ફરી એકવાર પોતાના પૂરા બળથી હુમલો કર્યો પણ નીમચ અને બરેલીની બે મુખ્ય સેના વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થઈ ચૂકેલું હોઈ નીમચની સેનાએ યુદ્ધક્ષેત્ર ઉપર બખ્તખાંની આજ્ઞાનું ઉલંઘન કર્યું અને દૂર જઈને પડાવ નાખ્યો. ખબર પડતાં જ અંગ્રેજોએ પહેલાં તેમને પૂરા કર્યા અને બખ્તખાં બાકીની સેના લઈ પાછો ફર્યો. ૧૬મી મે પછી પહેલવહેલી એ જ દિવસે દિલ્હીમાં નિરાશાની છાયા દેખાઈ અને કંપનીના લશ્કરને હોંસ આવી.

સપ્ટેમ્બરની શરૂઆત થતાં તો અંગ્રેજો દિલ્હી ઉપર હુમલો કરવાની હિંમત કરવા લાગ્યા. વળી અંગ્રેજ જાસૂસોના વડા હડસનની ચાલાકીથી ખુદ દિલ્હીમાં પણ કેટલાક માણસ ફૂટયા અને તેમાં બાદશાહનો વેવાઈ મિરજા ઇલાહીબખ્શ મુખ્ય હતો. એ હમેશાં બાદશાહની સાથે જ રહેતો અને બધી ખબરો હડસનને પહોંચાડતો.

૭મી સપ્ટેમ્બરથી અંગ્રેજોએ દિલ્હીમાં પ્રવેશ કરવાનો જીવતોડ પ્રયત્ન શરૂ કર્યો અને ૧૪મી સુધીમાં તો કોટમાં ઘણે ઠેકાણે બાંકાં પાડી નાખ્યાં. ૧૪મીનું યુદ્ધ આખા વિપ્લવ દરમિયાન થયેલાં ભયંકરમાં ભયંકર યુદ્ધોમાંનું એક ગણાય છે.

## ૧૪મી સપ્ટેમ્બર–દિલ્હી પડયું

સવારમાં જનરલ નિકલસને કંપનીના લશ્કરના પાંચ ભાગ પાડી નાખ્યા. એમાંના ત્રણે જનરલ નિકલસનની મુખ્ય સરદારી

નીચે કાશ્મીરી દરવાજેથી પ્રવેશ કરવાનો પ્રયત્ન કર્યો અને બાકીનાએ કાબૂલી દરવાજેથી અને સબ્જી મંડી તરફથી ધસવાનો પ્રયત્ન કર્યો.

સૂર્યોદય થતાં નિકલસન કોટ તરફ આગળ વધ્યો અને ઉપરથી તોપના ગોળાનો વરસાદ શરૂ થયો. લાશોના તો ઢગલા વળ્યા પણ તે ખૂંદતો નિકલસન દીવાલ સુધી પહોંચી ગયો અને સીડી લગાવી દીધી. ગોળા અને ગોળાઓના વરસાદમાં પણ કાશ્મીરી દરવાજા નજીક કોટ પર ચઢીને વિજયનું બ્યૂગલ બજાવનાર પહેલો અંગ્રેજ નિકલસન હતો. એક વીર અંગ્રેજે મરતાં મરતાં પલીતો ચાંપી કાશ્મીરી દરવાજો પણ દારૂથી ઉડાવી દીધો અને કંપનીની સેનાએ દિલ્લીમાં પ્રવેશ કર્યો અને જે જે મકાનનો કબજો લેતા ગયા તેના ઉપર અંગ્રેજી ઝંડો ચઢાવતા ગયા.

બર્ન બેસ્ટિયન આગળ એ લોકોને એક સાંકડી ગલીમાંથી જવાનું હતું. એ ગલીની બંને બાજુની બારીઓ, છજાં અને છતોમાંથી ગોળીઓનો વરસાદ વરસવા લાગ્યો. અક્ષરશઃ લોહીની નદી વહેવા લાગી અને અંગ્રેજોને હઠી જવું પડ્યું. પણ આ જોતાં જ નિકલસન આગળ વધ્યો પણ તેને પણ હઠી જવું પડ્યું. મેજર જેકબ આગળ આવ્યો અને ઘાયલ થઈને પડ્યો એટલે વળી નિકલસન ધસ્યો અને તે પણ ઘાયલ થઈને પડ્યો. ગલી લાશોથી ભરાઈ ગઈ અને કંપનીની સેના પાછી કાશ્મીરી દરવાજે આવી ગઈ.

એ જ વખતે કરનલ કેમ્પબેલ જુમા મસ્જિદ તરફ ધસ્યો. મસ્જિદમાં હજારો મુસલમાનો ભેગા થયેલા હતા. તેમને થયું કે આ લોકો મસ્જિદને ઉડાવી દેવા માગે છે અને બંદૂક નહોતી છતાં કેવળ તલવાર લઈને તેમણે સામો ધસારો કર્યો. તેઓ મસ્જિદ બહાર આવ્યા કે તરત જ ગોળીની ઝડી વરસી અને એકી સાથે બેસો તો પગથિયાં પર જ ઢળી પડ્યા. પણ ધસારો એટલા વેગમાં થયો કે અંગ્રેજોને ફરી બંદૂક ભરવાનો વખત મળ્યો નહિ અને

તેમણે પણ તલવાર જ કાઢી. કેમ્પબેલ ઘાયલ થયો અને કંપનીનું લશ્કર હઠીને કાશ્મીરી દરવાજે આવી રહ્યું.

આ રીતે ૧૪મી સપ્ટેમ્બરનું યુદ્ધ પૂરું થયું. એ જ દિવસે ચાર ચાર મહિનાના ઘેરા પછી કંપનીની સેનાએ દિલ્હીમાં પહેલ-વહેલો પ્રવેશ કર્યો. અંગ્રેજોના ચાર મુખ્ય સેનાપતિઓમાંના ત્રણ ઘાયલ થયા અને સૌથી શૂરો સેનાપતિ નિકલસન ૨૩મી સપ્ટેમ્બરે ઇસ્પિતાલમાં મરણ પામ્યો.

વિપ્લવકારીઓમાં અવ્યવસ્થા વધવા લાગી. કેટલુંક લશ્કર તો દિલ્હી છોડી ચાલ્યું પણ ગયું. ૧૫મીથી ૨૪મી સપ્ટેમ્બર સુધી તસુ ભૂમિને માટે ખૂનખાર યુદ્ધો થયાં. કંપનીના લગભગ ચાર હજાર અને વિપ્લવવાદીઓના તો તેથી પણ વધારે માણસો ખપી ગયા.

ધીમે ધીમે શહેરનો પોણો ભાગ કંપનીના હાથમાં ગયો. આ ઉપરથી ૧૯મીએ રાતે બખ્તખાં બાદશાહને મળવા ગયો. તેણે બાદશાહને હિંમત આપીને કહ્યું કે દિલ્હી ગયું તેમાં કાંઈ ભારે નુકસાન થયું નથી. જ્યાં આખા દેશમાં આગ લાગી છે ત્યાં આનો શો હિસાબ? તમો મારી સાથે દિલ્હી છોડી આવો. યુદ્ધ તો ચાલુ જ રાખવું. આખરે વિજય તો આપણો જ થવાનો છે.

બાદશાહને આ વસ્તુ ગમી. તેણે બખ્તખાંને સવારે આવવા કહ્યું. પણ એ જ અરસામાં ઇલાહીબખ્શે આ વાત અંગ્રેજોને પહોંચાડી અને કહ્યું કે તમે બાદશાહને જતા રોકો. આ કામ બજાવવા માટે ઇલાહીબખ્શને ભારે ઇનામનું વચન અપાયું અને આજે પણ તેના વંશજોને માસિક ૧૨૦૦ રૂપિયા મળ્યા કરે છે.

બીજે દિવસે હુમાયુંના મકબરામાં બહાદુરશાહ અને બખ્તખાં બંને મળ્યા. બખ્તખાંએ બહાદુરશાહને ફરી સમજાવ્યો અને તે જવા તૈયાર પણ થયો. જ્યારે ઇલાહીબખ્શે જોયું કે હવે કશો ઉપાય નથી રહ્યો, ત્યારે તેણે છેલ્લું તીર અજમાવ્યું અને કહ્યું કે બખ્તખાં

પહાણુ છે એટલે મોગલો ઉપર વેર વાળવાને માટે જ તમને ફસાવવા આવ્યો છે. પોતે નિર્દોષ હોવા છતાં આવો ભયંકર આરોપ મૂકનાર ઉપર બખ્તખાને સ્વાભાવિક રીતે જ પુષ્કળ ક્રોધ ચઢયો અને તેણે તલવાર ઉગામી. પણ ખુદ બાદશાહે જ તેનો હાથ રોકી લીધો. ઇલાહીબખ્શનો વિજય થયો. બાદશાહે કહ્યું: " મારું શરીર ભાંગી ગયું છે, અને તમે નસીબને આધારે છોડો. અહીંથી જઈ કંઈ કામ કરી બતાવો. હિંદુસ્તાનની લાજ રાખો. મારી ચિંતા ન કરો. પોતાની ફરજ અદા કરો. "[1]

આ ઉત્તર સાંભળી બખ્તખાંના હૃદયને જબરો આઘાત લાગ્યો અને તે માથું નીચું ઘાલીને મકબરાના પૂર્વના દરવાજેથી બહાર ચાલ્યો ગયો.

બીજી બાજુ વિશ્વાસઘાતક મિરઝા ઇલાહીબખ્શે પશ્ચિમ દરવાજેથી નીકળી તરત જ અંગ્રેજોને સૂચના કરી. તરત જ કેપ્ટન હડસન પચાસ સવાર લઈને મકબરાના પશ્ચિમ દરવાજે પહોંચી ગયો. જ્યારે બહાદુરશાહને ખબર પડી કે હડસન મને પકડવા આવ્યો છે ત્યારે તેણે મિરઝા ઇલાહીબક્ષ તરફ વળીને કહ્યું: " તેં મને બખ્તખાંની સાથે જતાં રોકયો..." ઇલાહીબખ્શ માથું નમાવી ચૂપચાપ ઊભો રહ્યો.

બાદશાહ બહાદુરશાહ, બેગમ ઝીનતમહલ અને શાહજાદા જવાંબખ્તને ચૂપચાપ ગિરફતાર કરી પૂર્વ દરવાજેથી લાલ કિલ્લામાં લાવીને કેદ કરી દેવામાં આવ્યાં અને દિલ્હી શહેર ૧૩૪ દિવસના કઠણ પરિશ્રમને અંતે પૂરી રીતે અંગ્રેજોના કબજામાં આવ્યું.

બખ્તખાં પોતાની સેનાની સાથે જમના ઓળંગી કઈ તરફ ચાલ્યો ગયો તેની આજ સુધી કોઈને ખબર પડી નહિ.

૧ "દેહલી કી જાઁકની"—ખ્વાજા હસન નિઝામી.

જનરલ વિલસન અને કેપ્ટન હડસનનો મત તો એવો હતો કે બહાદુરશાહને મારી નાખવો; પણ હજી વિપ્લવ શમ્યો નહોતો એટલે બીજા અમલદારો તેની વિરુદ્ધ થયા અને કેવળ કેદથી જ સંતોષ માન્યો.

હજી બાદશાહના બે બેટા અને એક પૌત્ર મકબરામાં જ રહી ગયા હતા. ઇલાહીબખ્શે આ ખબર હડસનને આપી એટલે તેણે જઈને તેમને પણ કેદ કર્યા અને જનરલ વિલસન પાસે જીવતદાન અપાવવાનું વચન આપી રથમાં બેસાડી શહેર તરફ લઈ ચાલ્યો. શહેર એકાદ માઈલ રહ્યું ત્યાં તો હડસને ત્રણે શાહજાદાને રથમાંથી ઉતાર્યા, કપડાં ઉતરાવ્યાં અને એક સિપાઈના હાથમાંથી બંદૂક લઈ ત્રણેને વીંધી નાખ્યા. "હાય દગા" બોલતાં બોલતાં ત્રણેના પ્રાણ ઊડી ગયા.

શાહજાદાઓનાં માથાં કાપીને બાદશાહ સામે રજૂ કરી હડસને કહ્યું: "કંપની તરફથી વરસોથી બંધ રહેલું આ આપનું નજરાણું."

ખ્વાજા હસન નિઝામીએ લખ્યું છે કે બાદશાહ બહાદુરશાહે જુવાન પુત્ર અને જુવાન પૌત્રનાં કપાયલાં માથાં તરફ આશ્ચર્યજનક ધૈર્યની સાથે જોયું અને પછી મોં ફેરવી લઈ બોલ્યો:

"અલહમ્દોલિલ્લાહ! તૈમૂર કી ઔલાદ ઐસી હી સુર્ખરૂ હો કર બાપકે સામને આયા કરતી થી!"[1]

ત્યાર બાદ શાહજાદાઓનાં માથાં ખૂની દરવાજાની સામે લટકાવવામાં આવ્યાં અને ધડ કોટવાલીની સામે ટાંગવામાં આવ્યાં. બીજે દિવસે ત્રણે લાશોને જમના નદીમાં ફેંકાવી દીધી.

---

૧ ખુદાની તારીફ કરો! તૈમુરના વંશજો એ જ પ્રમાણે મુખ ઉજળાને બાપ આગળ આવતા હતા.

વળી ખ્વાજા હસન નિઝામીએ તો એટલે સુધી લખ્યું છે કે આ શાહજાદાઓને મારીને તરત જ હડસને તેમનું ગરમ ગરમ લોહી પીધું અને બોલ્યો: "હું જો આ લોહી ન પીત તો ગાંડો થઈ જાત!" એવી જે વાયકા દિલ્હીમાં પ્રચલિત છે તે બિલકુલ સાચી છે.

પણ આ હાલ તો બાદશાહી કુટુંબના થયા. પ્રજાના શા હાલ હતા?

લૉર્ડ એલફિન્સ્ટને સર જોન લૉરેન્સને લખ્યું હતુઃ

"ઘેરો પૂરો થયા પછી આપણા લશ્કરે જે અત્યાચારો કર્યા તે ખરે જ હૃદયભેદક હતા. મિત્ર કે શત્રુનો વિવેક જાળવ્યા વિના બધાય ઉપર વેર વાળવામાં આવે છે અને લૂંટની બાબતમાં તો આપણે નાદિરશાહીથી આગળ વધી ગયા છીએ!"[૧]

ઘેરાના દિવસોમાં કિલ્લાની છતમાં બિમાર અને ઘાયલને માટે એક હૉસ્પિતાલ હતી. કંપનીની સેનાએ કિલ્લામાં પેસતાં જ આ ઘાયલ અને બિમારોને ગોળીથી પીડામુક્ત કરી દીધા![૨]

મૉન્ટગુમરી માર્ટિન લખે છેઃ

"જ્યારે આપણી સેનાએ શહેરમાં પ્રવેશ કર્યો ત્યારે શહેરના જેટલા લોકો કોટમાં હતા તે બધાને સંગીનથી મારી નાખવામાં આવ્યા. કેટલાંક ઘરોમાં તો ચાળીસ ચાળીસ પચાસ પચાસ

---

૧. "After the siege was over, the outrages committed by our army are simply heart-rending. A wholesale vengeance is being taken without distinction of friend or foe. As regards the looting, we have *indeed surpasssed Nadirshah!"—Life of Lord* **Lawrence, vol. ii, p. 262.**

૨. 'તારીખે હિંદ-રાગ્જુલફલમા મુન્શી જકાઉલ્લાખાં પા. ૧૪૬.

માણસો છુપાઈ રહેલા હતા એટલું હું તમને કહું એટલે સંખ્યા કેટલી મોટી હશે તે તમો જ સમજી શકશો. એ લોકો બળવાખોર નહોતા, પણ શહેરના વતની હતા અને આપણા ક્ષમાશીલ સ્વભાવ ઉપર એમને વિશ્વાસ હતો. પણ મને કહેતાં આનંદ થાય છે કે એ લોકોની એ ભ્રમણા દૂર થઈ."[1]

આ વખતના દિલ્હી શહેરના દૃશ્યનું વર્ણન કરતાં લોર્ડ રોબર્ટ્સ લખે છે:

"ચાંદની ચોકમાં થઈને લાહોરી દરવાજે જતાં જાણે મુડદાંના શહેરમાં થઈને જતા હોઈએ એમ લાગ્યું. અમારાં પોતાનાં પગલાં સિવાય બીજો કશો જ અવાજ કાને પડતો નહોતો. એક પણ જીવતું માણસ નજરે પડતું નહોતું. મરણ સામે ઝૂઝતાં રહી ગયેલી વિવિધ અંગસ્થિતિમાં પડેલાં અને સડવા લાગેલાં મુડદાં ચારે કોર પથરાયલાં હતાં. અમો મૂંગા મૂંગાજ કૂચ કરતા હતા. નછૂટકે જ બહુ ધીમે ધીમે વાત કરતા હતા—રખેને ત્યાં પડેલાં માણસોના ભયંકર અવશેષોને ખલેલ પહોંચે અમે જે દૃશ્ય જોયું તે અતિશય ભયંકર અને કમકમાટી ઉત્પન્ન થાય એવું હતું. એક તરફ એક કૂતરું ખુલ્લાં અંગને કરડી રહ્યું હતું, બીજી તરફ ગીધ

૧ "All the city-people found within the walls when our troops entered were bayonetted on the spot; and the number was considerable, as you may suppose, when I tell you that in some house forty or fifty persons were hiding. These were not mutineers, but residents of the city, who trusted to our wellknown mild rule for pardon. I am glad to say they were disappointed."—Letter in the '**Bomby Telegraph**,' by Montgomery Martin.

ભારે સ્વાદથી લાશનું માંસ ખાતું હતું તે અમારા આવવાથી બીધું પણ તેણે એટલું ઠાંસીને ખાધું હતું કે ઊડવાની શક્તિ રહી નહોતી એટલે કૂદતું કૂદતું જરા દૂર જઈ બેઠું......આખું દશ્ય વર્ણવી ન શકાય એટલું કારમું અને જુગુપ્સા ઉત્પન્ન કરે એવું હતું. અમારા ઘોડાને પણ અમારા જેટલો જ ભય લાગતો જણાતો હતો, કારણ તેઓ વારંવાર ભયથી કંપતા અને હણહણતા હતા. આખું વાતાવરણ સડેલાં મુડદાંની દુર્ગંધથી ભરેલું હતું. "[1]

ઘણા માણસોને ભયંકર યાતના દઈને માર્યા હતા. લેફ્ટેનન્ટ મેજેન્ડીએ પોતે જોયેલા એક દૃશ્યનું વર્ણન કર્યું છે કે એક ઘાયલ કેદીને મોં ઉપર વારંવાર સંગીનના ઘા કર્યા પછી તેને ધીમી આગ ઉપર જીવતો ને જીવતો શેકી નાખ્યો. "તેનું માંસ ફાટયું અને ઝાળમાં કાળું પડી ગયું અને એ બળતા માંસની ભયંકર દુર્ગંધથી બધી હવા ઝેરી થઈ ગઈ."[2] આ જ બનાવ વિષે 'ટાઇમ્સ'નો ખબરપત્રી સર વિલિયમ રસલ લખે છે કે "મેં એ માણસનાં બળેલાં હાડકાં થોડા દિવસ બાદ મેદાનમાં પડેલાં જોયાં."[3]

મોબરે ટોમસને સર હેન્રી કૉટનને કહ્યું હતું કે દિલ્હીમાં કેટલાક મુસલમાનોને નાગા કરીને જમીન સાથે બાંધી માથાથી તે

---

૧. **Fortyone Years in India,—by Lord Roberts 1921 edition**; p. 142

૨. "The horrible smell of his burning flesh as it cracked and blackened in the flames, rising up and poisoning the air..."—Liet. Majendie, **Up Among the Pandies**, p. 187

૩. **My Diary in India the year 1857-58,** Vol. 1, p. 301-2.

પગ સુધી લાલ ચોળ ત્રાંબાના ટુકડા વડે અચ્છી રીતે કામ દેવામાં આવ્યા હતા.[1]

ઘણાને તો મારવા પહેલાં ધર્મભ્રષ્ટ કરવા માટે સંગીનને જોરે ખ્રિસ્તી દેવળમાં ઝાડુ કાઢવાની ફરજ પાડતા[2] અને કોઈ કોઈ વાર "મુસલમાનોને મારવા પહેલાં સુવરના ચામડામાં સીવી દેવામાં આવતા, તેમને શરીરે સુવરની ચરબી ચોપડવામાં આવતી અને પછી તેમને સળગાવી મૂકવામાં આવતા અને હિંદુઓને જબરદસ્તીથી ધર્મભ્રષ્ટ કરવામાં આવતા."[3]

પરિણામ એ આવ્યું કે દિલ્હી આખું વેરાન થઈ ગયું. કંપનીની સેનાને સીધી મદદ કરનાર ઘરોને બાદ કરતાં જે લોકો ફાંસી અને કતલથી બચવા પામ્યા તેમને બળજબરીથી શહેર બહાર હાંકી કાઢવામાં આવ્યા. તેમનું તો બધું જ ગયું. ત્રણ દિવસ સુધી આખું શહેર લૂંટવામાં આવ્યું. ઘર ઘરનો બધો અસબાબ કાઢીને ભેગો કરી લિલામ કર્યો અથવા તો ગોદામમાં ભેગો કર્યો.

કંપનીની સેના આવે એવું સાંભળતાં કેટલીય સ્ત્રીઓએ પોતાનું શિયળ સાચવવા કૂવામાં ઝંપલાવ્યું. કેટલાકોએ તો પોતાની વહુ-દીકરીઓને જાતે કાપી નાખી અને પોતે પણ આત્મહત્યા કરી. આ ઉપરાંત મસ્જિદો અને મંદિરો પણ ભ્રષ્ટ કરવામાં મણા નહોતી રાખી.

---

૧. **Indian and Home Memories,** by Sir Henry Cotton p. 143.

૨. **A Lady's Escape from Gwalior, p.** 243.

૩. "... sewing Mohammedans in pigskins, smearing them with prorkfat before execution and burning their bodies, and forcing Hindoos to defile themselves..."—Russel's **Diary** vol. ii, p. 43.

દિલ્લીની હકીકત પૂરી કરતાં પહેલાં હવે એક જ વાત બાકી રહી છેઃ તે એ કે દિલ્લીના શાહી કુટુંબનો અંત કેવી રીતે આવ્યો. દિલ્લીના લાલ કિલ્લામાં બાદશાહ બહાદુરશાહના ઘણા કુટુંબીઓ રહેતા હતા. તેમાંના ઘણાને ફાંસીએ ચઢાવ્યા. બાદશાહ શાહઆલમના વૃદ્ધ પુત્ર મિરજા કૈસરને ફાંસી દીધી. સમ્રાટ અકબરશાહના પૌત્ર મિરજા મહમ્મદને પણ ફાંસી દીધી. કેટલાક શાહજાદાને જેલમાં પૂરી તેમની પાસે ચક્કી પિસાવી. કામ પૂરું ન થાય તો માર મારવામાં આવતો, આમ ઘણા તો માર ખાઈ ખાઈને જ જીવનકેદમાંથી છૂટયા. બહાદુરશાહનો બેટો મિરજા કોયાશ કયાં ગયો તેનો પત્તો જ લાગ્યો નહિ બહાદુરશાહની એક બેટી રાબેયાએ ભૂખથી ત્રાસીને એક બબરચી સાથે શાદી કરી લીધી. બાદશાહ બહાદુરશાહ, બેગમ જીનતમહલ અને શાહજાદા જવાંબખ્તને કેદ કરીને રંગૂન મોકલી આપ્યાં. ત્યાં અંગ્રેજોના કેદખાનામાં જ ૧૮૬૩માં બાદશાહ બહાદુરશાહનું મૃત્યુ થયું અને દિલ્લીના રાજવંશનું છેલ્લું ચિહ્ન સંસારના પટ પરથી ભૂંસાઈ ગયું!

# અયોધ્યા અને બિહાર

અયોધ્યા અને બિહાર : લખનૌ પડયું : બિહારના રાજા કુંવરસિંહ : બિહાર ગયું : મૌલવી અહમદશાહનું મૃત્યુ

## અયોધ્યા અને બિહાર

હવે આપણે લખનૌ તરફ આવીએ છીએ. વાસ્તવિક રીતે તો ૫૭–૫૮ના સ્વાતંત્ર્યયુદ્ધમાં વીરતા અને બલિદાનની દૃષ્ટિએ લખનૌનું સ્થાન દિલ્હી કરતાં અતિશય ઊંચું છે. દિલ્હી પડ્યા પછી પણ છેક ૭ મહિના સુધી લખનૌમાં સ્વતંત્રતાનો ઝંડો ફરકતો રહ્યો હતો.

ચીનહટની લડાઈમાં જીત મળ્યા પછી અયોધ્યાની પ્રજાએ કેદી નવાબ વાજિદઅલી શાહના પુત્ર બિરજીસ કદરને લખનૌની ગાદી ઉપર બેસાડ્યો. પણ નવાબ બિરજીસ કદર હજી નાની વયનો હોવાથી રાજ્યની લગામ તેની મા હજરતમહલના હાથમાં સોંપી દીધી. અયોધ્યાના બધાય જમીનદારોએ અને પ્રજાએ મોટા હરખની સાથે બેગમની આણ સ્વીકારી.

બેગમ હજરતમહલની પ્રશંસા કરતાં રસલ લખે છે:

"બેગમમાં ભારે શક્તિ અને યોગ્યતા જણાય છે...બેગમે આપણી સાથે આજીવન યુદ્ધની ઘોષણા કરી છે. આ રાણીઓનાં અને બેગમોનાં ચારિત્ર્ય ઉપરથી એમ લાગે છે કે જનાનામાં રહીને પણ એઓ, પુષ્કળ કાર્ય કરી માનસિક શક્તિ

મેળવે છે.''૧

એમ મે સૌથી પહેલાં નવાબ બિરજીસ કદર તરફથી અયોધ્યા સ્વતંત્ર થવાનો શુભ સંદેશ યોગ્ય ભેટો સાથે બાદશાહને મોકલ્યો અને રાજા બાલકૃષ્ણને પોતાનો પ્રધાનમંત્રી નીમી બધાં ખાતાંની નવેસરથી વ્યવસ્થા કરી, રાજ્યમાં સર્વત્ર શાંતિ અને સુરાજ્યની સ્થાપના કરી.

અયોધ્યાના બધાય અંગ્રેજો અને અંગ્રેજી રાજ્ય તે વખતે કેવળ લખનૌની રેસિડન્સીમાં ભરાઈ બેઠેલાં હતાં. તે સિવાય આખા અયોધ્યામાં ક્યાંય પણ કંપનીના રાજ્યનું નામનિશાન પણ બાકી રહ્યું નહોતું. રેસિડન્સીનો ઘેરો ચાલુ હતો.

૨૦મી જુલાઈ ૧૮૫૭થી વિપ્લવકારીઓએ રેસિડન્સી ઉપર હલ્લા કરવા ચાલુ કર્યા હતા. અંદરના શીખો અંગ્રેજોને જીવતોડ મદદ કરી રહ્યા હતા અને તેમને સમજાવવાના વિપ્લવવાદીઓના પ્રયત્નો નિષ્ફળ ગયા.

આ હુમલાઓમાં અયોધ્યાનો ચીફ કમિશ્નર સર હેન્રી લૉરેન્સ વિપ્લવકારીઓની ગોળીથી વીંધાઈ ગયો. મેજર બૅન્કસે તરત જ તેનું સ્થાન લીધું, પણ થોડા જ દિવસમાં કોટ ઉપરથી ઝૂકીને જોતાં તેનાં લમણાં પણ વીંધાઈ ગયાં. બ્રિગેડિયર ઈંગ્લીસ તેની જગ્યાએ આવ્યો. આ દરમિયાન રેસિડન્સીના કોટમાં ઠેકઠેકાણે ગાબડાં પડી ગયું હતું.

૧ "The Begum exhibits great energy and ability...The Begum declares undying war against us. It appears from the energetic characters of these Ranees and Begums that they acquire in their Zenanas and Harems a considerable amount of actual mental power..."—Russell's Diary, p. 275.

આમ રેસિડન્સીમાં રહેલા અંગ્રેજોમાં ભારે નિરાશા છવાઈ ગઈ હતી. તેઓએ મદદ માટે ગુપ્ત સંદેશાઓ મોકલ્યા અને કાનપુરથી જનરલ હેવેલોક પાંચ છ દિવસમાં આવે છે એવા સમાચાર પણ મળ્યા. પણ આ તરફ વિપ્લવવાદીઓના હુમલા વધુ ભયંકર બનતાં ચાલ્યા. એક દિવસ તો કોટ ઉપર પણ ધસારો થયો. ૧૮મી ઓગસ્ટે વિપ્લવકારીઓએ ફરી જબરો હુમલો કર્યો. એવામાં ખબર આવ્યા કે જનરલ હેવેલોક ૨૫ દિવસ સુધી લખનૌ આવી શકે એમ નથી. વળી અનાજ પણ પૂરું થવા આવ્યું હતું એટલે અંગ્રેજોની ચિંતાનો પાર નહોતો રહ્યો.

આમ છતાં વિપ્લવકારીઓ રેસિડન્સીનો કબજો લઈ ત્યાંના અંગ્રેજોને પૂરા ન કરી શકયા તેનું કારણ એ જ કે અહીં પણ દિલ્હીની જેમ કોઈ પ્રબળ નેતા નહોતો રહ્યો.

જે હેવેલોકની કાગને ડોળે વાટ જોવાતી હતી તેને કેમ વિલંબ થતો હતો તે હવે જોઈએ.

૨૯મી જુલાઈએ હેવેલોક કાનપુરથી નીકળી ગંગા ઓળંગી. કાનપુર લખનૌ વચ્ચે ૪૫ માઈલનું અંતર છે. ચાર દિવસમાં તો હું પહોંચી જ જઈશ એવો હેવેલોકને પૂરો વિશ્વાસ હતો. પણ ગંગા ઓળંગીને જેવો એણે અયોધ્યાની ભૂમિ ઉપર પગ મૂકયો કે એને ખબર પડી ગઈ કે લખનૌ પહોંચવું ખાવાના ખેલ નથી. અયોધ્યાની તસુએ તસુ જમીન સ્વતંત્રતાની આગથી ધખી રહી હતી. એકેએક જમીનદારે પોતાના સો સો બસો બસો માણસો ભેગાં કરી હેવેલોકનો રોકવાનો નિશ્ચય કર્યો હતો. એકેએક ગામે સ્વતંત્રતાનો લીલો ઝંડો ફરકતો હતો. ઉન્નાવ અને બશીરતગંજની એક દિવસે લડાયેલી બે લડાઈઓમાં જ તેના લશ્કરનો છઠ્ઠો ભાગ ખતમ થઈ ગયો અને તેણે પાછા હઠી મંગળવારમાં પડાવ નાખ્યો.

બીજી તરફ હેવેલોક લખનૌ જાય છે એવી ખબર નાના

સાહેબને થતાં જ તેણે ફરી કાનપુર પર હુમલો કરવાની તૈયારી કરવા માંડી એટલે ૪થી ઑગસ્ટ સુધી હેવેલોકને મંગળવારમાં રોકાઈ જવું પડ્યું. ત્યારબાદ હેવેલોક આગળ વધ્યો પણ બશીરતગંજ આગળ તેને રોક્યો. દોઢ હજારમાંથી હવે તેની પાસે કેવળ સાડા આઠસો જ માણસો બાકી રહ્યાં એટલે તેણે ફરી ગંગા તરફ મોં ફેરવ્યું. અયોધ્યાનાં ગામડાંના લોકોની આ વીરતા જોઈ ઇતિહાસકાર ઇન્સ લખે છે:—"કંઈ નહિ તો એ અયોધ્યાવાસીઓના યુદ્ધને તો સ્વાતંત્ર્યસંગ્રામ કહેવો જ જોઈએ."[૧]

૧૧મી ઑગસ્ટે હેવેલોકે ફરી પ્રયત્ન કર્યો પણ બશીરતગંજથી આગળ ન જ જવાયું અને તે મંગળવારમાં આવીને પડી રહ્યો.

આ દરમિયાનમાં સાગર, ગ્વાલિયર વગેરે ઠેકાણેથી નાના સાહેબને પૂરતું સૈન્ય મળી ગયું એટલે તેણે ફરી કાનપુર પર હલ્લો કર્યો અને ત્યાં એ સૈન્યનો સામનો કરવા પૂરતું લશ્કર નીલ પાસે હતું નહિ એટલે તેણે હેવેલોકને પાછો બોલાવ્યો. ૧૨મી ઑગસ્ટે હેવેલોક ફરી ગંગા ઓળંગીને કાનપુર પાછો ગયો.

હેવેલોકની આ પીછેહઠથી અયોધ્યાના લોકોમાં બમણું જોર આવ્યું. ઇન્સ લખે છે:

"તાલુકદારો એવું સમજ્યા કે અંગ્રેજો અયોધ્યા ખાલી કરી ગયા છે. એટલે તેઓ લખનૌ દરબારના બધા હુકમો પૂરેપૂરા માનવા લાગ્યા....લખનૌ દરબારે જેટલું લશ્કર એ લોકો પાસે માગ્યું હતું તે બધું એમણે લખનૌ મોકલી આપ્યું."[૨]

૧. "At least the struggle of the Odhians must be characterised as a war of Independence"—Innes' Sepoy Revolt.

૨ The Sepoy Revolt—by Innes.

ખરું જોતાં આ પ્રભાવનું શ્રેય ઉન્નાવ અને બશીરતગંજના વીર લોકોને ઘટે છે.

કાનપુર પહોંચતાંજ હેવેલોકને ખબર મળી કે નાના સાહેબે ફરી બિઠુરનો કબજો લઈ લીધો છે. ૧૭મી ઑગસ્ટે હેવેલોકે નાનાના લશ્કર પર હુમલો કર્યો. હેવેલોકને એવી ખબર મળી કે નાના સાહેબે એક મોટું લશ્કર જમનાને કિનારે કાલપીમાં ખડું રાખ્યું છે. એટલે જો હેવેલોક લખનૌ જાય તો નાના ફરી કાનપુર ઉપર હુમલો કરે. આથી ગભરાઈને તેણે કલકત્તે સંદેશો મોકલ્યો:

" અમો ભારે સંકટમાં છીએ. જો નવું લશ્કર મદદે ન આવે તો અંગ્રેજોએ લખનૌને પડ્યું મેલી અલાહાબાદ પાછા જવું પડશે. આ ભયંકર આફતનો કોઈ ઇલાજ નથી. "[1]

નાના હજી કાલપીમાં તૈયારી કરતો હતો. એવામાં ૧૫મી સપ્ટેમ્બરે સર જેમ્સ આઉટ્રમ મોટી ફોજ સાથે કલકત્તાથી આવી પણ પહોંચ્યો.

થોડું લશ્કર કાનપુરના રક્ષણને માટે રાખી બાકીના લશ્કરે ૨૧મી સપ્ટેમ્બરે લખનૌ જવા કૂચ કરી. આ વખતે અંગ્રેજી સેનાનો રંગ જુદો જ હતો. નીલ, આઉટ્રમ, કૂપર અને આયર જેવા ચાર ચાર અનુભવી સેનાપતિઓ આ વખતે હેવેલોકની મદદમાં હતા. અઢી હજાર ગોરા, એક પલટન શીખો, અને ઉત્તમ તોપો હેવેલોકે સાથે લીધાં હતાં.

અયોધ્યાની સરહદ પરના તાલુકદારોએ પણ પોતાનાં લશ્કરો

---

૧. " We are in a terrible fix. If new reinforcements do not arrive, the British army cannot escape the terrible fate of abandoning Lucknow and retreating to Allahabad. "—Havelock's message to Calcutta.

લખનૌ મોકલી આપ્યાં હતાં, તોપણ ગામડાંની પ્રજાએ ભારે વીરતાથી લડાઈ કરી એ સેનાને રોકવાનો પ્રયત્ન કર્યો. પણ આ વિશાળ સેના ગામડાં બાળતી અને લોહીની નદી વહેડાવતી ૨૩મી સપ્ટેમ્બરે લખનૌ પાસે આલમબાગ જઈ પહોંચી.

આલમબાગમાં વિપ્લવકારીઓની એક પલટન હતી. આખો દિવસ, રાત અને બીજો દિવસ પણ ખૂનખાર લડાઈ ચાલી. બરાબર એ જ વખતે દિલ્હી પડ્યાના સમાચાર આવ્યા એટલે અંગ્રેજોનો ઉત્સાહ બમણો વધ્યો.

૨૫મી સપ્ટેમ્બરે ચક્કર મારીને રેસિડન્સીએ પહોંચવાનો અંગ્રેજોએ પ્રયત્ન કર્યો અને ખૂનખાર યુદ્ધ થયું. અંગ્રેજોના ઢગલાબંધ માણસો મરવા લાગ્યા. પણ એ મરેલાના ઢગલા ઉપર થઈ અજબ વીરત્વ દાખવી અંગ્રેજો આગળ વધ્યા. જનરલ નીલની ગરદન વીંધાઈ ગઈ અને તે ઢગલો થઈને પડ્યો તોપણ અંગ્રેજો રેસિડન્સીમાં તો પહોંચી ગયા.

રેસિડન્સીમાં હર્ષની છોળો ઊછળી રહી. ૮૭ દિવસના ચાલુ ઘેરાને પરિણામે સાતસો માણસો તો મરી ચૂક્યા હતા. બાકી રહેલા ચારસો અંગ્રેજ અને પાંચસો હિંદીઓમાંના ઘણા જખમી થયેલા હતા. આ બધાને હેવેલોકના આવવાથી ભારે આનંદ થયો. પણ તે ક્ષણિક જ. કારણ હેવેલોક રેસિડન્સીમાં દાખલ થયો કે તરત જ વિપ્લવકારીઓએ પહેલાની માફક જ ઘેરો ગોઠવી દીધો. માત્ર કેદીઓની સંખ્યા પહેલાં કરતાં વધી એ જ. હેવેલોક ભારે નિરાશામાં ગરકાવ થઈ ગયો.

સર કોલિન કેમ્પબેલ નવો સેનાપતિ નિમાઈને ૧૩મી ઑગસ્ટે કલકત્તે પહોંચ્યો. મદ્રાસ, મુંબઈ, લંકા, તથા ચીનથી નવી નવી ગોરી પલટનો મંગાવવામાં આવી. કાસિમબજારના કારખાનામાં નવી તોપો ઢાળવામાં આવી. આ તૈયારીમાં કેમ્પબેલને બે માસ લાગ્યા.

આખરે ૨૭મી ઑક્ટોબરે હેવેલૉક અને આઉટ્રમ જેવા સેનાપતિઓને રેસિડન્સીની કેદમાંથી છોડાવવા અને લખનૌ પર ફરી કબજો લેવા કેમ્પબેલ કલકત્તાથી ઊપડ્યો.

સાથે સાથે એક વહાણનો કાફલો કર્નલ પોવેલ અને કેપ્ટન પીલની સરદારી નીચે કલકત્તાથી અલાહાબાદ મોકલ્યો. એને ઠેકઠેકાણે વિપ્લવકારીઓ સામે લડવું પડ્યું. એમાં એક ઠેકાણે કર્નલ પોવેલ મરણ પામ્યો.

૩જી નવેમ્બરે સર કોલિન કેમ્પબેલ કાનપુર પહોંચ્યો કેમ્પબેલે જંગી તૈયારી કરવા માંડી. તેણે બ્રિગેડિયર જનરલ ગ્રાંટની સરદારી નીચે મોટી સેના ભેગી કરવા માંડી. પેલો કાફલો પણ કાનપુર પહોંચી ગયો. દિલ્હીની અંગ્રેજી સેના પણ આ દરમિયાન સ્વતંત્ર થઈ ચૂકી હતી. જનરલ ગ્રેટહેડ એ સેનાને લઈ વિપ્લવકારીનું દમન કરતો કરતો કાનપુર આવી પહોંચ્યો.

એક અંગ્રેજ ઈતિહાસકાર લખે છે કે વિપ્લવની શરૂઆતથી તે છેક નવેમ્બર સુધી દિલ્હીની પૂર્વનો બધો પ્રદેશ વિપ્લવકારીઓના હાથમાં હતો છતાં લોકોને કંઈ કષ્ટ નહોતાં પડતાં. 'લોકો ખેતી કરતા એટલું જ નહિ, ઘણા જિલ્લાઓમાં તો એટલી વિશાળ પ્રમાણમાં કરતા હતા કે જેથી વધારે તેમણે કદી કરી ન હતી. વસ્તુતઃ પોતાની જરૂરિયાતો પૂરી પાડ્યા ઉપરાંત બીજા કોઈ પણ પ્રકારનો જુલમ પોતાના દેશબંધુઓ ઉપર કરવાની વિપ્લવકારીઓની હિંમત જ ચાલતી નહોતી.."[1]

---

1. "The people not only cultivated but in many districts as extensively as ever. In fact beyond supplying their necessity the rebels did not venture to assume the character of tyrants of the country."

—Narative of the Indian Revolt.

સૌથી પહેલાં જનરલ ગ્રાંટ આ નવી વિશાળ સેનાને લઈને આલમબાગ પહોંચ્યો. કાનપુર અને કાલપીની વચ્ચે નાના સાહેબના બળવો હજી ચાલુ જ હતા એટલે કેમ્પબેલે થોડા ગોરા અને થોડા શીખો સાથે વિંડહેમને કેટલીક તોપો આપી કાનપુરનું રક્ષણ કરવા ત્યાં રાખી પોતે જનરલ ગ્રાંટની પાછળ ગંગા નદી ઓળંગી ૯મી નવેમ્બરે આલમબાગ પહોંચી ગયો.

રેસિડન્સીમાંના અંગ્રેજો સાથે તો આ વખતે પત્રવ્યવહાર પણ અશક્ય હતો. કેમ્પબેલે કેવેના નામના એક અંગ્રેજનું મોં કાળું રંગીને એક હિંદુસ્તાની જાસૂસની સાથે રેસિડન્સીમાં મોકલ્યો. કેવેનાએ પાછા આવીને બધી અંદરની વાત કહી સંભળાવી.

૧૪મી નવેમ્બરે કેમ્પબેલે રેસિડન્સી તરફ વધવું શરૂ કર્યું. હેવેલોક અને આઉટ્રમે વિપ્લવકારીઓ ઉપર અંદરથી હુમલો કર્યો, અને કેમ્પબેલે બહારથી. કંપનીની સેનામાં આ વખતે હેવેલોક, આઉટ્રેમ, પીલ, ગ્રેટહેડ, દિલ્હીનો પ્રખ્યાત હડસન, હોપગ્રાંટ, આયર અને ખુદ કમાન્ડર ઇન ચીફ સર કોલિન કેમ્પબેલ જેવા જબરદસ્ત સેનાપતિઓ ઉપરાંત ઇંગ્લંડ, ચીન વગેરે ઠેકાણેથી નવી આવેલી અંગ્રેજ પલટનો અને દિલ્હીની અનુભવી શીખ અને ગોરી પલટનો સામેલ હતી.

૧૬મીએ આ સેનાએ સિકંદરબાગ ઉપર ચઢાઈ કરી. ખૂનખાર લડાઈ થઈ. કંપનીની સેનાએ વીરત્વ બતાવવામાં કાંઈ મણા ન રાખી. જનરલ કૂપર અને લમ્સ્ડેન પડ્યા. પણ પોતાના સાથીઓની લાશ ઉપર થઈને શીખો અને અંગ્રેજો સિકંદરબાગમાં પહોંચી ગયા. સિકંદરબાગની અંદરના હિંદીઓએ કેવી અદ્ભુત વીરતાથી બચાવ કર્યો તેનું વર્ણન માલેસન નીચે પ્રમાણે કરે છેઃ

"આ વાડા (સિકંદરબાગ) પર કબજો લેવાને જે યુદ્ધ થયું તે ભારે ખૂનખાર હતું અને જીવતે હથેલી પર લઈને ખેલાયેલું

હતું. વિપ્લવકારીઓએ પોતાના પ્રાણ હોડમાં મૂકી પૂરી વીરતાથી યુદ્ધ કર્યું. આપણી સેના માર્ગ ચીરતી અંદર ઘૂસી ગઈ તોપણ યુદ્ધ પૂરું ન થયું. એકએક ઓરડાને માટે, એકએક પગથિયાને માટે, તથા મિનારાના એકએક ખૂણાને માટે લડાઈ ચાલુ રહી. કોઈએ દયા માગી પણ નહિ, કોઈએ કરી પણ નહિ. આખરે જ્યારે ચઢાઈ કરનારી સેનાએ સિકંદરબાગ પર કબજો કરી લીધો ત્યારે બે હજારથી વધુ વિપ્લવકારીઓની લાશોના ઢગલા ચારે કોર ખડકાયલા હતા. કહે છે કે સિકંદરબાગના રક્ષણને માટે જેટલા માણસો નક્કી કરવામાં આવ્યા હતા તેમાંથી કેવળ ચાર જ જણે પોતાની જગા છોડી પીઠ બતાવી. પણ આ ચારની વાત પણ શંકાસ્પદ જ છે."[૧]

લખનૌનો સિકંદરબાગ તે દિવસે શબ્દશઃ લોહીનું તળાવ બની ગયો.

ત્યારબાદ ચોવીસ કલાક સુધી દિલખુશબાગ, આલમબાગ અને શાહનજફમાં ભયંકર લડાઈ ચાલુ રહી. બીજે દિવસે મોતીમહલમાં પણ એવી જ ખૂનખાર લડાઈ થઈ. ૨૪મી નવેમ્બર સુધી આમ ચાલ્યું. પણ દિલ્હી પડવાના સમાચારથી અંગ્રેજોનું જોર વધી ગયું હતું અને ઘણા વિપ્લવકારી નેતાઓનાં મન હતાશ થઈ ગયાં હતાં. આખરે ૨૩મીએ રેસિડન્સીની અંદરની અને બહારની સેના ભેગી થઈ ગઈ.

લખનૌનું આખું શહેર તે વખતે લોહીના સાગરમાં તરતું હોય એમ લાગતું હતું. રેસિડન્સીમાંના અંગ્રેજોનો કેદમાંથી છુટકારો થયો પણ આખું શહેર હજી વિપ્લવકારીઓને હાથ હતું. એટલામાં ૨૪મી નવેમ્બરે જનરલ હેવેલૉકનું મૃત્યુ થયું. સર કૉલીન કૅમ્પબેલે

૧. G. B. Malleson's **Indian Mutiny**, vol. iv, p. 132.

રેસિડન્સી છોડીને આલમબાગમાં પોતાની સેના અને તોપો ભેગાં કર્યાં, આઉટ્રૅમને ત્યાંનો સેનાપતિ નીમ્યો અને લખનૌ શહેર પર હુમલો કરવાની તૈયારી શરૂ કરી. એટલામાં કૅમ્પબેલને ખબર મળ્યા કે નાના સાહેબના પ્રસિદ્ધ મરાઠા સેનાપતિ તાત્યા ટોપેએ કાનપુરની અંગ્રેજસેનાને હરાવીને ફરી તે શહેર ઉપર કબજો કર્યો છે. એટલે આઉટ્રૅમને લખનૌ માટે રાખી કૅમ્પબેલ પોતે કાનપુર જીતવા ઊપડ્યો. આપણે પણ એનો જ પીછો પકડીએ.

જરા પાછળ નજર નાખી લઈએ. ૧૬ મી જુલાઈએ જનરલ હૅવેલૉકની સેનાએ અલ્લાહાબાદથી આવી કાનપુરનો ફરી કબજો લીધો. ૧૭મી જુલાઈની સવારે નાના સાહેબ પોતાના ભાઈ બાલા સાહેબ અને ભત્રીજા રાવ સાહેબ, સેનાપતિ તાત્યા ટોપે, ઘરની સ્ત્રીઓ અને ખજાનો લઈને બિઠૂરથી-ફતેહગઢ ગયો. નાના જનરલ હૅવેલૉક પર હુમલો કરવાની તૈયારી કરતો હતો. તાત્યા ટોપેને તેણે શિવરાજપુર મોકલ્યો. શિવરાજપુર જઈ તેણે કંપનીની ૪૨મી પલટનને પોતાના પક્ષમાં લીધી અને હૅવેલૉક લખનૌ જવાનો વિચાર કરતો હતો તેવામાં બિઠૂર કબજે કરી તેના ઉપર પાછળથી હુમલો કર્યો. આથી હૅવેલૉકે લખનૌ જવાનો વિચાર છોડી પીછેહઠ કરી. ૧૬મી ઑગસ્ટે હૅવેલૉકે તાત્યા ટોપેને હરાવ્યો. તાત્યા બચેલું લશ્કર લઈ નાના પાસે ફતેહગઢ ગયો. ત્યાર બાદ ગ્વાલિયર પહોંચ્યો. ગ્વાલિયરની પાસે મુરારની છાવણીમાં સિંધિયાની વિશાળ સબસીડિયરી સેના હતી તેમાં, પાયદલ પલટનો, સવારો અને તોપો હતાં. ગુપ્ત રીતે તાત્યા ટોપેએ આ આખી સેનાને વિપ્લવમાં, ભેળવી લીધી. એ સેનાને સાથે લઈને તે કાલપી આવ્યો. કાલપીનો કિલ્લો જમનાને સામે કાંઠે કાનપુરથી ૪૬ માઈલને અંતરે આવેલો છે, અને યુદ્ધની દૃષ્ટિએ અત્યંત મહત્ત્વનો ગણાય છે. ૯મી નવેમ્બરે તાત્યા ટોપેએ કાલપી કબજે કર્યું. નાનાએ હવે

કાલપીને જ પોતાનું મુખ્ય કેન્દ્ર બનાવ્યું. ૧૦મી એ બાલા સાહેબને ત્યાં મૂકી તાત્યા ફરી વાર કાનપુર તરફ વળ્યો.

જનરલ વિન્ડહેમ આ વખતે કાનપુરમાં હતો. ૧૯મી એ તાત્યા ટોપેએ વિન્ડહેમને ઘેરી લીધો અને તેને બહારથી સરસામાન મળતો અટકાવી દીધો. ૨૬મી નવેમ્બરે પાંડુ નદીને કાંઠે વિન્ડહેમે તાત્યાને ભારે માર માર્યો. પણ આથી તાત્યા ટોપે લગારે ઢીલો થયો નહોતો. ધીરજ, પરાક્રમ, સ્ફૂર્તિ અને બીજાને પોતાના પક્ષમાં લેવાની શક્તિમાં તે અદ્વિતીય હતો. બીજે દિવસે તાત્યા ટોપેએ વિન્ડહેમને ત્રણ બાજુથી ઘેરી લીધો અને પાછળ હઠાવવા માંડ્યો. હઠાવતાં હઠાવતાં અરધું કાનપુર તાત્યાના હાથમાં આવ્યું. ત્રણ દિવસના સતત સંગ્રામ પછી કાનપુરનો પૂરો કબજો તાત્યા ટોપેના હાથમાં આવ્યો અને વિન્ડહેમ સખત હાર ખાઈ ભાગી ગયો. ઘણા અમલદારો ખપી ગયા. આ હારનું વર્ણન કરતાં એક અંગ્રેજ અમલદાર લખે છે:

"આજની લડાઈનું વર્ણન વાંચી તમને આશ્ચર્ય થશે... જે હિંદીઓને આપણે તુચ્છ ગણીએ છીએ અને ચીડવીએ છીએ, તેમણે અંગ્રેજસેના પાસે તેની છાવણી, સામાન અને યુદ્ધક્ષેત્ર છીનવી લીધાં! ફિરંગીઓ પિટાઈ ગયા એવું કહેવાનો આજે હવે દુશ્મનોને હક્ક મળ્યો. આ હારેલા ફિરંગીઓ ખાઈઓમાં ભાગી આવ્યા,...તેમનો સરસામાન લઈ લીધો, ઊંટ, હાથી, ઘોડા અને નોકરો તેમને છોડીને ભાગી ગયાં. આ બધું અત્યંત શોકજનક અને લજ્જાસ્પદ છે."[૧]

આ હારથી ગભરાઈને સર કૉલિન કૅમ્પબેલે લખનૌ છોડ્યું હતું. તાત્યા ટોપેને ખબર પડતાં વેંત જ તેણે સર કૉલિનને

૧ Charles Ball's Indian Mutiny, vol. ii. p. 190

માર્ગમાં જ રોકવા માટે ગંગાનો પુલ તોડી નાખ્યો અને તોપો ગોઠવી દીધી. તોપણ સર કોલિન કૅમ્પબેલ આંખ ચુકાવી બીજે ઠેકાણેથી ગંગા ઊતરી ૩૦મી નવેમ્બરે કાનપુર નજીક પહોંચી ગયો. એ દરમિયાન નાના સાહેબ પણ તાત્યા ટોપેની મદદે કાનપુર પહોંચી ગયો હતો.

તાત્યા ટોપેએ ગંગાના કિનારા ઉપર જ કૅમ્પબેલની સેનાને જઈને ઘેરી લીધી. ૧લી ડિસેમ્બરથી ૬ઠી ડિસેમ્બર સુધી ભારે ખૂનરેજી ચાલી. આખરે તાત્યા ટોપેને હઠી જવું પડ્યું અને કાનપુર અંગ્રેજોને હાથ ગયું. તાત્યા ટોપે બાકી રહેલું લશ્કર અને તોપો લઈને દક્ષિણ તરફ નીકળી પડ્યો. અંગ્રેજોએ તેની પૂંઠ પકડી. શિવરાજપુર આગળ ફરી લડાઈ થઈ, તેમાં તાત્યા ટોપેની કેટલીક તોપો પણ અંગ્રેજોને હાથ આવી છતાં તાત્યા ટોપે પોતે સેના સહિત કાલપી તરફ ચાલ્યો ગયો અને અંગ્રેજો કાનપુર પાછા ફર્યા. આ વખતે સર કોલિન કૅમ્પબેલે બિઠૂરના મહેલોને જમીનદોસ્ત કરી નાખ્યા.

દિલ્લી પડ્યું ત્યાર પછી ઘણી ખરી વિપ્લવકારી સેના અયોધ્યા અને રોહીલખંડમાં જમા થતી હતી. એ જ પ્રદેશ હવે વિપ્લવનો સૌથી મહત્ત્વનો ગઢ બનતો જતો હતો. એ પ્રદેશ જીતવા પહેલાં અયોધ્યાની પશ્ચિમનો દિલ્લીની પૂર્વમાં આવેલો બધો પ્રદેશ પૂરેપૂરો કબજે કરવો જરૂરી હતો. કેટલાય અંગ્રેજ સેનાપતિઓ એ કામ માટે જુદી જુદી દિશાઓમાં નીકળી પડ્યા હતા, અને નીલ, હેવેલોક અને ગ્રેટહેડને પગલે ચાલી લોકોને રંજાડતા હતા. આ બધામાં ઇટાવા અને ફરુખાબાદના બનાવ વિશેષ ધ્યાન ખેંચે એવા છે. ૧૮મી ડિસેમ્બરે જનરલ વોલપોલ થોડું લશ્કર લઈને કાનપુરથી ઉત્તર તરફ આગળ વધ્યો. રસ્તામાં વિપ્લવકારીઓ સાથે કેટલીક નાની નાની લડાઈઓ થઈ. ઇટાવાની પાસે રસ્તા પર એક નાનું

સરખું મકાન હતું. એની છતમાં અને દીવાલોના કાણુમાં બંદૂકો ગોઠવેલી હતી. એ મકાનમાં કેવળ પચીસ વિપ્લવકારીઓ હતા. વોલપોલની પાસે રીતસરનું લશ્કર અને કેટલીક તોપો પણ હતી. તોપણ આ ૨૫ માણસોએ યુદ્ધ કર્યા વિના તેને આગળ વધવા ન દીધો. વોલપોલે એ લોકો સાથે સલાહ કરવા માંડી પણ એ લોકોએ માન્યું નહિ. તેમને તોપોનો ડર બતાવવામાં આવ્યો પણ વ્યર્થ. ઇટાવાના આ પચીસ વીરો અને બાકીના બનાવ વિષે ઇતિહાસકાર માલેસન લખે છેઃ—

"એ લોકો સંખ્યામાં બહુ થોડા હતા, એમની પાસે માત્ર સામાન્ય બંદૂકો હતી, પરંતુ તેઓમાં એક પ્રકારનો ઉત્સાહ હતો જે આતતાયીઓના ઉત્સાહ કરતાં પણ વધુ ભયંકર હતો. તેમણે પોતાના પવિત્ર ધ્યેયને માટે શહીદ બનવાનો સંકલ્પ કરી લીધો હતો......તેમના મકાનમાં હાથે બોમ્બ ફેંકવામાં આવ્યા. બહાર ઘાસ બાળી તેમને ધુમાડાથી ગુંગળાવવાનો પ્રયત્ન કર્યો કે એથી પણ તેઓ બહાર આવે. પરંતુ બધું વૃથા ગયું. કાણાં-માંથી એ બળવાખોરો પોતાના દુશ્મનો પર જોરથી અને એકધારો ગોળીનો વરસાદ વરસાવતા રહ્યા, અને તેમને ત્રણ કલાક સુધી રોકી રાખ્યા. આખરે તે મકાન ઉડાવી દેવાનો નિશ્ચય કરવામાં આવ્યો......મકાનના ઊડી જવાથી એ લોકોને જે યશની અભિલાષા હતી તે તેમને મળી ચૂકયો. તેઓ શહીદ બની ગયા. અને તેઓમાંનો એકેએક માણસ તેજ મકાનના ખંડિયેરમાં દફનાઈ ગયો."[૧]

ફરુખાબાદના નવાબે સ્વતંત્રતા જાહેર કરી હતી એટલે વોલપોલ, સીટન અને ખુદ કેમ્પબેલે ફરુખાબાદની રાજધાની ફતેહગઢને ત્રણ બાજુથી ઘેરી લેવી એવું નક્કી થયું. કેટલાય દિવસો સુધી દારુણ યુદ્ધ ચાલ્યું. આખરે ૧૪મી જાન્યુઆરી ૧૮૫૮ને રોજ

૧ Malleson's Indian Mutiny.

ફતેહગઢ પડ્યું. નવાબને કેદ કરવામાં આવ્યો. ઇતિહાસકાર ફોર્બ્સ મિચેલ લખે છે કે આ મુસલમાન નવાબને ફાંસી દેવા પહેલાં તેના આખા શરીરે સુઅરની ચરબી ચોપડવામાં આવી હતી અને ભંગીઓ પાસે ફટકા મરાવવામાં આવ્યા હતા.[1] નાના સાહેબનો એક મુખ્ય સેનાપતિ નાદિરખાં પણ અહીં જ કેદ પકડાયો અને તેને પણ ફાંસી દેવામાં આવી. ચાર્લ્સ બૉલ લખે છે કે ફાંસી પર ચડતી વખતે નાદિરખાંએ "હિંદુસ્તાનના લોકોને સોગંદ દીધા કે તેમણે તલવાર ખેંચીને અને અંગ્રેજોને બહાર હાંકી કાઢીને પોતાની સ્વાધીનતા ફરી સ્થાપવી.[2]

આ જ અરસામાં દિલ્હીમાં ફરીવાર નવું ચેતન જણાવા લાગ્યું. એવી અફવા ઊડી કે નાના સાહેબ બહાદુરશાહને કેદમાંથી છોડાવવાને દિલ્હી આવે છે. ચાર્લ્સ બૉલ લખે છે કે આ ઉપરથી બહાદુરશાહ પર ચોકી કરનાર અંગ્રેજોને એવા છૂપા હુકમ આપવામાં આવ્યા હતા કે જો સાચે જ નાના સાહેબ દિલ્હી નજીક આવી પહોંચે તો તમારે તરત જ વૃદ્ધ બાદશાહને ગોળીથી ઉડાવી દેવો.[3] દિલ્હીથી અલાહાબાદ સુધીનો જમનાના કાંઠા પરનો લગભગ બધો પ્રદેશ પાછો અંગ્રેજોના હાથમાં આવી ગયો હતો, એટલે સર કૉલિન કેમ્પબેલને હવે રોહીલખંડ અને અયોધ્યા પાછાં જીતવાનાં બાકી રહ્યાં હતાં.

---

૧ "... I know that he was first smeared over with pig's fat, flogged by sweepers and then hanged." **Reminiscences of the great Mutiny** by William Forbes Mitchell. p. 169.

૨ Charles Ball's **Indian Mutiny**, vol. ii. p. 232.

૩ Charle's Ball's **Indian Mutiny**, vol. ii, p. 184.

## લખનૌ પડયું

લખનૌ જ આ સમયે વિપ્લવનું મુખ્ય કેન્દ્ર હતું. ૨૩મી ફેબ્રુઆરી ૧૮૫૮ને દિવસે કેમ્પબેલે ૧૭,૦૦૦ પાયદળ, લગભગ ૫,૦૦૦ સવાર અને ૧૩૪ તોપો સાથે કાનપુરથી લખનૌ તરફ કૂચ કરી. આ સેનામાં મોટે ભાગે અંગ્રેજો, શીખ અને થોડા પંજાબી હતા. રસલ લખે છે કે આ સેનાએ માર્ગમાં અનેક ગામો દારૂગોળાથી ઉડાવી દીધાં.

પણ આ વિશાળ સેના પણ લખનૌ ફરી કબજે કરવા માટે પૂરતી ન લાગી. પશ્ચિમ તરફથી એ સેના અને પૂર્વ તરફથી એક વિશાળ ગુરખા સેના સેનાપતિ જંગબહાદુરની સરદારી નીચે લખનૌ તરફ ધસી રહી હતી.

વિપ્લવની શરૂઆતમાં જ અંગ્રેજોએ નેપાળ દરબાર પાસે મદદની માગણી કરી હતી એ વાત કહેવાઈ ગઈ છે. નેપાળ યુદ્ધ વખતે અયોધ્યાના નવાબે કંપનીને લગભગ અઢી લાખ રૂપિયાની મદદ કરી હતી એ નેપાળીઓને ખટક્યા કરતું હોય એમ બનવાનો પૂરો સંભવ છે અને અયોધ્યા ઉપર તેનો બદલો લેવાનો આ ઠીક પ્રસંગ મળ્યો છે એમ તેમને લાગ્યું હોય તો નવાઈ નહિ. સૌ પહેલાં ઓગસ્ટ ૧૮૫૭માં ત્રણ હજાર ગુરખાનું લશ્કર પૂર્વમાં આજમગઢ અને જૌનપુર ઉપર ઊતરી આવ્યું હતું. પણ વિપ્લવકારી નેતાઓ મોહમ્મદ હુસેન, બેની માધવ અને રાજા નાદિરખાએ સફળતાપૂર્વક એ સેના સામે ટક્કર ઝીલી પૂર્વ અયોધ્યાનું રક્ષણ કર્યું હતું.

૨૩મી ડિસેમ્બર ૧૮૫૭ને રોજ નવી ગુરખા સેના જંગબહાદુરની સરદારી હેઠળ પૂર્વ તરફથી લખનૌ ઉપર ધસી. એ ઉપરાંત તે જ બાજુએથી બીજી બે સેનાઓ કંપનીના જનરલ ફ્રેન્ક્સ અને જનરલ રોક્રાફ્ટની સરદારી નીચે લખનૌ તરફ વધી. ૨૫મી ફેબ્રુઆરી ૧૮૫૮ને દિવસે એ ત્રણે વિશાળ સેનાઓ ઘાગરા નદી ઓળંગી અંબરપુર પહોંચી.

પૂર્વ તરફનો પ્રદેશ જીતતી જીતતી આ સેના ૧૧મી માર્ચ ૧૮૫૮ના રોજ લખનૌ પાસે કેમ્પબેલની વિશાળ સેનાને આવી મળી.

લખનૌ શહેરમાં નવેમ્બર ૧૮૫૭થી માર્ચ ૧૮૫૮ સુધી સ્વતંત્રતાનું યુદ્ધ સતત ચાલ્યા કરતું હતું. અયોધ્યાની પ્રજાનો મોટો ભાગ અને ત્યાંના બધા રાજાઓ, જમીનદારો અને તાલુકદારો સાચા ઉત્સાહથી યુદ્ધમાં સામેલ થયા હતા. લૉર્ડ કેનિંગે સર જેમ્સ આઉટ્રેમને એક પત્રમાં લખ્યું હતું કે જે રાજાઓ અને તાલુકદારો અંગ્રેજો વિરુદ્ધ આ યુદ્ધમાં ભાગ લઈ રહ્યા છે તેમાંના કંઈ નહિ તોયે ઘણાખરા તો એવા હતા કે જેઓને પોતાને અંગ્રેજ રાજ્યથી નુકસાન નહિ પણ લાભ જ થયો હતો, તોપણ એ લોકો એ વખતે અંગ્રેજી રાજ્યના કટ્ટા દુશ્મન થયા હતા અને નવાબ બિરજીસ કદર તથા બેગમ હજરતમહલને માટે પોતાનું સર્વસ્વ હોમવાને તૈયાર થયા હતા. તેઓ પોતાના દેશ અને રાજાને માટે સ્વદેશભક્તિના ભાવથી પ્રેરાઈને ઝૂઝતા હતા.[1]

લખનૌમાં વિપ્લવનો નેતા મૌલવી અહમદશાહ હતો. અહમદશાહની લાયકાત વિષે ઇતિહાસકાર હોમ્સ લખે છેઃ

"ફૈઝાબાદનો મૌલવી અહમદુલ્લા એક એવો પુરુષ હતો જે પોતાના જુસ્સા અને શક્તિને લીધે મહાન પ્રવૃત્તિને ચલાવવા માટે અને વિશાળ સેનાને દોરવા માટે યોગ્ય હતો." મૌલવી જો કે હૈદર કે શિવાજીને તો ન પહોંચે પણ બળવામાં આપણી સામે લડનારાઓમાં એ જ સૌથી વધુ દૃઢ નિશ્ચયી માણસ હતો.[2]

૧ Engaged in a patriotic war for their country and their sovereign."—Russell's Diary, p. 275.

૨ "... A Man fitted both by high spirit and his capacity to support a great cause and to command a great army. This was Ahmadullah—the

પણ લખનૌમાં પણ ધીમે ધીમે અવ્યવસ્થા પેસી ગઈ હતી. અને પ્રતિસ્પર્ધાને લીધે અહમદશાહના હુકમોનું પણ જોઈએ એવું પાલન થતું નહોતું. કેમ્પબેલ પહોંચ્યો તે પહેલાં સર જેમ્સ આઉટ્રેમ ચાર હજારના લશ્કર સાથે આલમબાગમાં હાજર હતો. અહમદશાહે કેટલીય વાર આઉટ્રેમ ઉપર હલ્લો કરી તેની સેનાને ખતમ કરી નાખવાનો વિચાર કર્યો પણ તેની હિંમત કેમે કરી ચાલી જ નહિ. પ્રતિસ્પર્ધાનું જોર દિવસે દિવસે વધતું જતું હતું. એક વાર તો કહે છે કે બેગમે અહમદશાહને કેદ પણ કરવો પડ્યો હતો, પણ તે લોકોમાં અને લશ્કરમાં સર્વપ્રિય હતો એટલે ફરી છૂટ્યો. ત્યારબાદ કેમ્પબેલની સેના લખનૌ આવી પહોંચી. અહમદશાહે ફરી સરદારી સ્વીકારી.

૧૫મી જાન્યુઆરી ૧૮૫૮ની લડાઈમાં અહમદશાહના એક હાથમાં ગોળી વાગી. ૧૭મીએ વિપ્લવકારીઓનો એક મુખ્ય સેનાપતિ વિદેહી હનુમાન ઘાયલ થઈને પડ્યો અને તે જ વખતે રાજા બાળકૃષ્ણસિંહનું મૃત્યુ પણ થયું, ૧૫મીનો ઘા જરા સાજો થતાં અહમદશાહ ફરી મેદાનમાં ઊતર્યો. થોડા સમય બાદ ખુદ બેગમ હજરત મહલે હથિયાર બાંધી ઘોડેસ્વાર થઈ યુદ્ધક્ષેત્રમાં ઝૂકાવ્યું. પણ આવા કટોકટીના પ્રસંગે પણ પ્રતિસ્પર્ધા ગઈ નહિ.

શહેરમાં વિપ્લવકારીઓ પાસે ત્રીસ હજાર હિંદુસ્તાની સિપા-

---

Maulvi of Fyzabad."—Holme's **History of the Indian Mutiny**, p. 437.

"...the Maulvi, who thought not the equal of Hyder and Shivaji, was probably the most capable, as he was certainly the most determined of the men who fought against us in the Indian Mutiny."—Ibid. p. 523.

ઈઓ અને પચાસ હજાર હથિયાર બંધ સ્વયંસેવકો હાજર હતા.[1] એકેએક ગલી અને એકેએક બજારમાં નાકાબંદી અને મોરચાબંદી થઈ રહી હતી. ઘેરઘેર દીવાલમાં બંદૂક માટે કાણાં કરવામાં આવ્યાં હતાં. દરેક મોરચા ઉપર તોપો ગોઠવાઈ હતી. મહેલની ચારે બાજુએ તોપો હતી. શહેરની ત્રણ બાજુ મજબૂત કિલ્લો અને ઉત્તરમાં ગોમતી નદી હતી.

બીજી બાજુ આઉટ્રેમ પાસે તે વખતે ગોરું અને હિન્દુસ્તાની મળીને લગભગ ચાળીસ હજાર જેટલું કસાયલું લશ્કર હતું. અત્યાર સુધી અંગ્રેજોએ ઉત્તર તરફથી એક હુમલો કર્યો નહોતો. પહેલવહેલો આઉટ્રેમે ૬ઠી માર્ચ ૧૮૫૮ને રોજ તે તરફથી હુમલો કરવાની તૈયારી શરૂ કરી. સર કૉલિન કૅમ્પબેલ આવી પહોંચ્યા પછી પૂર્વ અને ઉત્તર બંને બાજુથી હુમલા થવા માંડ્યા. ૬ઠીથી ૧૫મી માર્ચ સુધી ભારે ખૂનખાર લડાઈ ચાલી. ત્રીજી વાર લખનૌની શેરીઓમાં લોહીની નદીઓ ખળખળવા લાગી. અને દિલ્લીની માફક લખનૌ પણ પડ્યું. એક પછી એક એમ દિલખુશ બાગ, કદમ રસૂલ, શાહનજફ, બેગમકોઠી વગેરે કિલ્લાઓ ઉપર અંગ્રેજોએ કબજો કર્યો. ૧૦મી માર્ચે દિલ્લીના શાહજાદાઓને મારનાર હડસન ખપી ગયો. ૧૪મી માર્ચે અંગ્રેજી લશ્કરે લખનૌના મહેલમાં પ્રવેશ કર્યો. આ વિજયનો યશ મુખ્યત્વે કરીને શીખોને અને દસમી પલટનને મળવો જોઈએ એમ ઇતિહાસકાર વિલસનનું કહેવું છે.

બેગમ હજરત મહલ, નવાબ બિરજીસ કદર અને મૌલવી અહમદશાહ—ત્રણે જણ શહેર છોડી ચાલ્યાં ગયાં. અહમદશાહે થોડું ચક્કર ખાઈ પોતાના મુઠ્ઠીભર માણસો સાથે ફરી એકવાર બીજી બાજુથી શહેરમાં પ્રવેશ કર્યો. લખનૌના શહાદતગંજ મહોલ્લામાં તેણે મોરચા માંડ્યા. તેની પાસે માત્ર બે જ તોપો રહી

1 Sir Hope Grant.

હતી પણ તે દિવસે તેણે જે વીર્ય દાખવ્યું તેનાં વખાણ દરેકે દરેક અંગ્રેજ ઇતિહાસકાર પણ કરે છે. પરંતુ જીતવાની આશા ન રહેતાં તે બને એટલું નુકસાન કરી ફરી ભાગી ગયો. અંગ્રેજોએ ૬ માર્ચ સુધી તેનો પીછો પકડ્યો પણ તે હાથ ન આવ્યો. લખનૌ પર અંગ્રેજોનો પૂરો કબજો થઈ ગયો. લખનૌ પડ્યા પછી ત્યાં અંગ્રેજોએ લૂંટ અને સાર્વત્રિક સંહાર ચલાવ્યાં એમ કહીએ તો ચાલે. એ હત્યાકાંડમાં કોઈ પ્રકારનો વિવેક જાળવવામાં આવ્યો ન હતો.[1]

લોકો ઉપર જે ક્રૂર અત્યાચારો થયા તેનો એક નમૂનો રસલે પોતાના પુસ્તકમાં આપ્યો છેઃ

"કેટલાક સિપાઈઓ હજી જીવતા હતા અને તેઓને દયાથી મારવામાં આવ્યા. પણ તેઓમાંના એકને ઘર બહારનાં રેતીનાં મેદાન ઉપર ઘસડી જવામાં આવ્યો. તેને એક સવડભરી જગ્યાએ પગ પકડીને ઢસરડી જવામાં આવ્યો. કેટલાક અંગ્રેજોએ તેના મોં અને શરીરમાં સંગીનો ભોંકી તેને ત્યાં ને ત્યાં જડી રાખ્યો અને બાકીના ચિતા માટે લાકડાં લેવા ગયા. જ્યારે બધું તૈયાર થયું એટલે આ માણસને જીવતો ને જીવતો શેકી નાખવામાં આવ્યો! આ બધાય અંગ્રેજો હતા અને કેટલાય અમલદારો પણ આ જોતા હતા પણ કોઈયે વચ્ચે પડવા આવ્યો નહિ! આ હીનભાગીએ અરધા બળ્યા પછી નાસી જવાનો પ્રયત્ન કર્યો એટલે તો આ નારકી ક્રૂરતાની ભયંકરતા વધી ગઈ. એકાએક પ્રયત્ન કરીને તે ચિતા ઉપરથી કૂદી પડ્યો. તેના શરીરનું માંસ હાડકાંઓએ લટકી રહ્યું હતું. આ દશામાં તે થોડે દૂર સુધી દોડ્યો પણ તરત જ તેને પકડી લેવામાં આવ્યો અને પાછો આણી આગ ઉપર મૂક્યો અને

---

[1] Lieut. Majendie's Up among the Pandies, p. 195, 196.

રાખ થઈ ગઈ ત્યાં સુધી સંગીનો વડે દબાવી રાખ્યો.[૧]

આની સાથે બેગમ હજરતમહલે અંગ્રેજ કેદીઓ સાથે રાખેલો વર્તાવ સરખાવવા જેવો છે. શરૂઆતના દિવસોમાં જ્યારે લખનૌમાં વિપ્લવકારીઓનું જોર ભારે હતું, ત્યારે કેટલાક અંગ્રેજ પુરુષો અને સ્ત્રીઓ કેદ પકડાયેલાં હતાં. પણ છ મહિના સુધી એમના જાન પર કોઈએ હુમલો કર્યો નહિ. જ્યારે કંપનીના લશ્કરે શહેરમાં દાખલ થઈ દોષી નિર્દોષી સહુનો સંહાર કરવાનું શરૂ કર્યું ત્યારે કેટલાક ક્રોધે ભરાયેલા વિપ્લવકારીઓએ મહેલમાં જઈને બેગમને વિનંતિ કરી કે અંગ્રેજ કેદીઓને અમારે હવાલે સોંપી દો. બેગમે સાત આઠ અંગ્રેજ પુરુષોને સોંપ્યા, અને તેમને

૧ Some of the Sepoys were still alive and they were mercifully killed; but one of their number was dragged out to the sandy plain outside the house; he was pulled by his legs to a convenient place, where he was held down, pricked in the face and body by the bayonets of some of the soldiery, while others collected fuel for a small pyre; and when everything was ready—the man was roasted alive! These were Englishmen, and more than one officer saw it; no one offered to interfere! The horrors of this infernal cruelty were aggravated by the attempt of the miserable wretch to escape when half burnt to death. By a sudden effort, he leaped away and, with the flesh of his body hanging from his bones, ran for a few yards ere he was caught brought back, put on the fire again, and held there by bayonets, till his remains were consumed!"—Russell's Diary, p. 302.

તરત જ ગોળીએ દઈ દેવામાં આવ્યા; પરંતુ જ્યારે વિપ્લવકારીઓએ અંગ્રેજ સ્ત્રીઓને મારી નાખવાની હઠ પકડી ત્યારે બેગમે ના પાડી. ચાર્લ્સ બોલ લખે છેઃ

" સ્ત્રીઓની બાબતમાં એ સોકાની માગણી પૂરી કરવાનો બેગમે સાફ ઇન્કાર કર્યો. બેગમે તરત જ એ અંગ્રેજ સ્ત્રીઓને મહેલના જનાનખાનામાં પોતાના રક્ષણમાં લઈ લીધી. આ કામ ખરેખર સ્ત્રીજાતિનું ગૌરવ વધારનારું છે. "[૧]

કંપનીના લશ્કરે મહેલમાં ઘૂસીને પણ લૂંટ અને કત્લેઆમ ચાલુ જ રાખ્યાં. મહેલની કેટલીય સ્ત્રીઓએ મારી નાખવામાં આવી. બાકીની કેદ પકડાઈ. આ સ્ત્રીઓને પણ આ રાષ્ટ્રીય પ્રવૃત્તિની પવિત્રતા અને અંતિમ વિજયની પૂરેપૂરી ખાતરી હતી. એક દિવસ કેદી સ્ત્રીઓના અંગ્રેજ પહેરાવાળાએ હસીને કહ્યું કે હવે તો આ લડાઈ પૂરી થઈ ગઈ છે એવું તમો નથી માનતા? સ્ત્રીઓએ જવાબ આપ્યોઃ—" ના, ઊલટા અમોને તો પૂરેપૂરા વિશ્વાસ છે કે આખરે તમારી જ હાર થવાની છે."[૨]

લખનૌ પડ્યું પણ અયોધ્યાના કેટલાક ભાગોમાં અને હિન્દુસ્તાનના બીજા પ્રાંતોમાં તો યુદ્ધ ચાલુ જ રહ્યું.

## બિહાર-રાજા કુંવરસિંહ

જો કે બિહારમાં પઙનું સંગઠન અયોધ્યા કે દિલ્હી જેવું નહોતું

૧ " To the honour of womanhood, the demand was *imperatively* refused by the Begum *so far* as the females were concerned, and they were immediately taken under her care in the Zenana of the palace."— Charles Ball's **Indian Mutiny** vol. ii, p. 94.

૨ **Narrative of the Indian Mutiny**, p. 338. Russell's **Diary**, p. 400.

તોપણ ત્યાં કેટલાંક મહત્ત્વનાં કેન્દ્રો હતાં. ખાસ કરીને પટનામાં એક જબરદસ્ત કેન્દ્ર હતું. તેની શાખાઓ પ્રાંતમાં ચારે કોર ફેલાયલી હતી. ૫૭ પહેલાં પટનામાં અનેક ગુપ્ત સભાઓ થતી હતી; ત્યાંની પોલીસ પણ સંગઠનમાં ભળી હતી. અને એ કેન્દ્રમાં નાણાંની કશી ખોટ જ નહોતી.

અંગ્રેજોને પટનાવાળાના છૂપા ઇરાદાની ગંધ આવી એટલે તેમણે થોડું શીખ લશ્કર પટનાના રક્ષણ માટે મોકલી આપ્યું. શહેરના લોકોએ એ શીખો પ્રત્યે તિરસ્કાર પ્રકટ કરવા માટે તેમના પડછાયાથી પણ દૂર ખસી જવાનું શરૂ કર્યું.

તિરહુત જિલ્લાના એક પોલીસ જમાદાર વારિસઅલીને વિપ્લવના શક ઉપર પકડીને ફાંસી દેવામાં આવી. તેના પત્રોમાંથી એક પત્ર ગયાના નેતા અલીકરીમના નામનો મળી આવ્યો એટલે તેને પકડવા એક ટુકડી રવાના કરવામાં આવી. અલી કરીમ હાથી પર બેસીને ગામડાંઓમાં ભાગી ગયો. ગામડાંના લોકોએ કંપની-ના લશ્કરને ઊંધે મારગે ચઢાવી દીધા. તે આખરે ભટકી ભટકીને પાછા ગયા.

પટનાના કમિશ્નર ટેલરને માલૂમ પડ્યું કે શહેરના ત્રણ મૌલવીઓ વિપ્લવમાં સામેલ છે એટલે તેમને મળવાને બહાને બોલાવી દગલબાજીથી કેદ કરી લીધા.

૩જી જુલાઈએ પટનામાં જરા વિપ્લવ જેવું થયું પણ શીખોની મદદથી તરત જ દબાવી દેવામાં આવ્યું. મુખ્ય નેતા પીરઅલીને ફાંસી દેવામાં આવી. કમિશ્નર ટેલર જાતે લખે છે કે પીરઅલીએ યાતના અને મૃત્યુનો વીરતા અને ધાર્મિક ભાવથી સામનો કર્યો હતો. દાનાપુરમાં એ વખતે ત્રણ દેશી પલટનો અને ગોરી પલટન તથા થોડું તોપખાનું હતું. પીરઅલીના મૃત્યુ પછી

૨૫મી જુલાઈએ દાનાપુરની દેશી પલટનોએ વિપ્લવ જાહેર કર્યો અને તે જગદીશપુર તરફ ઊપડી ગઈ.

શાહાબાદ જિલ્લામાં જગદીશપુર એક નાનું જૂનું રજપૂત રાજ્ય હતું. બાદશાહ શાહજહાંના દરબાર તરફથી જગદીશપુર રાજના માલિકને 'રાજા'નો ખિતાબ મળ્યો હતો, તે આજ સુધી ચાલતો આવ્યો હતો. હવે એ રાજ્ય પણ ડેલહૌસીની અપહરણ-નીતિનો ભોગ થઈ પડ્યું હતું. જગદીશપુરનો રાજા કુંવરસિંહ આસ-પાસના પ્રદેશોમાં બહુ જ લોકપ્રિય હતો. તે વખતે તેની ઉમર ૮૦ વર્ષની હતી. તોપણ કુંવરસિંહ બિહારના વિપ્લવના નેતાઓમાં મુખ્ય હતો અને ૫૭ની બધી જ્વલંત વ્યક્તિઓમાંનો એક હતો.

દાનાપુરની વિપ્લવકારી સેના જગદીશપુર પહોંચી એટલે વૃદ્ધ કુંવરસિંહ તરત જ પોતાના મહેલમાંથી નીકળ્યો અને હથિયાર બાંધી એ સેનાની સરદારી પોતે સ્વીકારી. કુંવરસિંહ એ સેના સાથે આરા ગયો. તેણે આરાનો ખજાનો લૂંટ્યો, કેદીઓને છૂટા કર્યા અને અંગ્રેજી ઑફિસોને જમીન ભેગી કરી નાખી. ત્યારબાદ તેણે આરાના નાના સરખા કિલ્લાને ઘેરો ઘાલ્યો. કિલ્લામાં થોડા અંગ્રેજ અને થોડા શીખ સિપાઈઓ હતા. કિલ્લામાં પાણી ખૂટ્યું. આ વિપત્તિને પ્રસંગે શીખોએ ૨૪ જ કલાકમાં નવો કૂવો ખોદી દીધો. કુંવરસિંહે એ લોકોને કહ્યું કે તમો કિલ્લો સોંપી દો તો બધાને જીવતા જવા દઉં. પણ તેમણે માન્યું નહિ.

૨૯મી જુલાઈએ દાનાપુરથી કૅપ્ટન ડનબારની સરદારી નીચે ૩૦૦ ગોરા અને ૧૦૦ શીખોનું લશ્કર આરાના લશ્કરની મદદે નીકળ્યું. આરા પાસે એક આંબાવાડિયું હતું. કુંવરસિંહે પોતાના કેટલાક માણસો એની ડાળીઓમાં છૂપાવી રાખ્યા અને રાતે જ્યારે ડનબારની સેના ત્યાં આવી એટલે ગોળીનો વરસાદ શરૂ કર્યો. આખા લશ્કરમાંથી માત્ર પચાસેક જણ જીવતા ગયા. ડનબાર પણ ખપી ગયો.

ત્યારબાદ મેજર આયરનું એક મોટું લશ્કર તોપો સાથે કિલ્લામાંના અંગ્રેજોને મદદ કરવા ધસ્યું. ૨૭ ઓગસ્ટે બીબીગંજ પાસે કુંવરસિંહ સાથે યુદ્ધ થયું. કુંવરસિંહને પાછા હઠી જવું પડ્યું અને આમ આઠ દિવસના ઘેરા પછી આરા ફરી અંગ્રેજોના હાથમાં આવ્યું.

કુંવરસિંહ જગદીશપુર તરફ પાછો આવ્યો. મેજર આયરે પોતાની વિજયી સેના સાથે તેની પૂંઠ પકડી. કેટલાક દિવસની લડાઈ પછી કુંવરસિંહ ફરી હાર્યો. ૧૪મી ઓગસ્ટે મેજર આયરે જગદીશપુરનો મહેલ કબજે કર્યો.

વૃદ્ધ કુંવરસિંહ બારસો સિપાઈઓ અને પોતાના મહેલની સ્ત્રીઓને લઈને જગદીશપુરથી ચાલી નીકળ્યો. તેણે હવે કોઈ બીજે સ્થળે જઈ ત્યાંથી અંગ્રેજો સામે પોતાનું બળ અજમાવવાનો નિશ્ચય કર્યો.

આ વખતે કેટલુંક ગોરું અને કેટલુંક ગુરખા લશ્કર આઝમગઢ તરફથી અયોધ્યામાં દાખલ થતું હતું. ૧૮ માર્ચ ૧૮૫૮ને રોજ બીજા વિપ્લવકારીઓને પોતાની સાથે લઈને કુંવરસિંહે આઝમગઢથી ૧૫ માઈલ દૂર અતરોલિયામાં પડાવ નાખ્યો. અંગ્રેજોને આ વાતની ખબર પડતાં મિલમેનની સરદારી હેઠળ થોડું લશ્કર અને તોપો ૨૨મી માર્ચે કુંવરસિંહનો ભેટો કરવાને મોકલ્યાં. અતરોલિયાના મેદાનમાં બે સેનાનો ભેટો થયો. થોડી જ વારમાં કુંવરસિંહ પોતાની સેના સાથે જોરથી પાછળ હઠવા લાગ્યો. અંગ્રેજો સમજ્યા કે આ હારીને હઠે છે. વિજયના હર્ષમાં મિલમેને પોતાની સેનાને એક આંબાવાડિયામાં થોભાવી અને ભોજનનો હુકમ આપ્યો. પરંતુ કુંવરસિંહ તો એ જંગલની એક એક તસુ ભૂમિનો ભોમિયો હતો. આટલા ઘડપણમાં પણ તેની સ્ફૂર્તિ અપાર હતી. મિલમેનની સેના ભોજન કરતી હતી તે જ વખતે કુંવરસિંહ અચાનક તેના ઉપર તૂટી પડ્યો. મિલમેનનાં અનેક માણસો માર્યાં ગયાં અને બાકીનાને લઈને તે ભાગ્યો ને કોઠિલામાં આશ્રય

લીધો. કુંવરસિંહે મિલમેનની પૂંઠ પકડી. મિલમેનના હિંદુસ્તાની નોકરોએ તેનો સાથ છોડી દીધો. લશ્કરનાં ગાડાં અને બજારો લઈને તે લોકો રસ્તે પડ્યા. બાકીનો અસબાબ અને તોપો કુંવરસિંહના હાથમાં આવ્યાં. મિલમેન બાકી રહેલાં માણસો સાથે આજમગઢ તરફ ભાગ્યો.

બીજું એક ગોરું લશ્કર કર્નલ ડેમ્સની સરદારી હેઠળ બનારસ અને ગાઝીપુર થઈને મિલમેનની મદદે આજમગઢ પહોંચ્યું. ૨૮મી માર્ચે આ ભેળી થયેલ સેના કર્નલ જેમ્સની સરદારી નીચે કુંવરસિંહને મળવાને નીકળી. આજમગઢથી થોડે અંતરે બે વચ્ચે યુદ્ધ થયું. કુંવરસિંહની ફરી વાર જીત થઈ. કર્નલ જેમ્સે આજમગઢના કિલ્લામાં આશરો લીધો. કુંવરસિંહે આજમગઢ શહેરમાં પ્રવેશ કર્યો.

આજમગઢ જીતી, થોડું લશ્કર આજમગઢના કિલ્લાના ઘેરાને માટે રાખી કુંવરસિંહ બનારસ તરફ ચાલ્યો. આ ખબર સાંભળીને અલાહાબાદમાં લોર્ડ કેનિંગના હૈયામાં ધ્રાસકો પડ્યો.

કુંવરસિંહ પોતાની રાજધાની જગદીશપુરથી ૧૦૦ માઈલ ઉપરાંત દૂર નીકળી આવ્યો હતો. તે બનારસની બરાબર ઉત્તરમાં હતો. લખનૌથી નાસી છૂટેલા અનેક વિપ્લવકારીઓ આ વખતે કુંવરસિંહની સેનામાં આવીને સામેલ થઈ ગયા. લોર્ડ કેનિંગે તરત જ સેનાપતિ લોર્ડ માર્કકરને સેના તથા તોપો સાથે કુંવરસિંહની સામે મોકલ્યો. ૬ઠી એપ્રિલે બે સેના વચ્ચે યુદ્ધ થયું. ૮૧ વર્ષનો વૃદ્ધ કુંવરસિંહ પોતાના સફેદ ઘોડા પર સ્વાર થઈને વીજળીની ચપળતાથી સંગ્રામમાં ઝૂઝતો અને ઘૂમતો હતો. લોર્ડ માર્કકર હાર્યો. તે તોપો સાથે પાછો હઠવા લાગ્યો. કુંવરસિંહ પૂંઠે પડ્યો. લોર્ડ માર્કે અજમગઢના કિલ્લામાં આશ્રય લીધો. શહેર તો વિપ્લવકારીના હાથમાં હતું એટલે કુંવરસિંહે તરત જ કિલ્લાને ઘેરો ઘાલી દીધો.

લખનૌથી જનરલ લગર્ડ એક જબરી અંગ્રેજી સેના લઈને લૉર્ડ માર્કની મદદે આજમગઢ તરફ આવતો હતો તેની કુંવરસિંહને ખબર પડી ગઈ. તેણે ભારે સમયસૂચકતા વાપરી. લગર્ડની સેના તાનુ ( Tons ) નદીના પૂલ પર થઈને આજમગઢ આવવાની હતી. કુંવરસિંહે પોતાની સેનાની એક ટુકડી પૂલ પર ગોઠવી અને બાકીની સેના લઈને તે ગાઝીપુર ઊપડ્યો. આ નાની ટુકડીએ ભારે વીરતાની સાથે યુદ્ધ કર્યું અને દુશ્મનને રોકી રાખ્યો. એ દરમિયાન કુંવરસિંહ દૂર નીકળી ગયો. પછી પેલાઓ પણ ધીમે હઠતા તેને જઈ મળ્યા. લગર્ડે બાર માઈલ સુધી કુંવરસિંહનો પીછો પકડ્યો પણ તે હાથ ન આવ્યો.

એવામાં જરા ફેર ફરીને કુંવરસિંહે પોતે અચાનક લગર્ડની સેના ઉપર હુમલો કર્યો. કંપનીના કેટલાક અફસરો અને સિપાઈઓ માર્યા ગયા. છેવટે કંપનીની સેનાને હારીને પાછા હઠવું પડ્યું. અને કુંવરસિંહ ગંગા નદીની તરફ આગળ વધ્યો.

એક બીજી અંગ્રેજી સેના સેનાપતિ ડગલાસની સરદારી હેઠળ કુંવરસિંહને જેર કરવા માટે આગળ વધી. નઘઈ નામના ગામની નજીકમાં ડગલાસ અને કુંવરસિંહની સેનાઓ વચ્ચે યુદ્ધ થયું. કુંવરસિંહે આ સમયે પોતાની સેનાના ત્રણ વિભાગ પાડ્યા, એક વિભાગે ડગલાસનો મુકાબલો કર્યો, અને બીજા બંને વિભાગ ચક્કર લગાવી આગળ વધ્યા. પહેલા વિભાગે તો ડગલાસની સેના સાથે જોરથી લડવા માંડ્યું. ચાર માઈલ સુધી ડગલાસ આ એક વિભાગને દબાવતો દબાવતો આગળ વધ્યો. પણ જ્યારે તે થાકી ગયો અને થોભ્યો કે તરત જ પેલા વિભાગનાં માણસો પાછાં ફર્યાં અને તેના ઉપર તૂટી પડ્યાં. આખરે તે હારીને પાછો હઠ્યો.

કુંવરસિંહ પોતાની આખી સેના સાથે ગંગા તરફ ચાલ્યો

પણ ડગલાસે ફરી તેનો પીછો પકડચો એટલે અજબ વેગથી કુંવરસિંહ સિકંદરપુર પહોંચી ગયો અને ત્યાંથી ઘોઘરા નદી ઓળંગી અને મનોહરગ્રામમાં વિશ્રામ કર્યો. અહીં ડગલાસે હુમલો કર્યો અને કેટલોક સરંજામ હાથી વગેરે કબજે કર્યું. કુંવરસિંહે પોતાની સેનાના નાના ભાગો કરીને આમ તેમ વેરી નાખ્યા એટલે તેનો પીછો પકડી ન શકાયો. થોડે દૂર જઈ પાછા બધા ભેગા થઈ ગયા.

ગંગા નજીક પહોંચતાં જ કુંવરસિંહે એવી અફવા ઉડાવી કે મારી સેના બાલિયા આગળ હાથીઓ ઉપર ગંગા ઊતરવાની છે. અંગ્રેજી સેના તેને ત્યાં રોકવામાં મશગૂલ બની ગઈ પણ કુંવરસિંહ ત્યાંથી સાત માઈલ દૂર શિવપુરઘાટ આગળ થઈને રાત્રે જ ઊતરવા મંડયો હતો. અંગ્રેજોને ખબર પડતાં જ તેઓ ત્યાં દોડયા. કુંવરસિંહની આખી સેના ઊતરી ચૂકી હતી. ફક્ત છેલ્લી નાવડીમાં કુંવરસિંહ જતો હતો. નાવડી નદી વચમાં હતી ને કોઈ અંગ્રેજની ગોળી કુંવરસિંહના જમણા કાંડામાં વાગી. ૮૧ વર્ષના બુઢ્ઢા કુંવરસિંહે જોયું કે જમણો હાથ નકામો થઈ ગયો છે અને ઝેર આખા શરીરમાં ફેલાઈ જવાનો ભય છે એટલે તેણે ડાબે હાથે તલવાર ખેંચી પોતાના ઘવાયલા જમણા હાથને કોણી ઉપરથી કાપીને ગંગામાં ફેંકી દીધો અને ઘા પર કપડું બાંધી તે ગંગા પાર ઊતરી ગયો. અંગ્રેજો જોતા જ રહી ગયા.

ગંગાથી થોડે દૂર જગદીશપુર આવેલું હતું. આઠ મહિના ઉપર કુંવરસિંહને જગદીશપુર છોડવું પડ્યું હતું. આ આઠ મહિના સુધી જગદીશપુરને અંગ્રેજી લશ્કરના કબજામાં રહેવું પડ્યું. ૨૨મી એપ્રિલ ૧૮૫૮ને રોજ કુંવરસિંહે ફરી જગદીશપુરમાં પ્રવેશ કર્યો. કુંવરસિંહના ભાઈ અમરસિંહે પહેલેથી જ કેટલાક સ્વયંસેવકોનું લશ્કર કુંવરસિંહની મદદ માટે તૈયાર રાખ્યું હતું. જગદીશપુર ઉપર ફરી વાર કુંવરસિંહનો કબજો થઈ ગયો.

આરાના અંગ્રેજ અમલદારો ચકિત થઈ ગયા. ૨૩મી એપ્રિલે લીગ્રેન્ડની સરદારી હેઠળ કંપનીની સેના જગદીશપુર પર ફરી હુમલો કરવા આરાથી નીકળી. કુંવરસિંહ અને તેની સેનાના આઠ મહિના સતત યુદ્ધ અને મુશ્કેલીઓમાં ગયા હતા. જગદીશપુર આવ્યાને હજી પૂરા ચોવીસ કલાક પણ થયા નહોતા. કુંવરસિંહનો જમણો હાથ કપાઈ ગયો હતો. તેનું લશ્કર પણ હજારેકથી વધારે નહોતું. તોપનું તો નામ નહોતું રહ્યું. આમ છતાં આ તાજી તોપોવાળી અંગ્રેજી સેનાને એણે એવી તો સખત હાર આપી કે જન્મભર યાદ રહી જાય. બધા બેફામ બનીને કવાયત અને શિસ્તને ઘોળી પીને જેને જ્યાં ઠીક લાગ્યું ત્યાં જંગલમાં જીવ લઈને નાઠા. તાપ અને તરસથી કેટલાય મરી ગયા. સાથેના શીખો પહેલા હાથી ઉપર રવાના થઈ ગયા. ખુદ જનરલ લીગ્રેન્ડ મરણ પામ્યો અને બીજા બે અમલદારો સખત ઘાયલ થયા. ૧૬૬ ગોરામાંથી ૮૦ જ બચ્યા! જંગલમાં ગયા એ તો જાણે કસાઈખાને જ ગયા![1] એ વખતે અંગ્રેજોએ પૂરી અને ખરાબમાં ખરાબ હાર ખાધી[2] એવું ઇતિહાસકાર વ્હાઈટ પણ લખે છે.

અંગ્રેજી સેનાની બધી તોપો અને અસબાબ કુંવરસિંહને હાથ આવ્યાં.

આ પ્રમાણે ૨૩ મી એપ્રિલ ૧૮૫૮ ને દિવસે વિજયી કુંવરસિંહ ફરી પોતાના બાપીકા રાજ્ય ઉપર રાજ કરવા લાગ્યો. પરંતુ કુંવરસિંહના હાથનો ઘા હજી સારો થયો નહોતો. એ ઘાને લીધે જ ૨૬મી એપ્રિલ ૧૮૫૮ ને રોજ પોતાના મહેલમાં જ "બ્રિટિશ

---

૧. Charles Ball's **Indian Mutiny**, vol. ii, p. 288.

૨. "The English sustained on this occasion a complete defeat of the worst kind.—" White's **History of the Mutiny.**

સત્તાની સામે આટલી વીરતા અને માનપૂર્વક લડનાર તે વૃદ્ધ રજપૂતનું મૃત્યુ થયું."[1]

તેના મૃત્યુ વખતે સ્વતંત્રતાનો લીલો ઝંડો તેના રાજ્ય પર ફરકતો હતો અને તેણે પોતાના રાજ્યને અને પ્રજાને કંપનીની હકૂમતમાંથી બિલકુલ સ્વતંત્ર બનાવી લીધાં હતાં. એનું વ્યક્તિગત ચારિત્ર અત્યંત પવિત્ર હતું.

## બિહાર ગયું

કુંવરસિંહ પછી તેનો નાનો ભાઈ અમરસિંહ જંપ્યો નહિ. મોટાભાઈના મૃત્યુને ચાર દિવસ પણ થાય તે પહેલાં તેણે લશ્કર ફરી જમાવી આરા ઉપર ચઢાઈ કરી. લીગ્રેન્ડ હાર્યો એટલે જનરલ લગર્ડ અને ડગલાસનાં લશ્કર તેની મદદે આવી પૂગ્યાં હતાં. અમરસિંહ અવાર નવાર છાપા મારતો રહ્યો અને તેણે આ લોકોને તદ્દન ઢીલા કરી નાખ્યા. આખરે જૂનની મધ્યમાં તો લગર્ડ હાડમારી, થાક અને ચિંતાથી એવો થાકી ગયો કે રાજીનામું આપી ચાલતો થયો.

લડાઈનો બધો ભાર હવે જનરલ ડગલાસને માથે આવ્યો. તેણે અમરસિંહને હરાવવાના સોગંદ લીધા પણ જૂન, જુલાઈ, ઓગસ્ટ અને સપ્ટેમ્બરના મહિના વીતી ગયા! અમરસિંહે આરામાં પ્રવેશ કર્યો અને જગદીશપુરના રાજ્ય પર પોતાની સત્તા કાયમ રાખી. હાર ખાઈ ખાઈને આખરે જગદીશપુરને સાત બાજુથી ઘેરી લીધું પણ આ સકંજામાંથી પણ અમરસિંહ છટકીને ભાગ્યો. જગદીશપુર કંપનીના હાથમાં આવ્યું.

---

૧. ......the old Rajput, who had fought so honourably and so ably against the British power, died. History of the Sepoy war, by Holmes. P. 454.

કંપનીની સેનાએ અમરસિંહનો પીછો પકડયો. આખો દેશ પાણી પાણી થઈ રહ્યો હતો. કાદવ કીચડ અને પાણીને કાપતાં અમરસિંહ અને તેનાં માણસો જતાં હતાં. પૂંઠે ઘોડેસ્વારો હતા. ઘોડાઓ થાકી થાકીને લોથ થઈને પડવા લાગ્યા પણ અમરસિંહ પકડાતો નથી. આખરે ૨૦મીએ તેઓ એક ગામમાં ઘેરાઈ ગયા. ત્યાં ૩૦૦નો ઘાણ નીકળી ગયો છતાં બાકીના છટકયા, અને કૈમુરના ડુંગરમાં ભરાયા. ડગલાસે રાતે ભારે ચૂપકીથી તેમના પર હલ્લો કર્યો પણ તેઓ ડુંગર ઊતરી ગંગા ઓળંગવા દોડયા. પણ નદીમાં ફરતી કેટલીક સ્ટીમરોએ તેમના પર ગોળીઓ વરસાવી એટલે તેઓ ફરી ભાગ્યા. હતાશ થઈને તેમણે પ્રયત્ન છોડી દીધો અને આમ તેમ વેરાઈ ગયા. ત્યાર બાદ અમરસિંહનો પત્તો મળ્યો જ નહિ.

જગદીશપુરના મહેલની સ્ત્રીઓ પણ દુશ્મનને હાથ પડી નહિ. જ્યારે એ દોઢસો સ્ત્રીઓને લાગ્યું કે દુશ્મનના હાથમાં પડયા વિના કોઈ માર્ગ નથી ત્યારે તેમણે તોપોની સામે ઊભા રહી જાતે પલીતા ચાંપી જીવનનો અંત આણ્યો!

## મૌલવી અહમદશાહનું મૃત્યુ

લખનૌ પડયા પછી વિપ્લવકારીઓનું કોઈ ખાસ કેન્દ્ર હિંદમાં કોઈપણ સ્થાને રહ્યું નહોતું. કંપનીની સેનાઓ એ વખતે ચારે બાજુ ફેલાતી જતી હતી. પલટનો પર પલટનો ઇંગ્લંડથી ભરાઈ ભરાઈને હિંદુસ્તાનમાં ઊતરતી હતી. વિશાળ હિન્દી સામ્રાજ્યને પોતાના હાથમાંથી સરી જતું જોઈ ઇંગ્લંડના રાજ્યકર્તાઓએ પોતાની સઘળી શક્તિ હિન્દી વિપ્લવને દાબી દેવામાં એકત્ર કરી હતી. પહેલી એપ્રિલ ૧૮૫૮ને દિવસે કંપનીની હિન્દુસ્તાની સેના અને દેશી રાજ્યોની સેના ઉપરાંત કંપનીની પાસે હિન્દમાં ૯૬,૦૦૦ ગોરું લશ્કર હતું. અંગ્રેજ કોમના મોટામાં મોટા અનુભવી સેનાપતિઓ

હિન્દમાં હાજર હતા. બીજી બાજુ શીખો અને ગુરખાંઓએ પોતાની પૂરી શક્તિથી અંગ્રેજોને સાથ દીધો. વિપ્લવકારીઓમાં અવ્યવસ્થા વધતી જતી હતી. દિલ્હી, કાનપુર અને લખનૌ જેવાં મહત્ત્વનાં મથકો હાથથી ગયાં હતાં. આ પરિસ્થિતિમાં અયોધ્યા અને રોહીલખંડના નેતાઓએ આમ તેમ વેરાયેલા પડેલા વિપ્લવકારીને ઉદ્દેશીને એક જાહેરનામું બહાર પાડયું કે કદી મેદાનમાં યુદ્ધ કરવું નહિ, દુશ્મનને બને એટલી રીતે રંજાડવા–તેમની આવજા પર નજર રાખવી, દાણોપાણી તથા ટપાલ આંતરવી, વગેરે.

મૌલવી અહમદશાહ લખનૌથી લગભગ ત્રીસ માઈલ દૂર બારીમાં હતો. બેગમ હજરતમહલ ૭ હજાર માણસો સાથે બિટાવલીમાં હતી. હોપગ્રાંટ ત્રણ હજાર માણસો અને તોપો લઈને લખનૌથી બારી તરફ નીકળ્યો. મૌલવી અહમદશાહને ખબર પડી ગઈ. તેણે પાસેને એક ગામે પોતાનું પાયદળ લશ્કર ગોઠવ્યું અને ઘોડેસ્વારને બીજે ઠેકાણે સંતાવાનું કહ્યું. તેનો ઇરાદો એવો કે દુશ્મન પાયદળ સાથે લડવામાં રોકાય એટલે પાછળથી ઘોડેસ્વારોએ હુમલો કરવો, પણ ઘોડેસ્વારોની અધીરાઈને લીધે તેની યોજના ધૂળ મળી અને અહમદશાહને ભાગી જવું પડયું.

કંપનીનું બીજું લશ્કર આ વખતે અયોધ્યા અને રોહીલખંડના વિપ્લવકારીઓને ઉત્તર તરફ ખસેડી રહ્યું હતું.

૧૫મી એપ્રિલે વોલપોલે લખનૌથી ૫૦ માઈલ દૂર આવેલા રુઈયાના કિલ્લા પર હલ્લો કર્યો. ત્યાંના તાલુકદાર નરપતિસિંહ પાસે કેવળ ૨૫૦ સામાન્ય સિપાઈઓ હતા. વોલપોલ પાસે હજારો માણસો અને વળી તોપો પણ હતી. વોલપોલના હાઇલેન્ડરોએ કિલ્લા પર ચઢાઈ કરી. ઉપરથી ગોળાની જે ઝડી વરસી તેથી ૪૬ અંગ્રેજો તો વીંધાઈ જ ગયા અને બાકીના પાછા હઠયા. વોલપોલે કિલ્લાની બીજી બાજુએથી તોપનો મારો શરૂ કર્યો પણ તેના ગોળા કિલ્લા

ઉપર ન પડતાં સામી બાજુએ ઊભેલી અંગ્રેજી સેના ઉપર જ પડવા લાગ્યા. વૉલપૉલનો આ ગભરાટ જોઈને જનરલ હોપ આગળ ધસ્યો પણ તે ત્યાં જ મરણ પામ્યો. અંગ્રેજી લશ્કર હાર્યું, શરમાયું અને પાછું હઠ્યું. જનરલ હોપ અંગ્રેજોના મોટા અને અનુભવી સેનાપતિઓમાંનો એક હતો. તેના મરણથી હિન્દ અને વિલાયત બંને ઠેકાણેના અંગ્રેજોમાં ભારે શોક ફેલાઈ ગયો. આ જીત મળવા છતાં જ્યારે નરપતિસિંહને લાગ્યું કે હવે ટકી શકાય એમ નથી ત્યારે તે પોતાનાં મુઠ્ઠીભર માણસોને લઈને નીકળી નાઠો.

નાના સાહેબ અને મૌલવી અહમદશાહ આ વખતે શાહજહાંપુર પહોંચ્યા. કમાન્ડર ઇન ચીફ સર કોલિન કેમ્પબેલે શાહજહાંપુર જઈ શહેરને ઘેરી લીધું. તેનો ઉદ્દેશ ગમે તે ઉપાયે નાનાને અને મૌલવીને વશ કરવાનો હતો પણ એ બંને નેતાઓ અંગ્રેજી સેનાને ચીરતા ચાલ્યા ગયા.

ખાનબહાદુરખાંએ હજી સુધી રોહીલખંડની રાજધાની બરેલીને સ્વતંત્ર રાખ્યું હતું. દિલ્લીના એક શાહજાદા મિરઝા ફિરોજશાહ, નાના સાહેબ, મૌલવી અહમદશાહ, બાલા સાહેબ, બેગમ હજરતમહલ, રાજા તેજસિંહ અને બીજા અનેક આગેવાનો તે વખતે બરેલી હતા. સર કૉલિન પોતાના લશ્કર સાથે બરેલી તરફ આગળ વધ્યો. પછી એને રોજ બરેલી ઘેરી લીધું. અસંખ્ય વિપ્લવકારીઓ કેવળ ઢાલ તલવાર લઈ લડ્યા. આખરે છેવટે ખાનબહાદુરખાં અને બીજા આગેવાનો લશ્કર સહિત બરેલીથી ચાલ્યા ગયા. બરેલી અંગ્રેજોને હાથ ગયું.

સર કૉલિન કેમ્પબેલ હજી બરેલીમાં જ હતો એટલામાં તો મૌલવી અહમદશાહે પાછા ફરીને શાહજહાંપુર પર હુમલો કરી કબજે કર્યું. કેમ્પબેલે ફરી ચડાઈ કરી. ત્રણ દિવસ યુદ્ધ ચાલ્યું. મૌલવી હવે જીવતા નહિ નીકળી શકે એવું લાગ્યું અને બેગમ હજરતમહલ, શાહજાદા ફિરોજશાહ, નાના સાહેબ વગેરે સૌ પોતપોતાની સેના લઈને

સર્વપ્રિય મૌલવીને બચાવવા ૧૫મી મેએ દોડી આવ્યા. અહમદશાહ જીવતો નીકળ્યો અને અયોધ્યામાં દાખલ થયો.

અહમદશાહ કેમે કર્યો અંગ્રેજોને હાથ નહોતો આવતો. અયોધ્યા જતાં જ તેણે ફરી લડાઈની તૈયારી કરવા માંડી. માર્ગમાં પવન નામનું હિન્દુ દેશી રાજ્ય આવ્યું. મૌલવી અહમદશાહે તેને બેગમની મહોરવાળો પત્ર લખી મદદ માગી. રાજા જગન્નાથસિંહે તરત મૌલવી અહમદશાહને પોતાને ત્યાં બોલાવ્યો. અહમદશાહ પોતાના હાથી ઉપર બેસીને પવન પહોંચ્યો. જુએ છે તો દરવાજો બંધ હતો એટલે અહમદશાહે કહ્યું કે તોડાવ દરવાજો. હાથીએ માથું ઝીક્યું ને તે ખખડી ગયેલો દરવાજો કડકડ થતો પડવા માંડ્યો. પણ એ જ ક્ષણે રાજાના માણસોએ એક સામટી બંદૂક ચલાવી મૌલવીને વીંધી નાખ્યો. રાજા જગન્નાથ તરત જ મૌલવીનું માથું કાપી રૂમાલમાં લપેટી શાહજહાંપુર દોડ્યો અને ત્યાંના કમિશ્નરની આગળ રજૂ કર્યું. બીજે દિવસે કોટવાલી પર તે લટકાવવામાં આવ્યું. આમ ૫મી જૂન ૧૮૫૮ના રોજ ઉત્તરહિન્દમાં બ્રિટિશોના જબરદસ્તમાં જબરદસ્ત દુશ્મન ફૈજાબાદના મૌલવી અહમદશાહનું મરણ થયું.[1]

મૌલવી અહમદશાહની લાયકાત વિષે પહેલાં પણ થોડું કહેવાઈ ગયું છે. માલેસાન લખે છે:

"મૌલવી બહુ અદ્ભુત માણસ હતો. તેની સેનાપતિ તરીકેની લાયકાતનાં તો ઘણાં પ્રમાણો વિપ્લવ દરમિયાન મળ્યાં હતાં. સર કોલિન કેમ્પબેલને યુદ્ધમાં બે વાર હરાવ્યાનું અભિમાન એના વિના બીજો કોઈ પણ લઈ શકે એમ નથી!......ફૈજાબાદના મૌલવી અહમદશાહનું આ પ્રમાણે મૃત્યુ થયું. પોતાના દેશની અન્યાય દ્વારા

૧. "The most formidable enemy of the British in Northern India was no more" Holmes', **History of the Indian Mutiny**, p. 580.

છીનવી લેવામાં આવેલી સ્વાધીનતા ફરી મેળવવા માટે યુદ્ધ ચડનારને જો દેશભક્ત કહેવામાં આવતો હોય તો મૌલવી સાચો દેશભક્ત હતો, એ વાતમાં જરા પણ શક નથી. એણે કોઈનું ખૂન કરી પોતાની તલવાર કલંકિત કરી નથી, કોઈ ખૂન તરફ એણે આંખ આડા કાન કર્યા નથી, પોતાનો દેશ દાબી બેસનાર વિદેશીઓ સામે યુદ્ધક્ષેત્રમાં તે વીરતાથી, સ્વમાનપૂર્વક અને દઢતાથી ઝૂઝ્યો છે, દરેકે દરેક દેશના વીર અને સાચા હૃદયના માણસોએ એની સ્મૃતિનું સન્માન કરવું ઘટે છે."[૧]

જગતભરના સ્વાતંત્ર્ય શહીદોમાં ૫૭ ના મૌલવી અહમદશાહનું નામ આદર યોગ્ય લેખાશે.

---

૧. "The Moulvi was a very remarkable man.... ...of his capacity as a military leader many proofs were given during the revolt ...No other man could boast of that he had twice foiled Sir Collin Campbell in the field !... Thus died the Moulvi Ahmed Shah of Fyzabad. If a patriot is a man who plots and fights for the independence, wrongfully destroyed, of his native country, then most certainly the Moulvi was a true patriot. He had not stained his sword by assassination, he had connived at no murders; he had fought manfully, honourably, and stubbornly in the field against the stranger who had seized his country; and his memory is entitled to the respect of the brave and the true hearted of all nations." **Indian Mutiny by** Malleson vol. iv p. 381.

# ઝાંસીની લડાઈ

ઝાંસીની લડાઈ

ઝાંસીની લડાઈ

જમના અને વિંધ્યાચલની વચમાંનો બધો પ્રદેશ અગિયાર મહિના સુધી વિપ્લવકારીઓના હાથમાં રહ્યો એનું મુખ્ય શ્રેય મહારાણી લક્ષ્મીબાઈ ને છે. સર હ્યૂ રોઝની સરદારી નીચે એક વિશાળ સેના એ પ્રદેશને ફરીથી કબજે કરવાને મોકલવામાં આવી એમાં હૈદરાબાદ, ભોપાળ અને બીજાં રાજ્યોની સેનાઓ અને તોપો સામેલ હતી.

૧૮૫૮ના જાન્યુઆરીની ૬ઠી તારીખે સર હ્યૂ રોઝ મહુથી ઊપડ્યો. રાયગઢ, સાગર, બાનાપુર, ચંદેરી વગેરે સ્થાનો જીતતી જીતતી એ સેના ૨૦મી માર્ચે ઝાંસી પાસે પહોંચી. ઝાંસી જ આ બધા પ્રદેશના વિપ્લવકારીઓનું સૌથી મુખ્ય કેન્દ્ર હતું. શહેરમાં બાનાપુરના રાજા મરદાનસિંહ અને બીજા અનેક રાજાઓ અને સરદારો રાણીની મદદ કરવાને હાજર હતા.

રાણી લક્ષ્મીબાઈએ કંપનીની સેના પહોંચી તે પહેલાંથી જ ઝાંસીની ચારે બાજુએ દૂર દૂર સુધી ગામો વેરાન કરાવી મૂક્યાં હતાં કે જેથી શત્રુને ઝાંસી પર હુમલો કરતી વખતે અનાજ પાણી ન મળે. ખેતરોમાં અનાજનો એક સહિય નહોતો, કોઈ પણ ઠેકાણે ઘાસનું એક તરણું કે છાયાને માટે ઝાડ પણ નહોતું.

પણ મહારાજા સિંધિયાએ અને ટેહરી ટીકમગઢના રાજાએ

કંપનીની સેનાને માટે અનાજ, ઘાસ વગેરેનો એટલો સરસ બંદોબસ્ત કરી આપ્યો કે એ સેનાને કશી હાડમારી જ રહી નહિ.

અંગ્રેજી સેનાને આગળ વધતી જોઈને મહારાણી લક્ષ્મીબાઈએ વિપ્લવકારીઓની સરદારી સ્વીકારી જાતે બધા મોરચા બંધાવ્યા અને તોપોને કિલ્લા ઉપર ચડાવડાવી. સર હ્યૂ રોઝ લખે છે કે રાણી લક્ષ્મીબાઈની સાથે ઝાંસીની બીજી સેંકડો સ્ત્રીઓ તોપખાના અને દારૂખાનામાં આવજા કરતી અને કામ કરતી નજરે પડતી હતી.

૨૪મી માર્ચને દિવસે, સવારમાં ઝાંસીની વિખ્યાત તોપ ઘનગર્જને કંપનીની સેના ઉપર ગોળા વરસાવવાની શરૂઆત કરી. ત્યારથી આઠ દિવસ સુધી સતત યુદ્ધ ચાલ્યું.

આ ભયંકર યુદ્ધ જેણે નજરે જોયું છે એવા એક માણસે લખ્યું છેઃ

"રાત્રે શહેર અને કિલ્લા ઉપર પડતા ગોળાઓનું સ્વરૂપ ભારે વિકરાળ દેખાતું હતું. પચાસ સાઠ શેર વજનનો ગોળો હોય તોપણ નાના દડા જેવો દેખાય. પણ લાલ અંગારા જેવો...ચોથે દિવસે ૨૬ મી તારીખે બપોરે કિલ્લા ઉપરની દક્ષિણ બાજુની તોપ અંગ્રેજોએ બંધ કરી. તે તોપ આગળ માણસથી ઊભા રહેવાય એવું રહ્યું નહિ. એટલે માણસો ભારે નિરાશ થઈ ગયા પણ એવામાં પશ્ચિમ તરફના બુરજ ઉપરના ગોલંદાજે મોરચા ઉપરથી તોપ કાઢી દક્ષિણ તરફ મોં ફેરવી દૂરબીનથી બરાબર લક્ષ્ય સાધી તોપ ચેતવી, અને ત્રીજે જ ગોળે અંગ્રેજોના ઉત્તમ ગોલંદાજને ઠાર કર્યો અને દક્ષિણની તોપ ચાલુ કરી અંગ્રેજોની તોપ બંધ કરી. આથી સંતુષ્ટ થઈને રાણીએ ગોલંદાજને એંશી તોલાનો ચાંદીનો તોડો બક્ષિસમાં આપ્યો... પાંચમે અને છઠ્ઠે દિવસે આ જ પ્રમાણે યુદ્ધ ચાલ્યું. ચાર પાંચ કલાક સુધી રાણીની જ બાજી જીત પર રહી અને અંગ્રેજોને ભારે નુકસાન થયું. તેમની તોપ પણ થોડી વાર તો બંધ થઈ. પણ થોડી વાર પછી

અંગ્રેજો જોર પર આવ્યા અને ઝાંસીના સિપાઈઓ બેહોશ થઈ ગયા અને તોપો પણ બંધ થઈ ગઈ. સાતમે દિવસે સૂર્યાસ્ત થયો ત્યારથી જ પશ્ચિમ તરફની તોપ બંધ થઈ. ત્યાં માણસથી ઊભા રહે-વાય એવું રહ્યું નહિ અને શત્રુની તોપોએ મોરચો સુદ્ધાં ઉડાવી દીધો. પછી રાતે હોશિયાર કડિયા મિસ્રીને બોલાવીને યુક્તિપૂર્વક ઘોંઘડી (કામળા) ઓઢી ધીમે ધીમે બુરજ ઉપર ચડાવ્યા અને ઈંટો વગેરે સામાન નીચેથી ઉપર સુધી માણસોની હાર લગાવી તેમને સુવાડી દઈ તેમની પાસે પહોંચડાવ્યો. પછી તે કડિયાઓએ સૂતાં સૂતાં મોરચો બાંધ્યો. આ પ્રમાણે અંગ્રેજોને જાણ ન પડે એમ મોરચો બાંધ્યા પછી તોપ મોરચા ઉપર મૂકી ચાલુ કરી. આ તોપે કંપનીના લશ્કરમાં કેર વર્તાવ્યો. કેટલાય વખત સુધી તો તેમની તોપ પણ ચાલી શકી નહિ. આઠમે દિવસે સવારે કંપનીની સેનાએ શંકર કિલ્લા પર મારો શરૂ કર્યો. દૂરબીનની મદદથી અંગ્રેજોએ કિલ્લામાંની પાણીની જગ્યા ઉપર તોપનો મારો ચલાવ્યો. ત્યાં પાંચ સાત બ્રાહ્મણો કાવડ લઈને પાણી લેવા ગયા હતા તેમાંના ચાર મરી ગયા અને બાકીના કાવડ મૂકીને ભાગ્યા. આમ ત્રણેક કલાક સુધી કોઈને નાવા ધોવાને પાણી મળ્યું નહિ. કિલ્લામાં પાણી માટે ખૂબ બૂમાબૂમ થઈ રહી. એટલે પશ્ચિમ અને દક્ષિણ બુરજના ગોલંદાજોએ જે તોપો શંકર કિલ્લા પર મારો ચલાવતી હતી તેના ઉપર ગોળા વરસાવવા માંડ્યા અને તેને બંધ કરી દીધી. પછી બધાને પાણી ભરવાની છૂટ થતાં સ્નાન ભોજનની તૈયારી ચાલી...આમલીના મેદાનમાં એક દારૂગોળાનું કારખાનું હતું...એક ગોળો એ કાર-ખાના ઉપર પડ્યો એટલે ત્રીસ આદમીઓ અને આઠ સ્ત્રીઓ મરી ગઈ. એ દિવસે સૌથી વિશેષ ધાંધલ મચી. એ દિવસની લડાઈ પણ ભીષણ હતી. બંદૂકોના અવાજ હૈયાં ધ્રુજાવ્યા કરતા હતા. તોપો જોરમાં ચાલતી હતી. ઠેકાણે ઠેકાણે તૂરી અને બ્યૂગલના

અવાજો સંભળાતા હતા. આકાશ ધુમાડા અને ધૂળથી છવાઈ ગયું હતું. રાણી લક્ષ્મીબાઈ એ દિવસે ભારે પરિશ્રમપૂર્વક કામ કરી રહી હતી. તે દરેક બાબત ઉપર જાતે ધ્યાન આપતી હતી, ઘટતા હુકમો દેતી હતી અને કિલ્લામાં જ્યાં નબળાઈ લાગે ત્યાં તરત જ મરામત કરાવતી હતી. રાણીની આ હાજરીને લીધે સિપાઈઓની હિમ્મતમાં અજબ વધારો થતો હતો અને તેઓ બરાબર લડતા હતા."૧

પરંતુ કંપનીની વિશાળ સેના અને તેના સરંજામના મુકાબલામાં ઝાંસીની સેના એકલી લાંબો સમય ટકે એ અસંભવિત હતું.

તાત્યા ટોપે પોતાની સેના સાથે જમનાની ઉત્તરમાં હતો. જમના ઓળંગીને તે ચરખારીના રાજાને ત્યાં પહોંચ્યો. ચરખારીના રાજાએ વિપ્લવમાં ભાગ લેવાની ના પાડી હતી. તાત્યા ટોપેએ ચરખારી પર હુમલો કર્યો, રાજાની ૨૪ તોપ છીનવી લીધી અને ત્રણ લાખ રૂપિયા યુદ્ધના ખર્ચને માટે વસૂલ કર્યા. ત્યાર બાદ તાત્યા ટોપે કાલપી પહોંચ્યો. કાલપીમાં એને રાણી લક્ષ્મીબાઈનો એક પત્ર મળ્યો. તેમાં રાણીએ એની મદદ માગી હતી. તાત્યા ટોપે ઝાંસી તરફ આગળ વધ્યો. તાત્યાની પાસે જોઈએ એટલી મોટી સેના હતી. કંપનીની સેના એકવાર તો મુશ્કેલીમાં આવી પડી. સામે રાણી લક્ષ્મીબાઈ અને પાછળ તાત્યા ટોપે. પરંતુ કંપનીની સેનાએ ભારે હિમ્મત બતાવી. તાત્યાની સેના કાયર નીવડી. ૧લી એપ્રિલે અંગ્રેજી સેનાએ પાછા ફરીને તાત્યાની સેના ઉપર હુમલો કર્યો. તાત્યાનાં લગભગ દોઢ હજાર માણસો મરી ગયાં. તેની તોપો અંગ્રેજોને હાથ ગઈ અને બાકીની સેના ભાગી ગઈ.

ઝાંસીની સ્થિતિ હવે ઊલટી વધુ નિરાશાજનક થઈ પડી. તો પણ રાણી લક્ષ્મીબાઈ હિમ્મત હારી નહિ. ૩જી એપ્રિલે કંપનીની

૧ माझा प्रवास हिंदुस्तानाचा प्रवास

સેનાએ ઝાંસી પર ઉવટનો હુમલો કર્યો. ચારે બાજુથી એક સામટો મારો થવા લાગ્યો. રાણી પોતાના ઘોડા ઉપર સવાર થઈ સિપાઈઓ અમલદારોને હિમ્મત આપતી, તેમને ઝવેરાત વહેંચતી વીજળીની માફક અહીંથી તહીં ફરી રહી હતી. શત્રુએ પહેલાં શહેરના ઉત્તર દરવાજા ઉપર જોર કર્યું. આઠ જગ્યાએ સીડીઓ ગોઠવાઈ ગઈ. રાણીની તોપોએ તો કામ ચાલુ જ રાખ્યું. આ આગના વરસાદમાં ડિક અને મિકલજોન નામના બે અંગ્રેજ અમલદારોએ ઝંપલાવ્યું. એ બે તો વીંધાઈ ગયા. બીજા બેએ એમનું સ્થાન લીધું. તેમના પણ તે જ હાલ થયા. આઠે સીડીઓ તૂટી પડી. તોપો અને ગોળીઓનો મારો એટલો ભયંકર હતો કે અંગ્રેજોને પાછા હઠી જવું પડ્યું.

ઉત્તર દરવાજે આ દશા હતી ત્યાં કોઈ વિશ્વાસઘાતકની મદદથી કંપનીની સેનાએ દક્ષિણ દરવાજેથી શહેરમાં પ્રવેશ કર્યો. પછી તો કંપનીની સેના એક પછી એક નાકાં કબજે કરતી મહેલ તરફ ધસી.

રાણીએ કિલ્લાના કોટ ઉપરથી શહેરીઓનો સંહાર અને પાયમાલી જોઈ. તે તરત જ એક હજાર સિપાઈઓ લઈને અંગ્રેજો ઉપર ધસી ગઈ. તલવારની ઝપાઝપી શરૂ થઈ. પુષ્કળ માણસો ખપી ગયાં. કંપનીની સેનાને થોડી વાર તો હઠી જવું પડ્યું. એટલામાં કોઈએ આવીને રાણીને ખબર આપી કે મુખ્ય દરવાજાનો રક્ષક સરદાર ખુદાબક્ષ અને તોપખાનાનો અમલદાર સરદાર ગુલામ ગૌસખાં બંને માર્યા ગયા છે, એટલે કે ઉત્તરનો દરવાજો પણ હવે શત્રુને માટે ખૂલી ગયો છે. રાણીનું હૈયું તૂટી ગયું. એક વાર તેને એવો વિચાર આવ્યો કે દારૂગોળાના ભંડારને આગ લગાડી સાથે જ બળી મરવું. પણ પછી વધુ વિચાર કરતાં ઝાંસી છોડી બીજે સ્થાને જઈ વિપ્લવમાં મદદ કરવાનો તેણે નિશ્ચય કર્યો. ઝાંસી કંપનીને હાથ ગયું. બીજે દિવસે સવાર પડતાં જ અંગ્રેજોએ આખા શહેરમાં "खल्क खुदाका मुल्क बादशाहका अमल अंग्रेज सरकारका" એવી દાંડી પિટાવી.

રાણી લક્ષ્મીબાઈએ એ જ દિવસે રાતે ઝાંસી સદાને માટે છોડયું. હથિયાર બાંધી, મરદનો પોષાક પહેરી, પોતાના દત્તક પુત્ર દામોદરને કમરે બાંધી લઈ તે કિલ્લાની દીવાલ પરથી એક હાથીની પીઠ પર કૂદી પડી અને ત્યાંથી પોતાના પ્યારા સફેદ ઘોડા ઉપર સવાર થઈ મૂઠીભર વિશ્વાસુ માણસોને સાથે લઈ દુશ્મનોની હારો ચીરતી કાલપી તરફ ઊપડી.

લેફ્ટેનન્ટ બોકરે થોડા વીણેલા સવારો લઈને રાણીની પૂંઠ પકડી. રાણીએ અને તેના સાથીઓએ પોતાના ઘોડા પૂરપાટે છોડી મૂક્યા. બોકર અને તેના સવારો બરાબર પૂંઠે પડ્યા. સવાર થતાં રાણી ભાંડેર ગામે જરા થોભી અને થોડું દૂધ લઈ દામોદરને પાયું. અંગ્રેજોએ પીછો પકડ્યો હતો એટલે તરત જ રાણી ફરી સવાર થઈ કાલપી તરફ દોડવા લાગી. લેફ્ટેનન્ટ બોકરનો ઘોડો રાણીના ઘોડા પાસે આવી પહોંચ્યો. રાણીએ તરત જ પોતાની તલવાર ખેંચી. રાણી લક્ષ્મીબાઈની તલવારના એક જ ઘાથી ઘાયલ થઈને બોકર ઘોડા ઉપરથી નીચે પડ્યો. રાણીના અને બોકરના સવારો વચ્ચે તલવારની ઝપાઝપી ચાલવા લાગી. આખરે ઘાયલ બોકર અને તેના સાથીઓએ ઘોડા પૂરપાટ છોડી મૂક્યા. સવારની બપોર થઈ અને બપોરનો પાછલો પહોર થયો, પણ રાણીને થોભવાનો વખત ન મળ્યો. ચાલતાં ચાલતાં સાંજ પડી ગઈ, તારા પણ દેખાવા લાગ્યા, પણ રાણી થોભી નહિ. આખરે લગભગ મધરાતે પોતાના દીકરા દામોદરને કેડે બાંધી ઝાંસીથી કાલપી સુધીનું ૧૦ માઈલનું વધુ અંતર કાપી રાણી લક્ષ્મીબાઈએ કાલપીમાં પ્રવેશ કર્યો.

રાણીનો વહાલો ઘોડો કાલપી પહોંચતાં જ ઢળી પડ્યો અને તેણે ત્યાં જ પ્રાણ છોડ્યા. બાકીની રાત રાણીએ કાલપીમાં થાક ખાધો.

સવારે રાણી લક્ષ્મીબાઈ, નાના સાહેબનો ભત્રીજો રાવ સાહેબ અને સેનાપતિ તાત્યા ટોપે એ ત્રણ વચ્ચે મસલત થઈ.

જેવી રીતે સર હ્યૂ રોઝ મહુથી ઝાંસી તરફ રવાના થયો હતો તેવી રીતે જનરલ વ્હિટલોક ૧૭મી ફેબ્રુઆરી ૧૮૫૮ને દિવસે જબલપુરથી સાગર વગેરે સ્થાનો ફરી કબજે કરવાને નીકળ્યો હતો. તેની પાસે પૂરતું ગોરું અને દેશી લશ્કર હતું. ઓરછાનો રાજા વ્હિટલોકને મળી ગયો. સાગર પછી વ્હિટલોક બાંદા તરફ વળ્યો. બાંદાના નવાબે ઘણા અંગ્રેજોને પોતાના મહેલમાં આશ્રય આપ્યો હતો. તેમની સાથે તે બહુ ઉદારતાથી વર્તતો હતો. પણ સાથે સાથે તે પોતાના પ્રાંતના વિપ્લવકારીઓનો મુખ્ય નેતા હતો. શરૂઆતમાં જ તેણે બાંદામાંથી અંગ્રેજી રાજ્યનાં નિશાન ઉખેડી નાખી બાદશાહ બહાદુરશાહનો લીલો ઝંડો શહેર પર ફરકાવી દીધો હતો.

વ્હિટલોકને આવતો જોઈ નવાબ યુદ્ધ માટે તૈયાર થઈ ગયો. ઘણી લડાઈ પછી નવાબની હાર થઈ. વિજયી વ્હિટલોકે ૧૯મી એપ્રિલે બાંદામાં પ્રવેશ કર્યો. નવાબ પોતાની થોડી સેના લઈને કાલપી તરફ ચાલ્યો ગયો. ત્યારબાદ વ્હિટલોકે કિરવીના રાવ માધવરાવ પર ચઢાઈ કરી. માધવરાવની વય દસ વરસની હતી. રાજ્યનો કારભાર કંપનીએ નીમેલી વ્યવસ્થાપક સભા કરતી હતી. રાવે વિપ્લવમાં કશો જ ભાગ લીધો નહોતો. વ્હિટલોક આવે છે એવી ખબર સાંભળી તે સ્વાગત કરવા સામો ગયો. વ્હિટલૉક અને તેના લશ્કરે શહેરમાં પ્રવેશ કર્યો, અને તરત જ બાળક રાવને કેદ કરી લીધો, રાજધાની લૂંટી લીધી અને રાજ્ય ખાલસા કરવામાં આવ્યું. આ સંબંધે માલેસન લખે છે:

"વ્હિટલોકના લશ્કર ઉપર કોઈએ એક ગોળી સુદ્ધાં છોડી નહોતી, તો પણ રાવે જાણે અંગ્રેજોનો વિરોધ કર્યો હોય એવી રીતે જ વર્તવાનો નિશ્ચય કર્યો. આ બેઈમાનીનું કારણ એટલું જ કે કિરવીના મહેલમાં એટલો ખજાનો હતો કે અનેક યુદ્ધો અને બળબળતી ગરમીના કષ્ટો વેઠનારા સિપાઈઓને છૂટે હાથે ઈનામોર

આપી શકાય. એ મહેલના ઘુમ્મટોમાં અને તિજોરીઓમાં સોનું, ચાંદી, ઝવેરાત અને કીમતી હીરા ભરેલા હતા...વ્હિટલૉક આ ધનથી લોભાયો હતો."[૧]

આરબાદ વ્હિટલૉક મહોબા ગયો. અને ત્યાંથી આસપાસના વિપ્લવકારીઓને દબાવવાનું શરૂ કર્યું.

રાણી લક્ષ્મીબાઈ, રાવસાહેબ, તાત્યા ટોપે, બાંદાનો નવાબ, શાહગઢ અને બાનાપુરના રાજા તથા બીજા અનેક વિપ્લવના આગેવાનો પોતપોતાની સેના સહિત એ વખતે કાલપીમાં હાજર હતા. આ વિશાળ સેનાને માટે દુશ્મનો પર વિજય મેળવવો મુશ્કેલ નહોતો. પણ આ બધામાં કોઈ એક એવો નહોતો જે બધાને દોરી શકે. રાણી બાહોશ હતી પણ ઉમ્મરમાં કેવળ ૨૨ વર્ષની હતી. તાત્યા ટોપે દક્ષ સેનાપતિ હતો. પણ સાધારણ કુટુંબમાં જન્મેલો હતો. મોટા રાજા એની આગેવાની કેમ સ્વીકારે! દિલ્લી અને કાનપુરના પતન વખતે પણ આ જ કારણ ઉપસ્થિત થયું હતું.

આમ છતાં રાણી લક્ષ્મીબાઈ થોડું લશ્કર લઈને કાલપીથી ૪૨ માઈલ દૂર કંચગાંવ પહોંચી. ત્યાં સર હ્યૂ રોઝ સાથે ભેટો થયો. નેતાઓમાં મતભેદ થતાં અવ્યવસ્થા જાગી અને વિપ્લવકારીઓની હાર થઈ. તેઓ હઠીને પાછા કાલપી આવ્યા. હ્યૂ રોઝે કાલપી ઉપર હુમલો કર્યો. લક્ષ્મીબાઈએ પોતાની હારેલી સેનાને ફરી પાણી ચઢાવ્યું અને સર હ્યૂ રોઝની સામે ધસી. લડાઈ ભયંકર થઈ. અંગ્રેજો પાછા હઠયા. તોપચીઓ તોપ મૂકી ભાગ્યા પણ આખરે તો સર હ્યૂ રોઝ જ જીત્યો અને ૨૪મી મેને દિવસે કંપનીની સેનાએ કાલપીમાં પ્રવેશ કર્યો. કાલપીના કિલ્લામાં

૧. Kaye and Malleson's **Indian Mutiny**, vol. v. p. 140—41.

લગભગ ૭૦૦ મણ દારૂ અને અસંખ્ય હથિયારો અંગ્રેજોને હાથ આવ્યાં. રાણી લક્ષ્મીબાઈ રાવસાહેબ અને બાંદાના નવાબ સાથે થોડું લશ્કર લઈ કાલપીથી નીકળી નાઠી.

આવી સ્થિતિમાં પણ લક્ષ્મીબાઈએ અને તાત્યા ટોપેએ હિંમત છોડી નહિ. તાત્યા ટોપે છૂપી રીતે કાલપીથી નીકળી ગ્વાલિયર ગયો. ગ્વાલિયરનાં લશ્કર અને પ્રજાને પોતાના પક્ષમાં લીધાં અને પાછો ફર્યો. ગોપાળપુરમાં બધાં ભેગાં થયાં. વિપ્લવકારીઓને નવું કેન્દ્ર મળે એટલા માટે પહેલાં ગ્વાલિયર જીતવાનો ઠરાવ થયો. ૨૮મી મે ૧૮૫૮ને રોજ બધા આગેવાનો ગ્વાલિયરની સામે પહોંચી ગયા. તેમણે સિંધિયાને એક પત્ર મોકલ્યો કે અમો મિત્રભાવે આવીએ છીએ અને તમારી મદદની આશા રાખીએ છીએ. અમારે દક્ષિણ તરફ જવું છે, વગેરે.

પણ જયાજીરાવ સિંધિયા તો ૧લી જૂને લડવા જ બહાર પડ્યો. લક્ષ્મીબાઈ ત્રણસો સવારો લઈને તોપો ઉપર તૂટી પડી. સિંધિયાનું લશ્કર ઘણું ખરું તો તાત્યાને લીધે ફૂટી ગયું હતું. પ્રજા પણ વિપ્લવના પક્ષમાં હતી. થોડી જ વારમાં જયાજીરાવ અને તેનો પ્રધાન દિનકરરાવ આગ્રા તરફ ભાગી ગયા. સિંધિયાની પ્રજાએ આ લોકોનો સારો સત્કાર કર્યો અને બધો ખજાનો પણ સોંપી દીધો.

આમ તાત્યા અને લક્ષ્મીબાઈએ ઘડી વારમાં નવું કેન્દ્ર જમાવ્યું અને અંગ્રેજોને વળી ધાસ્તી પેઠી કે આ લોકો ફરી બધું લશ્કર ભેગું કરી આખા દેશમાં વિપ્લવ જમાવશે વળી દક્ષિણમાં તો પેશવાને નામે મરવા નીકળે એવા હજારો માણસો મળે એમ પણ હતું.

રાણીએ બધાં કામ પડતાં મેલી લશ્કર વધારવાની સૂચના કરી પણ બધા રંગરાગમાં પડી ગયા અને એટલામાં સર હ્યૂ રોઝ વેગપૂર્વક ગ્વાલિયર પર ધસી આવ્યો. પોતે સિંધિયાને ફરી ગાદીએ બેસાડવા આવ્યો છે એવું જાહેર કર્યું.

... તાત્યા ટોપે સામે ગયો. થોડી જ વારમાં ગ્વાલિયર સેનામાં ગરબડ મચી રહી: રાવસાહેબ ગભરાઈ ગયો. રાણી લક્ષ્મીબાઈએ નવું જોમ રેડ્યું અને પૂર્વના દરવાજાના રક્ષણનો ભાર પોતાને માથે લીધો.

લક્ષ્મીબાઈની સાથે તેની બે સાહેલીઓ મંથરા અને કાશી પણ ઘોડેસવાર થઈ વીરતાથી શસ્ત્ર ચલાવી રહી હતી. પ્રસિદ્ધ સેનાપતિ જનરલ સ્મિથ રાણીની સામે આવ્યો. તેણે કેટલીય વાર પૂર્વના દરવાજા પર હુમલા કર્યા પણ વારે વારે પાછા હઠી જવું પડયું. રાણી કેટલીય વાર બહાર જઈને શત્રુઓનો ઘાણ કાઢી આવતી.

૧૮મી જૂને જનરલ સ્મિથ વધારે લશ્કર લઈને ફરી આવ્યો. તેની સાથે આજે સર હ્યુ રોઝ પણ આવ્યો હતો. સવારમાં રાણી શરબત પીતી હતી ને ખબર મળી કે દુશ્મનો ધસતા આવે છે એટલે કટોરો ફગાવી દઈ ઘોડે ચઢી ધસી. તે દિવસે રાણીએ પુરુષનો પોષાક પહેર્યો હતો. એક નજરે જોનાર અંગ્રેજ લખે છેઃ

"તરત જ સુંદર રાણી મેદાનમાં પહોંચી ગઈ...વાર વાર તેણે હ્યૂ રોઝની સેના ઉપર હુમલો કર્યો. રાણીના માણસો ક્ષણે ક્ષણે ઘટતાં જતાં હતાં. તોપણ રાણી મોખરે જ રહેતી હતી. તે વારેવારે વિખરાયેલાં સૈન્યને ભેગું કરી ધસારા કરતી હતી. ખુદ સર હ્યૂ રોઝે ધસારો કરી રાણીની વ્યૂહ રચના તોડી નાખી છતાં રાણી પોતાને સ્થાને જ ખડી રહી."

આ પ્રમાણે રાણી અદ્ભુત વીરતા બતાવતી લડી રહી હતી તેવામાં કંપની સેનાએ બીજા વિપ્લવકારીઓને હઠાવી પાછળથી આવી રાણી પર હલ્લો કર્યો. રાણી બંને બાજુથી ઘેરાઈ ગઈ.

ગ્વાલિયરની તોપો ઠંડી થઈ ગઈ. મુખ્ય સેના વેરણછેરણ થઈ ગઈ. રાણીની ચારે કોર અંગ્રેજ સેના પળે પળે નજીક આવતી જતી હતી. રાણીની પાસે હવે પોતાની બે સાહેલીઓ અને ૧૫–

૨૦ સવારો જ બાકી રહ્યા. રાણીએ પોતાના ઘોડાને પૂરપાટ છોડી મૂક્યો અને શત્રુઓનું દળ ચીરતી સામે પાર આવેલી વિપ્લવકારી સેનાને જઈ મળવા ધાયું. અંગ્રેજ સવારોએ તેનો પીછો પકડ્યો. રાણી તલવારથી પોતાનો રસ્તો કાપતી આગળ વધી. અચાનક એક ગોળી સાહેલી મંથરાને આવીને લાગી. મંથરા ઘોડા પરથી પડીને ત્યાં જ પૂરી થઈ ગઈ. સવારના પણ ત્યાં જ કટકા થઈ ગયા. રાણી ફરી આગળ વધી. સામે એક નાનું નાળું હતું. એક છલાંગ માર્યા પછી અંગ્રેજ સવારો લક્ષ્મીબાઈને અડી શકે એવું રહેવાનું નહોતું. પણ દુર્ભાગ્યવશાત્ રાણીનો ઘોડો નવો હતો. ઘોડો છલાંગ મારવાને બદલે ચક્કર ફરવા લાગ્યો. ત્યાં તો અંગ્રેજ સવારો આવી પહોંચ્યા અને રાણી ચારે બાજુથી ઘેરાઈ ગઈ.

રાણી તદ્દન એકલી જ રહી ગઈ. તેણે એકલીએ જ તે બધાનો પોતાની તલવારથી સામનો કર્યો. એક સવારે પાછળથી આવીને રાણીના માથા પર ઘા કર્યો. માથાનો જમણો ભાગ જુદો પડી ગયો. જમણી આંખ પણ બહાર નીકળી પડી. તોપણ લક્ષ્મીબાઈ ઘોડા પર બેઠી બેઠી તલવાર ચલાવતી રહી. એટલામાં એક બીજો ઘા છાતી પર થયો. માથામાંથી અને છાતીમાંથી લોહીના ફુવારા ઊડવા લાગ્યા. બેહોશ થતાં થતાં પેલા સામેથી ઘા કરનારને તો રાણીએ પૂરો જ કર્યો. પણ પછી તેના હાથમાં તાકાત ન રહી.

લક્ષ્મીબાઈનો એક વફાદાર નોકર રામચંદ્રરાવ દેશમુખ તે વખતે પાસે હતો. પાસે જ ગંગાદાસ બાવાની કુટિ હતી. રામચંદ્રરાવ રાણીને ઉપાડીને ત્યાં લઈ ગયો. બાવાએ રાણીને ઠંડું પાણી આપ્યું અને સુવાડી દીધી.

થોડી જ મિનિટમાં રાણીનો દેહ ઠંડો પડી ગયો. રામચંદ્રરાવે રાણીની અંતિમ ઇચ્છા અનુસાર દુશ્મનો ન જાણે એમ એક

ઘાસની ચિતા રચી અને તે પર રાણીનું શબ મૂક્યું. થોડી વારમાં તો આગની ઝાળમાં બળી કેવળ થોડાં હાડ જ બાકી રહ્યાં.

વિપ્લવના નેતાઓમાં સૌથી વધુ કાબેલ[1] સાક્ષાત રણચંડી સમી, વિપ્લવની જ્વાળા સમી મહારાણી લક્ષ્મીબાઈ ટૂંક પણ પવિત્ર અને વીરોચિત જીવન ગાળી દેશને સ્વતંત્ર કરવા માટે ઝૂઝતાં ઝૂઝતાં ૧૮મી જૂન ૧૮૫૮ને રોજ સમરાંગણમાં જ વીરમૃત્યુ પામી. દુનિયાના ઇતિહાસમાં આવા દાખલા વિરલ જ મળે.

---

१. "......the ablest of the rebel leaders."—The Oxford Students History of India, by Vincent. A. Smith. p. 328.




# આગના તણખા

અયોધ્યામાં ફરી સળગ્યું: કંપનીના રાજ્યનો અંત: અયોધ્યાની સ્વતંત્રતાનો અંત

## આગના તણખા

**૧૮૫૭**ના વિપ્લવનું મુખ્ય ક્ષેત્ર ઉત્તર હિંદુસ્તાન હતું. જો વિંધ્યાચલની દક્ષિણના પ્રદેશે પણ ઉત્તરનાની માફક તે જ વખતે સાથ દીધો હોત તો મદ્રાસ, મુંબઈ વગેરે સ્થળેથી લશ્કર લઈ જઈને બિહાર, બનારસ, અલાહાબાદ અને રોહીલખંડ ફરી કબજે કરવાં અંગ્રેજો માટે શક્ય થઈ પડત અને વિપ્લવનું આખરી પરિણામ તદ્દન જુદું જ આવત. દક્ષિણમાં પણ પ્રચારકો પહોંચ્યા હતા. વિપ્લવ કેટલાંક સ્થળોએ થયો હતો પણ બહુ જ અવ્યવસ્થિત અને કવેળાએ, એટલે તેને દબાવતાં કાંઈ વાર જ લાગી નહિ અને વિપ્લવકારીઓને કાંઈ લાભ થયો નહિ.

લંડનમાં રંગો બાપૂજી અને અઝીમુલ્લાખાં મળ્યા હતા એ તો શરૂઆતમાં કહ્યું જ છે. સતારામાં બેઠો બેઠો રંગો બાપૂજી નાના સાહેબ સાથે પત્રવ્યવહાર કરતો રહ્યો અને દક્ષિણના અનેક સરદારો અને રાજાઓને વિપ્લવના પક્ષમાં લેવાનો પ્રયત્ન કરતો રહ્યો. ૩૧ મી જુલાઈ ૧૮૫૭ને રોજ કોલ્હાપુરની દેશી પલટન વીફરી. સિપાઈઓએ કેટલાક અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા અને ખજાનો કબજે કર્યો. પરંતુ થોડા મહિનામાં જ અંગ્રેજોએ ત્યાંનો બળવો શમાવી દીધો. ૧૫મી ડિસેમ્બરે મહા-

ઘાસની ચિતા રચી અને તે પર રાણીનું શબ મૂક્યું. થોડી વારમાં તો આગની ઝાળમાં બળી કેવળ થોડાં હાડ જ બાકી રહ્યાં.

વિપ્લવના નેતાઓમાં સૌથી વધુ કાબેલ[1] સાક્ષાત રણચંડી સમી, વિપ્લવની જ્વાળા સમી મહારાણી લક્ષ્મીબાઈ ટૂંક પણ પવિત્ર અને વીરોચિત જીવન ગાળી દેશને સ્વતંત્ર કરવા માટે ઝૂઝતાં ઝૂઝતાં ૧૮મી જૂન ૧૮૫૮ને રોજ સમરાંગણમાં જ વીરમૃત્યુ પામી. દુનિયાના ઇતિહાસમાં આવા દાખલા વિરલ જ મળે.

---

૧. "......the ablest of the rebel leaders."—The Oxford Students History of India. by Vincent. A. Smith. p. 328.




# આગના તણખા

અયોધ્યામાં ફરી સળગ્યું: કંપનીના રાજ્યનો અંતઃ અયોધ્યાની સ્વતંત્રતાનો અંત

## આગના તણખા

પૂ૭ના વિપ્લવનું મુખ્ય ક્ષેત્ર ઉત્તર હિંદુસ્તાન હતું. જો વિંધ્યાચલની દક્ષિણના પ્રદેશે પણ ઉત્તરનાની માફક તે જ વખતે સાથ દીધો હોત તો મદ્રાસ, મુંબઈ વગેરે સ્થળેથી લશ્કર લઈ જઈને બિહાર, બનારસ, અલાહાબાદ અને રોહીલખંડ ફરી કબજે કરવાં અંગ્રેજો માટે શક્ય થઈ પડત અને વિપ્લવનું આખરી પરિણામ તદ્દન જુદું જ આવત. દક્ષિણમાં પણ પ્રચારકો પહોંચ્યા હતા. વિપ્લવ કેટલાક સ્થળોએ થયો હતો પણ બહુ જ અવ્યવસ્થિત અને કવેળાએ, એટલે તેને દબાવતાં કાંઈ વાર જ લાગી નહિ અને વિપ્લવકારીઓને કાંઈ લાભ થયો નહિ.

લંડનમાં રંગો બાપૂજી અને અઝીમુલ્લાખાં મળ્યા હતા એ તો શરૂઆતમાં કહ્યું જ છે. સતારામાં બેઠો બેઠો રંગો બાપૂજી નાના સાહેબ સાથે પત્રવ્યવહાર કરતો રહ્યો અને દક્ષિણના અનેક સરદારો અને રાજાઓને વિપ્લવના પક્ષમાં લેવાનો પ્રયત્ન કરતો રહ્યો. ૩૧ મી જુલાઈ ૧૮૫૭ને રોજ કોલ્હાપુરની દેશી પલટન વીફરી. સિપાઈઓએ કેટલાક અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા અને ખજાનો કબજે કર્યો. પરંતુ થોડા મહિનામાં જ અંગ્રેજોએ ત્યાંનો બળવો શમાવી દીધો. ૧૫મી ડિસેમ્બરે મહા-

રાજાના નાના ભાઈ ચિમના સાહેબની મદદથી કોલ્હાપુરમાં ફરી વિપ્લવ શરૂ થયો. શહેરના દરવાજા બંધ કરી દેવામાં આવ્યા, કોટ પર તોપો ચઢાવી દેવામાં આવી, અને સ્વતંત્રતાનો ઢંઢેરો પિટાવવામાં આવ્યો. પણ એટલામાં તો અંગ્રેજી સેના આવી પહોંચી. ભયંકર લડાઈ થઈ અને અંગ્રેજો જીત્યા. ઘણાઓને તોપને મોઢે ઉડાવી દેવામાં આવ્યા.

પછીના ઓગસ્ટમાં બેલગામની દેશી પલટન વિપ્લવ કરે એવું લાગ્યું એટલે તરત જ આગેવાનોને તોપને મોઢે ઉડાવી દેવામાં આવ્યા. બેલગામ અને ધારવાડ આમ શાંત થઈ ગયાં.

રંગો બાપૂજીના એક દીકરાને ફાંસી દેવામાં આવી. સતારા રાજકુટુંબના બે જણને દેશપાર કરવામાં આવ્યા. રંગો બાપૂજી સતારાથી ભાગી ગયો. તેને પકડવા માટે મોટાં મોટાં ઇનામો જાહેર થયાં પણ તેનો પત્તો જ લાગ્યો નહિ.

મુંબઈના કેટલાક સિપાઈઓએ નિશ્ચય કરી રાખ્યો હતો કે પહેલાં મુંબઈ શહેરમાં વિપ્લવની શરૂઆત કરી પછી પૂના જઈને નાના સાહેબને પેશવા જાહેર કરવા. પણ એ લોકો હજી સલાહ મસલતમાં પડ્યા હતા એટલામાં તો અંગ્રેજોને ખબર પડી ગઈ. કેટલાકને ફાંસી દીધી, કેટલાકને દેશપાર કાઢ્યા અને બધું ઠંડું પાડી દીધું.

અમદાવાદમાં પણ જુલાઈની આખરમાં ઘોડેસવાર પલટનના થોડા માણસો તરફથી બળવો જગાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો. લીલો ઝંડો લઈ ને સરકરમાં દોડી વળ્યા હતા અને કાફરોને હાંકી કાઢવાના પોકારો કર્યા હતા, પણ કાંઈ વળ્યું નહિ. તેઓને પકડવા જતાં બે સિપાઈઓ માર્યા ગયા અને અહીંનો સેનાપતિ કેપ્ટન ટેલર ઘાયલ થયો. સૌને ફાંસીની સજા ફરમાવવામાં આવી અને સ્ટેશન આગળ બધી દેશી પલટનોના દેખતાં ફાંસી દેવામાં આવી. ફાંસી

દેવા પહેલાં જે કાંઈ કહેવું હોય તે કહેવાની છૂટ આપતાં ભેગા થયેલા સિપાઇઓને એકે કહ્યું: "તમો પણ નીમચના સિપાઈઓની માફક આ કાફરો ઉપર હુમલો કેમ નથી કરતા !" [૧]

વડોદરા, સુરત અને ભરૂચમાં પણ થયું ન થયું અને શમી ગયું.

નાગપુરની પાસે કેટલાક દેશી સિપાઈઓએ પોતાને માટે ૧૩મી જૂન ૧૮૫૭ નક્કી કરી મૂકી હતી. કેટલાક મોટા મોટા શહેરીઓ પણ એમાં સામેલ હતા. પરંતુ મદ્રાસની દેશી પલટનો એ પહેલાં જ પહોંચી ગઈ અને બધું બરાબર કરી દીધું.

જબલપુર પ્રાંતનો ગોંડ રાજા અને તેનો પુત્ર વિપ્લવના સાચા ભક્ત હતા. તેમણે જબલપુરની બાવનમી પલટનને પોતાના પક્ષમાં લીધી. અંગ્રેજોને જાણ થઈ ગઈ. ૧૮મી સપ્ટેમ્બર ૧૮૫૭ને રોજ રાજા શંકરસિંહને અને તેના દીકરાને તોપને મોઢે ઉડાવી દેવામાં આવ્યા. મર્યા પછી પણ તેમના બંનેનાં મોં પર અપૂર્વ શાંતિ પથરાયેલી હતી.[૨] પણ આને લીધે બાવનમી પલટન વીફરી. એક અંગ્રેજને મારી નાખ્યો. અને એ માણસોએ બીજાં સ્થળોએ જઈને વિપ્લવમાં ભાગ લીધો.

દિલ્લીના શાહજાદા ફીરોજશાહે ધાર સંસ્થાનમાં, મહીદપુરમાં, ગોરિયામાં તથા બીજે ઠેકાણે પણ વિપ્લવની તૈયારીઓ કરી પણ બહુ સફળતા મળી નહિ.

દક્ષિણમાં હૈદરાબાદ ભારે મહત્ત્વનું સ્થાન હતું, ત્રણ મહિના

૧. Charles Ball's **Mutiny in India** vol. ii p. 142

૨. "The old man's face was quiet and severe (he never had moved a muscle the whole time before) as was also the young one's ......Quite untouched their faces were, and quite quiet."—Ball vol, ii. p. 146.

સુધી હિન્દનું ભાવી નિઝામ અફ્ઝલુદૌલા અને તેના વઝીર સર સાલારજંગના હાથમાં હતું, એમ એક અંગ્રેજ ઇતિહાસકારે પણ લખ્યું છે. જો હૈદરાબાદના નિઝામે વિપ્લવકારીઓને સાથ દીધો હોત તો દક્ષિણમાં પણ આગ ફેલાઈ જાત, એમાં કશો શક નથી. ૧૮૫૭ના જૂન અને જુલાઈ માસમાં હૈદરાબાદના શહેરીઓમાં વિપ્લવ માટે પુષ્કળ જુસ્સો જણાતો હતો. મોટા મોટા મૌલવીઓએ અંગ્રેજો વિરુદ્ધ ફતવા કાઢ્યા, વિપ્લવના પક્ષની હજારો પત્રિકાઓ વહેંચવામાં આવી, મસ્જિદોમાં મોટી મોટી સભાઓ થઈ, કેટલાક મુસલમાન સિપાઈઓ પણ વીફર્યા પણ નિઝામે અને તેના વઝીરે અંગ્રેજોને સાચો સાથ દીધો અને આ બધા આગેવાનોને પકડી પકડીને અંગ્રેજોને હવાલે કરી દીધા. ખુદ કંપનીના લશ્કર પાસે વિપ્લવકારીઓની કતલ કરાવી અને હૈદરાબાદને બચાવી લીધું.

હૈદરાબાદની જ પાસે એક નાનું રાજ્ય જોરાપુરનું હતું. જોરાપુરનો રાજા નાની ઉમરનો અને વિપ્લવના પક્ષમાં હતો. અંગ્રેજો સાથે લડવા માટે તેણે આરબો અને રાહીલા પઠાણોની એક સેના ઊભી કરી. ૧૮૫૮ના ફેબ્રુઆરીમાં તે હૈદરાબાદ આવ્યો. સર સાલારજંગે તેને કેદ પકડી અંગ્રેજોને સોંપી દીધો. કેદ પકડાયા પછીનું આ બાળ રાજાનું વર્તન અત્યંત પ્રશંસનીય અને વીરોચિત હતું. એક અંગ્રેજ અમલદાર મેડોઝ ટેલરની સાથે તે બહુ ઘરોબો રાખતો હતો, અને તેને 'અપ્પા' કહેતો હતો. જેલખાનામાં મેડોઝ ટેલર તેને મળવા ગયો. રાજા પહેલાંની માફક જ ભારે આદરથી મળ્યો. મેડોઝ ટેલરે તેને વિપ્લવકારીઓનાં નામ પૂછ્યાં. મેડોઝ ટેલર લખે છે: "રાજાએ ભારે ગર્વની સાથે અક્કડ થઈને જવાબ દીધો: 'ના, અપ્પા, હું નામો કદી નહિ આપું! તમો મને રેસિડન્ટને મળવાની સલાહ આપો છો પણ હું એ નહિ કરું. કદાચ તમને એવી આશા હશે કે હું મારા પ્રાણની ભિક્ષા માંગીશ, પણ અપ્પા!

હું બીજાની ભિક્ષા ઉપર કાયરની માફક જીવવા નથી માગતો અને હું મારા દેશબંધુઓનાં નામો કદી જાહેર કરવાનો નથી!"

મેડોઝ ટેલર ફરી એક દિવસ તેની પાસે ગયો. તેણે એ બાળ રાજાને કહ્યું કે તું જો બીજાં નામો કહી દેશે તો તને માફી આપવામાં આવશે. રાજાએ ઉત્તર દીધો: "...શું? જ્યારે હું મોતના મુખમાં જવાને તૈયાર થયો છું ત્યારે હવે મારા દેશબંધુઓનાં નામો જણાવી વિશ્વાસઘાત કરીશ! ના. ના! તોપ, ફાંસી કાલાપાણી— એમાંથી કોઈ પણ, વિશ્વાસઘાત જેટલું ભયંકર નથી."

ટેલરે રાજાને ખબર આપી કે તમને દેહાંતદંડની સજા કરવામાં આવશે. રાજાએ ઉત્તર આપ્યો: "પણ બાપા, મારે એક વિનંતિ કરવાની છે: મને ફાંસી ન દેશો, હું કંઈ ચોર નથી. મને તોપને મોઢે ઉડાવજો. પછી જો જો, કે હું કેટલી શાંતિથી તોપને મોઢે ઊભો રહું છું!"[1]

ટેલરની ભલામણથી રાજાને દેહાંતને બદલે કાળાપાણીની સજા ફરમાવવામાં આવી. જ્યારે તેને કાળાપાણી લઈ જતા હતા ત્યારે રાજાએ પોતાના કોઈ અંગ્રેજ પહેરાવાળા પાસેથી રમતરમતમાં પિસ્તોલ લઈ લીધી અને તક મળતાં પોતા ઉપર ગોળી ચલાવી દીધી. આ પહેલાં એક દિવસ તેણે કહ્યું હતું: "હું તો કાળાપાણી કરતાં મોતને પસંદ કરું છું. કેદ અને કાળાપાણી! મારી પ્રજામાંનો હલકામાં હલકો જંગલી આદમી પણ જેલમાં રહેવાનું પસંદ નહિ કરે. તો હું તો તેઓનો રાજા છું!"[1]

જોરાપુરના રાજાનો એક સાથી નારગુંદના રાજા ભાસ્કરરાવ બાબા સાહેબ હતો. બાબા સાહેબની રાણી ભારે વીર અને અંગ્રેજોની કટ્ટર દુશ્મન હતી. બહુ વખત વિચાર કર કર કર્યા પછી રાણીના જ

1. The Story of my Life—Meadows Taylor.

કહેવા ઉપરથી ૧૮૫૮ના મેની ૨૫મીએ બાબા સાહેબે અંગ્રેજો વિરુદ્ધ યુદ્ધ જાહેર કર્યું. મેનસનની સરદારી હેઠળ કંપનીનું લશ્કર એની સામે ગયું. બાબા સાહેબે પોતાના થોડા સિપાઈઓને લઈ જઈને મેનસનને રાતના નારગુંડની પાસેના જંગલમાં ઘેર્યો. મેનસન ખપી ગયો. તેનું માથું કાપી બાકીનું ધડ ફૂંકી મૂકવામાં આવ્યું. કંપનીનું લશ્કર હારીને ભાગી ગયું. બીજે દિવસે મેનસનનું માથું નારગુંડના કોટ પર લટકાવવામાં આવ્યું. ત્યાર પછી બાબા સાહેબનો સાવકો ભાઈ અંગ્રેજો સાથે મળી ગયો. અંગ્રેજોએ ફરી નારગુંડ ઉપર હુમલો કર્યો. બાબા સાહેબ હાર્યો અને છટકી નાઠો પણ થોડા દિવસમાં કેદ પકડાયો. ૧૨મી જૂન ૧૮૫૮ને રોજ તેને ફાંસી દેવામાં આવી. તેની રાણી અને મા બંનેએ મલપ્રભા નદીમાં કૂદીને આત્મહત્યા કરી.

ખાનદેશના ભીલો અને તેમની સ્ત્રીઓ પણ તીર કામઠાં લઈને અંગ્રેજો વિરુદ્ધ લડી. કરાંચીમાં પણ ઝમકડું થયું. ચિત્રકૂટ નકામું જ લૂંટાઈ ગયું.

બંગાળમાં સિગૌલી, મુજફ્ફરપુર, છપેરા, ઢાકા, ચટગાંવ, પૂર્ણિયા, વગેરે સ્થળોએ કંઈક કંઈક થોડું ઘણું રમખાણ થયું. બે પાંચ ગોરાની કતલ થઈ, બે ત્રણ ઠેકાણે ખજાના લૂંટાયા અને એક બે ઠેકાણે કેદીઓને છોડી મૂક્યા પણ આ બધું થોડા જ દિવસમાં શમી ગયું.

મદ્રાસ તરફ તો કશું થયું જ નહિ એમ કહેવાય. આ કારણને લીધે ઉત્તર હિન્દના વિપ્લવકારીઓ ઉપર એક સામટો સખત મારો ચલાવી શકાયો. બંગાળ શાંત રહ્યું એટલે કલકત્તાથી કાનપુરનો રસ્તો ખુલ્લો રહ્યો અને ત્યાંનું લશ્કર બધું વાપરી શકાયું. મદ્રાસનું બધું લશ્કર મધ્ય હિન્દ અને ઉત્તરના પ્રદેશો માટે કામમાં લઈ શકાયું.

રંગૂન અને બ્રહ્મદેશમાં પણ થોડા ઘણા બનાવો બન્યા પણ કસમયે

## અયોધ્યામાં ફરી સળગ્યું

હવે આપણે ફરી વિપ્લવના સૌથી મોટા ક્ષેત્ર અયોધ્યા તરફ વળીએ છીએ. મૌલવી અહમદશાહને માર્યો તે પહેલાં લૉર્ડ કેનિંગે અયોધ્યામાં એવું જાહેર કર્યું હતું કે જે લોકો હથિયાર છોડી દેશે તેઓને માફી આપવામાં આવશે અને તેમની જાગીરો વગેરે પણ પાછાં આપવામાં આવશે. પણ એની કાંઈ ખાસ અસર થઈ લાગી નહિ. ત્યાર પછી પમી જૂન ૧૮૫૮ને દિવસે મૌલવી અહમદશાહને મારી નાખવામાં આવ્યો. અયોધ્યાવાસીઓનો ક્રોધ ફરી એકવાર જોરથી ભભૂકી ઊઠ્યો. નિજામઅલીખાંએ પીલીભીત પર હુમલો કર્યો. ખાનબહાદુરખાં ચાર હજારનું લશ્કર ભેગું કરી ફરી મેદાનમાં ઊતરી આવ્યો. ફરુખાબાદમાં પાંચ હજાર સિપાઈઓ નવેસર વિપ્લવ મચાવવાને ભેગા થઈ ગયા. નાના સાહેબ, બાલા સાહેબ, વિલાયતશાહ અને અલીખાં મેવાતીની સરદારી હેઠળ હજારો સિપાઈઓ આવી આવીને ભેગા થવા લાગ્યા. ઘોગરા નદીને કિનારે ચોક ઘાટમાં બેગમ હજરતમહલ અને સરદાર મામુંખાંની સેના હાજર હતી. શાહજાદા ફીરોજશાહ પણ એ વખતે અયોધ્યામાં જ હતો. એ ઉપરાંત રૂઈયાનો રાજા નરપતિસિંહ, અને બીજા અનેક જમીનદારો પણ પોતપોતાનું લશ્કર લઈને અયોધ્યાને ફરી વાર અંગ્રેજોના હાથમાંથી છીનવી લેવાના પ્રયત્નમાં મંડ્યા હતા. વૃદ્ધ રાજા બેની માધવે ફરીથી લખનૌ પર ચઢાઈ કરવાની તયારી કરવા માંડી.

અંગ્રેજો તો આ વાત સાંભળીને છક જ થઈ ગયા. લખનૌ પાસે નવાબ ગંજમાં વિપ્લવકારીઓની સેના ભેગી થઈ. અચાનક જ ૧૩મી જૂન ૧૮૫૮ને રોજ હોપ ગ્રાંટ એમના ઉપર હુમલો કર્યો. આ યુદ્ધનું વર્ણન હોપ ગ્રાંટ પોતે આ પ્રમાણે કરે છેઃ

"અમારા ઉપરના તેમના હુમલા સફળ ન થયા પણ તે હુમલા અત્યંત જોરદાર હતા અને તેનો સામનો કરવામાં અમારે

ભારે પરિશ્રમ વેઠવો પડતો હતો. અનેક સુંદર અને સાહસી જમીનદારોએ બે તોપો ખુલ્લા મેદાનમાં લાવી અમારા ઉપર પાછળથી હલ્લો કર્યો. મેં હિન્દુસ્તાનમાં ઘણી લડાઈઓ જોઈ છે, અને ઘણા બહાદુર પુરુષોને મરવું કે જીતવું એવા નિશ્ચયથી લડતા જોયા છે, પરંતુ મેં આ જમીનદારોના વર્તન કરતાં વધુ તેજદાર દશ્ય કદી જોયું નથી! પહેલાં તેમણે અમારી એક સવાર પલટન ઉપર હુમલો કર્યો. અમારા સવારો આ હુમલા સામે ટકી ન શક્યા અને એવા તો ગભરાઈ ગયા કે તેઓ પાસે અમારી જે બે તોપો હતી તે ભારે આફતમાં આવી પડી. મેં એક બીજી પલટનને આગળ વધવાનો હુકમ કર્યો. તેની પાસે બીજી ચાર તોપો હતી. એ તોપો દુશ્મનથી પાંચસો વાર દૂર ગોઠવવામાં આવી. અને તેમના ઉપર ગોળા વરસાવવા માંડ્યા. તેઓ દાતરડાથી ઘાસ કપાઈ પડે તેમ કપાઈને પડવા લાગ્યા. તેઓ જરા પણ ચસક્યા નહિ. ઊલટા આવી આગની ઝડીમાં પણ બે પહાડીઓ આગળ આવ્યા અને તોપ પાસે બે લીલા ઝંડા રોપી પોતાનાં માણસોને ત્યાં ભેગાં કર્યાં. પણ અમારા ગોળાએ તો કેર વર્તાવ્યો. તોપ પાસે જે આવે તે ફૂકચો જ જાણો. બીજી બે પલટનો અમારી મદદે આવી ત્યારે અમો આ લોકોને હટાવી શક્યા. આ ત્રણ કલાકના યુદ્ધમાં લગભગ છસો દુશ્મનો પડ્યા અને આખરે અમારી જીત થઈ."[1]

આવાં ભયંકર યુદ્ધો અયોધ્યાભરમાં ચાલી રહ્યાં હતાં. ૧૮૫૮ના ઓક્ટોબરમાં કમાન્ડર-ઈન-ચીફ સર કોલિન કેમ્પબેલે નવેસરથી લશ્કર ભેગું કરી અયોધ્યા જીતવાની શરૂઆત કરી.

રાણા બેની માધવના શંકરપુર પર ત્રણ બાજુથી ચઢાઈ કરવામાં આવી. કેમ્પબેલે તેને સંદેશો મોકલ્યો કે પ્રજાનું લોહી રેડાતું અટકાવવું હોય તો શરણે આવો, તમને માફી મળશે. બેની માધવે ઉત્તર

1. The Mutiny in India-Charles Ball, vol. II.

લીધો ? હવે મારાથી કિલ્લો તો બચાવી શકાય એમ છે નહિ, એટલે હું કિલ્લો છોડી જાઉં છું. હું આ શરીર શી રીતે સોંપી દઉં ! એના ઉપર મારો અધિકાર નથી, એ તો મારા બાદશાહનું છે.

## કંપનીના રાજ્યનો અંત

વિપ્લવની શરૂઆતમાં એવું ભવિષ્ય ભખાયું હતું કે અંગ્રેજ કંપનીનું રાજ્ય હિંદમાંથી નાબૂદ થઈ જશે, અને થયું પણ એવું જ. વિપ્લવને દોઢ વર્ષ થયું ને ૧૮૫૮ના નવેમ્બરની પહેલી તારીખે કંપનીનું રાજ્ય પૂરું થયું પણ તેને ઠેકાણે ઇંગ્લંડની રાણી વિક્ટોરિયાનું રાજ્ય કાયમ થયું. એ જ દિવસે રાણીનો ઢંઢેરો બહાર પડ્યો. એ ઢંઢેરામાં રાણી તરફથી હિંદીઓને જણાવવામાં આવ્યું કે—

આજથી કંપનીનું રાજ્ય પૂરું થાય છે અને તેને બદલે હિંદના રાજ્યકારભારની લગામ અમે (રાણી વિક્ટોરિયાએ) પોતાના હાથમાં લઈ લીધી છે. અમારી અંગ્રેજી પ્રજાને મારવા બાબત જેઓ અપરાધી છે તેઓ સિવાયના બીજા જે લોકો હથિયાર છોડી દેશે તેમને બધાને માફી આપવામાં આવશે; હિન્દીઓની દત્તક લેવાની પ્રથા હવેથી સ્વીકારવામાં આવશે અને દત્તક પુત્રોને પોતાના પિતાની મિલકત અને ગાદીનો માલિક ગણવામાં આવશે; કોઈનાં ધાર્મિક માન્યતા કે ધાર્મિક રીતરિવાજોમાં કોઈ પ્રકારની દખલ કરવામાં આવશે નહિ; દેશી રાજાઓની સાથે કંપનીએ આજ સુધીમાં જેટલી સંધિઓ કરી છે તેની બધી શરતોનો આજ પછી ઈમાનદારીથી અમલ કરવામાં આવશે; હવે પછી કોઈ દેશી રાજાનું રાજ્ય કે તેના કોઈ અધિકાર છીનવી લેવામાં નહિ આવે; અંગ્રેજોની સાથે જેવો વ્યવહાર રાખવામાં આવે છે તેવો જ બધા હિંદીઓ સાથે રાખવામાં આવશે, વગેરે.

પણ અયોધ્યાના લોકો ઉપર વિક્ટોરિયાના આ ઢંઢેરાની પણ

બહુ અસર ન થઈ. ઈંગ્લંડની મહારાણી તરફથી ઉપરનો ઢંઢેરો બહાર પડ્યો કે તરત જ બેગમ હજરતમહલે તેના જવાબમાં બીજો એક ઢંઢેરો અયોધ્યાની પ્રજાની જાણ બહાર પાડ્યો. મૂળ તો એ ઢંઢેરો હિંદુસ્તાની ભાષામાં હતો, પણ તે ક્યાંથી મળે? એટલે સરકારી અંગ્રેજી અનુવાદ ઉપરથી તેનાં થોડાં વાક્યોનો ગુજરાતી અનુવાદ કરી નીચે આપ્યો છે.

"...પહેલી નવેમ્બર ૧૮૫૮નો ઢંઢેરો જે અમારી પાસે આવ્યો છે તે તદ્દન સ્પષ્ટ છે....એટલા માટે અમો...બહુ વિચાર કરીને આ ઢંઢેરો પ્રગટ કરીએ છીએ કે જેથી પહેલા ઢંઢેરાના ખાસ ખાસ ખરા ઉદ્દેશો ખુલ્લા પડી જાય અને અમારી રૈયત હોશિયાર થઈ જાય.

તે ઢંઢેરામાં લખ્યું છે કે જે હિન્દુસ્તાન આજ સુધી કંપનીને કબજે હતું તે હવે મહારાણીએ પોતાને કબજે લીધું છે અને હવેથી મહારાણીના કાયદાને માન આપવામાં આવશે. અમારી ધર્મનિષ્ઠ પ્રજા આનો ઇતબાર ન કરે કારણકે કંપનીના કારકુન, કંપનીનો ગવર્નર જનરલ અને કંપનીની અદાલતો વગેરે બધું એમ ને એમ કાયમ રહેવાનાં છે, તો પછી એવી નવી વાત શી બની કે જેમાં પ્રજાનો લાભ હોય અથવા જેના ઉપર પ્રજા વિશ્વાસ રાખી શકે!

તે ઢંઢેરામાં લખ્યું છે કે કંપનીએ જે જે સંધિઓ અને શરતો કરી છે તે બધીને મહારાણી મંજૂર રાખશે. લોકોએ આ ચાલને પૂરા વિચારપૂર્વક તપાસી લેવી જોઈએ. કંપનીએ આખા હિન્દુસ્તાન ઉપર કબજો કરી લીધો છે. અને જો એ વાત કાયમ રહી તો તેમાં નવું શું બન્યું? કંપનીએ ભરતપુરના રાજાને પહેલાં પોતાનો બેટો કહ્યો અને પછી તેનો મુલક લઈ લીધો. લાહોરના રાજાને તે લંડન લઈ ગયા અને પછી તેને પાછો હિન્દુસ્તાન આવવા જ ન દીધો.

પેશ્વાને તેમણે પૂના અને સતારાથી હાંકી કાઢ્યો અને બિઠૂરમાં જન્મભર કેદમાં નાખ્યો. બનારસના રાજાને તેમણે આગ્રામાં કેદ કર્યો. બિહાર, ઓરિસ્સા અને બંગાળના રાજાઓનું તેમણે નામ નિશાન રાખ્યું નહિ......તેમણે કોઈ પણ કારણ સિવાય કેવળ તમારો વ્યવહાર સારો નથી અને તમારી પ્રજા અસંતુષ્ટ છે એવું બહાનું બતાવીને અમારો મુલક અને કરોડો રૂપિયાનો માલ અમારી પાસેથી છીનવી લીધો છે. જો અમારી પ્રજા અમારા પૂર્વાધિકારી નવાબ વાજિદઅલી શાહથી અસંતુષ્ટ હતી તો તે અમારાથી શી રીતે સંતુષ્ટ થઈ ગઈ? અમારી પ્રજાએ અમારે માટે જાનમાલની જે કુરબાની કરીને પોતાની રાજભક્તિનો પરિચય આપ્યો છે એવી કુરબાની કદી કોઈ રાજાને માટે પ્રજાએ કરી નથી. તો પછી શું ઓછું પડે છે કે અમારો મુલક અમને પાછો નથી સોંપતા? આ ઉપરાંત એ ઢંઢેરામાં લખ્યું છે કે મહારાણીને પોતાનું રાજ્ય વધારવાની ઇચ્છા નથી; તો પણ તે આ દેશી રાજ્યો પોતાના રાજ્યમાં જોડી દીધા વિના રહી શકતી નથી...

તે ઢંઢેરામાં લખ્યું છે કે ખ્રિસ્તી ધર્મ 'સાચો' છે. પરંતુ બીજા કોઈ ધર્મવાળાઓ પ્રત્યે જુલમ નહિ કરવામાં આવે, અને સૌની સાથે એકસમાન કાયદાથી વ્યવહાર ચલાવવામાં આવશે. ન્યાયાસનને કોઈ ધર્મ જૂઠો છે કે સાચો તેની સાથે શો સંબંધ છે?

...સૂવર ખાવાં અને શરાબ પીવો, ચરબીની કારતૂસો દાંતથી તોડવી અને આટા અને મીઠાઈમાં સૂવરની ચરબી ભેળવવી, સડકો બનાવવાને બહાને મંદિરો અને મસ્જિદો તોડી પાડવાં અને દેવળો બંધાવવાં, ગલીકૂંચીઓમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા માટે પાદરીઓને મોકલવા...આ બધું ચાલતું હોય છતાં લોકો શી રીતે વિશ્વાસ રાખે કે એ લોકોના ધર્મમાં દખલ નહિ કરવામાં આવે?...

*તે ઢંઢેરામાં લખ્યું છે કે...જે લોકોએ હત્યા કરી છે*

અથવા હત્યા કરવામાં મદદ કરી છે તેમના ઉપર જરા પણ દયા. રાખવામાં આવશે નહિ, બીજા બધાને માફી આપવામાં આવશે. કોઈ મૂરખ પણ જોઈ શકે કે આ ઢંઢેરા પ્રમાણે તો દોષી કે નિર્દોષ કોઈ પણ માણસ બચી શકે એમ નથી...એક વાત એમાં સાફ સાફ કહેવામાં આવી છે કે કોઈ પણ દોષી આદમીને છોડવામાં આવનાર નથી, એટલે જે જે ગામો કે કિલ્લાઓમાં અમારી સેના રહી હશે તેના રહેવાસીઓ નહિ ઊગરવા પામે... હવે અમે એક સ્પષ્ટ અને વિશ્વાસપાત્ર હુકમ બહાર પાડીએ છીએ કે અમારી પ્રજામાંથી જે જે માણસોએ મૂર્ખાઈ કરી ગામના મુખીઓ તરીકે પોતાની જાતને અંગ્રેજો આગળ રજૂ કરી છે, તેઓ ૧લી જાન્યુઆરી ૧૮૫૯ પહેલાં અમારી છાવણીમાં આવીને હાજર થઈ જાય, જરૂર એમનો ગુનો માફ કરવામાં આવશે......અંગ્રેજોએ કોઈનો ગુનો માફ કર્યો હોય એવું આજ સુધી કોઈએ કદી જોયું નથી.

અમારી પ્રજામાંથી કોઈ પણ અંગ્રેજોના એ ઢંઢેરાની જાળમાં ન ફસાય."[1]

### અયોધ્યાની સ્વતંત્રતાનો અંત

આ ઢંઢેરો પ્રગટ થયા પછી ૬ મહિના સુધી અયોધ્યામાં સ્વતંત્રતાનું યુદ્ધ સતત ચાલતું રહ્યું. ચાર્લ્સ બોલ લખે છેઃ

"મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરા પછી પણ અયોધ્યામાં આશ્ચર્યજનક યુદ્ધ જારી રહ્યું. વિપ્લવકારીઓ પ્રત્યે તેમના દેશબંધુઓની સહાનુભૂતિ હતી અને, એ સહાનુભૂતિને લીધે તેઓને એટલું નવું બળ અને ઉત્તેજના મળ્યાં કે જેની કલ્પના ન આવી શકે. એ વિપ્લવકારીઓ ભાથાં વિના ગમે ત્યાં જઈ શકતા હતા કારણ કે લોકો બધે તેમને ખાવાનું પહોંચાડતા હતા, આ લોકો પહેરા વિના પણ પોતાનો સામાન ગમે ત્યાં મૂકી જઈ શકતા હતા કારણ

1. The Mutiny in India-Charles Ball vol. ii.

લોકો એમના સામાન ઉપર હુમલો નહોતાં કરતા. તે લોકોને હંમેશાં પોતાની અને અંગ્રેજોની સ્થિતિની ખબર મળ્યા કરતી હતી, કારણ લોકો એમને કલાકે કલાકની ખબર આપ્યા કરતા હતા. આપણે આપણી કોઈ પણ યોજના એમનાથી છૂપી નહોતા રાખી શકતા કારણ કે આપણા ખાણાના દરેક ટેબલ આગળ કે આપણી દરેક છાવણીમાં તેમની સાથે છૂપી સહાનુભૂતિ રાખનાર માણસો હાજર રહેતા. આપણે માટે તેઓ ઉપર અચાનક છાપો મારવો એ અલૌકિક જ વાત હતી કારણ આપણા ઊપડવાની વાત એક પાસેથી બીજા પાસે એમ કરતી કરતી આપણા ઘોડા કરતાં પણ વધુ વેગથી તેમની પાસે પહોંચી જતી હતી." ૧

આ જ કારણને લીધે વિક્ટોરિયાના ઢંઢેરા પછી પણ ૭ મહિના સુધી અયોધ્યા પ્રાંત અંગ્રેજોને હાથ ન આવી શક્યો. વખતો વખત શંકરપુર, ઢૂંઢિયાખેડા, રાયબરેલી, સીતાપુર વગેરે ઠેકાણે લડાઈ ચતી રહી. આખરે ૧૮૫૯ના એપ્રિલમાં અયોધ્યાના બધા વિપ્લવકારીઓ નેપાલની હદ વટાવી ચાલ્યા ગયા.

સાઠ હજાર માણસોએ નાના સાહેબ, બાલા સાહેબ, બેગમ હજરતમહલ, અને નવાબ બિરજીસ કદરની સાથે નેપાળમાં પ્રવેશ કર્યો. નાના સાહેબને અને જંગબહાદુરને કેટલોક પત્રવ્યવહાર થયો. પહેલાં તો નાના સાહેબે અંગ્રેજો વિરુદ્ધ તેની મદદ માગી. તે તો ન જ મળી. પણ નેપાળમાં રહેવાની રજા માગી તે પણ ન આપી અને ઊલટું અંગ્રેજી ફોજને નેપાળમાં આવવા દઈ એ લોકોને મારવાની રજા આપી. વિપ્લવકારીઓમાંના ઘણા હથિયાર છોડી પાછા પોતપોતાને ઘેર ગયા, કેટલાક જંગલોમાં ભટકી ભટકીને

૧. The Mutiny in India, Charles Ball, Vol ii, P. 572.

ખપી ગયા અને ઘણા રોગોથી પીડાવા લાગ્યા પણ શરણે તો ન જ આવ્યા. આમાં નાના સાહેબ અને બાલા સાહેબ મુખ્ય હતા. તેમનો પણ હોપ ગ્રાન્ટ સાથે પત્રવ્યવહાર થયો હતો. કહે છે કે બાલા સાહેબ જરા શિથિલ થઈ ગયા હતા પણ નાના સાહેબે તો અંગ્રેજોના અન્યાયનું વર્ણન કરી એવો પ્રશ્ન પૂછ્યો હતો: "તમને હિંદુસ્તાન પર કબજો કરવાનો અને મને ગુનેગાર ઠરાવવાનો કોણે અધિકાર આપ્યો ? શું તમો ફિરંગીઓ બાદશાહ અને અમો અમારા પોતાના જ દેશમાં ચોર ?" કાનપુરના હત્યાકાંડ પછી જે નાના સાહેબને પકડવા અંગ્રેજો તૂટી મર્યા, જેના માથા માટે ૧૦,૦૦૦ પાઉંડનું ઇનામ જાહેર થયું, તે નાના સાહેબ આખરે પણ અંગ્રેજોને હાથ તો ન આવ્યો, તે ન જ આવ્યો. તેનું શું થયું તે કોઈ જાણતું નથી. કોઈ કહે છે કે તે જંગલમાં ભટકતાં તાવથી પીડાઈને મરી ગયો જ્યારે કોઈ કહે છે કે તે તિબેટ નાસી ગયો.

બેગમ હજરતમહલ અને તેના પુત્ર બિરજીસ કદરને તો થોડા વખત પછી વળી નેપાળના દરબારે આશ્રય આપ્યો.

# અંતિમ જ્યોત

## અંતિમ જ્યોત : તાત્યા ટોપે

### અંતિમ જ્યોત

હવે તાત્યા ટોપેના અંતિમ પ્રયત્નોનું વર્ણન બાકી રહે છે.

નાના સાહેબની માફક તાત્યાને પકડવા માટે પણ ૫,૦૦૦ પાઉંડનું ઈનામ જાહેર કરવામાં આવ્યું હતું પણ હજી સુધી તે પણ કોઈના હાથમાં આવતો નહોતો.

તાત્યા ટોપેના મુખ્ય સાથીઓ નાનાસાહેબ, બાલાસાહેબ અને રાણી લક્ષ્મીબાઈમાંથી કોઈ બાકી રહ્યું નહોતું. અંગ્રેજોની સત્તા ફરી ભારતભરમાં જામી ગઈ હતી. તાત્યા પાસે હવે લશ્કર કે સરંજામ કશું રહ્યું નહોતું. ૨૦મી જૂન ૧૮૫૮ને રોજ ગ્વાલિયર વિપ્લવકારીઓના હાથમાંથી ગયું એટલે તે ત્યાંથી નીકળ્યો અને રાવસાહેબ, બાંદાના નવાબ અને રહ્યાસહ્યા મૂઠીભર સિપાઈને લઈને તેણે નર્મદા ઓળંગી. દક્ષિણના રાજાઓને અને ત્યાંની પ્રજાને ફરીથી વિપ્લવ માટે તૈયાર કરવાનો વિચાર હતો. ૨૨મી જૂને અંગ્રેજોએ તેને જૌરા અલીપુર આગળ જઈને ઘેર્યો. તાત્યા અને રાવસાહેબ પોતાની બધીય તોપો મૂકીને છટકી નાઠા. તાત્યા ગમે તે ઉપાયે નર્મદા ઓળંગવા માગતો હતો અને અંગ્રેજો એને રોકવા માગતા હતા.

તાત્યાની પહેલી નજર ભરતપુર ઉપર ગઈ. તરત જ એક

જબરું લશ્કર ત્યાં પહોંચી ગયું એટલે તાત્યા જયપુર તરફ ગયો. જયપુરની પ્રજાની અને લશ્કરની એના પ્રત્યે સહાનુભૂતિ હતી એટલે તેઓને તૈયાર રહેવાનું કહી તે દક્ષિણ તરફ વળ્યો. કરનલ હોમ્સે એની પૂંઠ પકડી, પણ તેની નજર ચુકાવી તાત્યા ટોંક પહોંચ્યો. ત્યાંના નવાબે શહેરના દરવાજા બંધ કરી દીધા અને થોડું લશ્કર ચાર તોપો સાથે સામે મોકલ્યું. પણ તે લશ્કર જ તોપો લઈને તાત્યાને જઈને મળી ગયું. આ નવું લશ્કર અને સામાન લઈને તાત્યા ઇન્દ્રગઢ તરફ આગળ વધ્યો. પાછળ હોમ્સ, રજપૂતાના તરફ રૉબર્ટ્સ અને સામે ચંબલ નદીમાં જબ્બર પૂર એટલે તાત્યા બુંદી તરફ વળ્યો, અને ભલવાડા ગામે જઈને મુકામ કર્યો. જનરલ રૉબર્ટ્સને ખબર મળતાં જ ૭મી ઑગસ્ટે તેણે તાત્યા ઉપર હુમલો કર્યો પણ તે વળી છટકી નાઠો. રૉબર્ટ્સ તો પાછળ હતો જ. ૧૩મીએ રૉબર્ટ્સ કાંકરોલી પહોંચ્યો ત્યાં તેને ખબર પડી કે દુશ્મન સાતેક માઈલ જ દૂર છે. બનાસ નદી ઉપર સાંજ પડવા આવી હતી એટલે તેણે બીજે દિવસે ઊપડવાનું ઠરાવ્યું. તાત્યા ટોપે શ્રી નાથદ્વાર દર્શને ગયો હતો. તે મધરાતે પાછો આવ્યો ત્યારે તેને ખબર પડી કે દુશ્મનો આવી પહોંચ્યા છે એટલે તરત જ બ્યૂગલ વગડાવ્યું અને કૂચનો હુકમ છોડ્યો. સવારે આવીને રૉબર્ટ્સ જુએ છે, તો તાત્યાનું લશ્કર નદીને સામે પાર ગોઠવાઈ ગયું હતું.

આ વખતે તાત્યાને પકડવા એક સેના એની પાછળ હતી, એક જમણે હાથે હતી અને એક ચંબલ નદીને કિનારે પડી હતી. પણ આ ત્રણેને ચુકાવી તે ચંબલ સુધી પહોંચી ગયો અને આશ્ચર્યકારક સ્ફૂર્તિ બતાવી અંગ્રેજોની સેના જ્યાં હતી ત્યાંથી ચંબલ ઓળંગી ગયો., અને પાછું વીસે મોઢે પાછો ફર્યો.

પણ હવે તાત્યા પાસે સીધું સામાન ખૂટ્યાં હતાં એટલે તે સીધો ઝાલરાપાટણ ગયો. ત્યાંનો રાજા લશ્કર અને તોપ લઈને

લાવવા આવ્યો પણ મેદાન ઉપર પહોંચતાં જ લશ્કર ફરી ગયું. હવે તાત્યાને બધું મળી રહ્યું. ઝાલરાપાટણ આવ્યો ત્યારે એક પણ તોપ નહોતી તેને બદલે હવે ૩૨ તોપો થઈ, અને પંદર લાખ રૂપિયા પણ વસૂલ કર્યા. પાંચ દિવસ તાત્યા ત્યાં રહ્યો. લશ્કરનો પગાર ચૂકવ્યો. રાવસાહેબ અને બાંદાના નવાબ બધો વખત તાત્યા સાથે જ હતા. એ ત્રણેએ નર્મદા ઊતરવાનો વિચાર કર્યો. અંગ્રેજોએ આ લોકોને રોકવા માટે ફોજોની જાળ પાથરી દીધી. તાત્યા ઈન્દોર તરફ આગળ વધ્યો.

આ વખતે છ મોટા મોટા અંગ્રેજ સેનાપતિઓ રોબર્ટ્સ, હોમ્સ, પાર્ક, મિચેલ, હોપ અને લોકહાર્ટ છ બાજુથી તાત્યાને ઘેરવાનો પ્રયત્ન કરતા હતા, પણ તાત્યા એમને ભુલાવામાં નાખી બચી ગયા કરતો હતો. આખરે રાયગઢ આગળ મિચેલની સેના તાત્યા ઉપર તૂટી પડી. તાત્યા પોતાની તોપો છોડીને ભાગ્યો. માર્ગમાં એક ઠેકાણે એને ચાર તોપ મળી ગઈ. ત્યાર પછી તેણે ઉત્તર તરફ જઈ સિંધિયાના ઈશગઢ પર હુમલો કરી ત્યાંથી ૮ તોપો લીધી. આ વખતની તાત્યાની બધી મુસાફરી, તેના બધા દાવો વગેરેનું વર્ણન થઈ શકે એમ નથી.

આ પછી તાત્યાએ પોતાનું લશ્કર બે ભાગમાં વહેંચી નાખ્યું. એક ભાગ પોતે સંભાળ્યો અને બીજો રાવસાહેબને સોંપ્યો. બંને જણ ઉત્તર દક્ષિણ એમ વિરુદ્ધ દિશામાં ચાલવા લાગ્યા. લડાઈઓ લડતા તેઓ ફરી લલિતપુરમાં ભેગા થયા. અહીં દક્ષિણમાં મિચેલ, પૂર્વમાં લિડેલ, ઉત્તરમાં મીડ, પશ્ચિમમાં પાર્ક અને ચંબલ તરફ રોબર્ટ્સ—એમ પાંચ બાજુથી અંગ્રેજોએ તાત્યાને ઘેર્યો. એટલે તાત્યાએ અંગ્રેજોને છેતરવા દક્ષિણને બદલે જોરથી ઉત્તરમાં ચાલવા માંડ્યું. અંગ્રેજો સમજ્યા કે તાત્યાએ દક્ષિણમાં જવાનો વિચાર છોડી દીધો છે. પણ ત્યાં તો તાત્યા અચાનક વળ્યો, વેગથી

બેતવા નદી ઓળંગી, કજૂરીમાં અંગ્રેજો સાથે લડાઈ લડી ત્યાંથી રાયગઢ ગયો અને પછી સીધો તીરની માફક દક્ષિણ તરફ ધસ્યો. અંગ્રેજો તેના આ દાવથી ગભરાઈ ગયા. ત્રણ બાજુથી ત્રણ સેનાપતિઓ ધસ્યા. પણ તાત્યા તો પોતાના લશ્કર સાથે નર્મદા પહોંચી યે ગયો અને હોશંગપુર આગળ જગતના મોટામાં મોટા યુદ્ધવિશારદને ચકિત કરીને પોતાની સેના સાથે નર્મદા ઓળંગી પણ ગયો. માલેસન લખે છે: "જે દૃઢતા અને ધીરજથી તાત્યાએ પોતાની આ યોજના પાર ઉતારી તેની પ્રશંસા કર્યા વિના રહેવાતું નથી."

આખરે ૧૮૫૮ના ઑક્ટોબરમાં આ ત્રિપુટી નાગપુર નજીક પહોંચી. આ વાત સાંભળી લોર્ડ કેનિંગ ખૂબ ગભરાઈ ગયો. માલેસન લખે છે:

"મહારાષ્ટ્ર જેને છેલ્લા પેશ્વાનો વારસ માનતું હતું તેનો ભત્રીજો લશ્કર સાથે મહારાષ્ટ્રની ભૂમિ પર પહોંચી ગયો...નિઝામ આપણને વફાદાર હતો, પણ સમય ભારે વિચિત્ર હતો......આ પહેલાં પણ આવા દાખલા બન્યા હતા, કે જો કોઈ રાજાએ પ્રજાની લાગણી વિરુદ્ધ કાંઈ કામ કર્યું હોય તો તે રાજાની સામે પ્રજા બળવો કરે. સિંધિયા વિરુદ્ધ એવો બળવો થયો હતો. તાત્યાની સેના આખા મહારાષ્ટ્રને આપણી વિરુદ્ધ હથિયાર ઉઠાવવા ઉશ્કેરે અને જ્યારે આખું મહારાષ્ટ્ર ઊઠે ત્યારે દક્ષિણ (નિઝામ)ની પ્રજા પણ રોકી રોકાય નહિ એવો ભય આપણા મનમાં જાગ્યા વિના રહે જ નહિ."[1]

પણ લોકોનો ઉત્સાહ મરી ગયો હતો, નાગપુર આગળ પણ મહારાષ્ટ્રમાંથી તેને કોઈ મળવા આવ્યું નહિ.

---

૧. Malleson's Indian Mutiny, Vol. v. pp. 239-40.

તાત્યાની સેનાએ થોડા દિવસ અહીં મુકામ કર્યો. અંગ્રેજોએ ફરી એને ચારે કોરથી ઘેરવા માંડ્યો. તાત્યાની ઉત્તરમાં અને દક્ષિણમાં વિશાળ અંગ્રેજ સેનાએ હતી. ઉત્તરની સેના નર્મદા ઓળંગીને ધસી આવતી હતી. નાગપુરથી તાત્યાને કશી મદદ મળી નહિ એટલે તેણે વડોદરા જવાનો વિચાર કર્યો. નર્મદાના દરેક ઘાટ ઉપર બને કિનારે અંગ્રેજોનું લશ્કર પડ્યું પાથર્યું રહેતું હતું. છતાં તાત્યા આગળ વધ્યો. મેજર સધરલૅન્ડની સેના સાથે એક લડાઈ થઈ. તાત્યાએ પોતાના લશ્કરને હુકમ આપ્યો કે બધી તોપો પડતી મેલી સહુ નર્મદામાં કૂદી પડો. પલકારામાં તો તાત્યા અને તેની સેના સામે કાંઠે પહોંચી ગયાં. માલેસન કહે છે જગતની કોઈ પણ સેનાએ કદી કોઈ પણ ઠેકાણે તાત્યાની આ હિંદી સેનાના જેટલા વેગથી કૂચ કરી નથી.

તાત્યા રાજપુરા પહોંચ્યો. ત્યાંના સરદારે તેને ઘોડા અને થોડું ધન આપ્યું. બીજે દિવસે તે છોટાઉદયપુર પહોંચ્યો. વડોદરા ફક્ત પચાસ માઈલ રહ્યું પણ એટલામાં પાર્ક છોટાઉદયપુર આવી પહોંચ્યો અને તાત્યાએ વડોદરા જવાનું માંડી વાળ્યું. તે ફરી ઉત્તર તરફ વળ્યો. એ જ વખતે બાંદાના નવાબે વિક્ટોરિયાના ઢંઢેરા પ્રમાણે હથિયાર છોડી દીધાં. તાત્યા અને રાવસાહેબ બે જ રહ્યા પણ એ બે નેતાઓએ આ કઠણ આપત્તિના સમયમાં પણ પુષ્કળ શાંતિ, વીરતા તથા ચતુરાઈથી કામ લીધું.[1]

તાત્યાએ હવે ઉદયપુર તરફ પગલાં માંડ્યાં. તરત અંગ્રેજ સેના તેના ઉપર તૂટી પડી. તે ચક્કર લગાવી વાંસવાડાના જંગલમાં ભરાઈ ગયો. જંગલની ચારે બાજુ અંગ્રેજોનું લશ્કર ગોઠવાઈ ગયું. તાત્યાને હવે બચવું અશક્ય જણાવા લાગ્યું.

આવા ઘોર નિરાશાના સમયમાં તાત્યાને સમાચાર મળ્યા કે

૧. Malleson's Indian Mutiny, Vol. ૫, p. 247.

શાહજાદા ફીરોજશાહ મદદે આવે છે અને તેનામાં ફરી આશાના અંકુર ફૂટયા. ફીરોજશાહને મળવા તે આખરે ૨૫મી ડિસેમ્બરે પ્રતાપગઢ આગળ જંગલમાંથી બહાર નીકળ્યો. તરત જ મેજર રૉકે ધસારો કર્યો પણ તેને હરાવી તાત્યા આગળ વધ્યો અને ગંગા અને જમના ઓળંગી પોતાને મદદ કરવા આવેલા શાહજાદા ફીરોજશાહને ૧૩મી જાન્યુઆરી ૧૮૫૮ને રોજ ઇન્દ્રગઢમાં મળ્યો. ફરી પાછા એ ત્રણ થઈ ગયા. સિંધિયાનો એક સરદાર માનસિંહ પણ તાત્યાને આવી મળ્યો. અંગ્રેજો તો પૂઠે હતા જ. તેઓ ફરી એને ચારે બાજુથી ઘેરવા મથી રહ્યા હતા. દેવાસમાં એ લોકો ઉપર હુમલો થયો અને બધા ફરી જેમ જેમ ફાવ્યું તેમ છટકી નાઠા.

માર્ચની આખર સુધી અંગ્રેજોના બધા પ્રયત્નો નિષ્ફળ ગયા. કોઈ હાથ આવ્યું નહિ. આખરે ૨૭ એપ્રિલે સિરોંજ આગળ જનરલ નેપિયરે વિપ્લવકારીઓ ઉપર જે હુમલો કર્યો તેને પરિણામે માનસિંહ હિંમત હારી ગયો. ૫મી માર્ચે મહુ આગળ તાત્યા, ફીરોજશાહ અને રાવસાહેબને અંગ્રેજો સાથે એક લડાઈ થઈ, પણ ત્યાંથી પણ તેને નાસી જવું પડ્યું. અહીંથી તે રાવસાહેબ અને ફીરોજશાહથી છૂટો પડ્યો.

નેપિયરને એક યુક્તિ સૂઝી. સિંધિયા સાથેના ઝગડામાં માનસિંહનું સર્વસ્વ હોમાઈ ગયું હતું એટલે એને જો લાલચ બતાવવું તો તે ફૂટશે એવું તેણે ધાર્યું અને મેજર મીડ દ્વારા પ્રયત્ન શરૂ કર્યો. કેટલોક પત્રવ્યવહાર થયા બાદ ૨૭ એપ્રિલે તે શરણે આવ્યો. હવે મીડે પોતાનું ખરું કામ શરૂ કર્યું. તેણે એને એવું સમજાવ્યું કે જો તારે તારી ગયેલી જાગીર ફરી મેળવવી હોય તો તારે સરકારને મદદ કરવી જોઈએ.

આ જ અરસામાં ૫મી એપ્રિલે તાત્યાએ માનસિંહની સલાહ પુછાવી કે મને ફીરોજશાહ બોલાવે છે તો ત્યાં મારે જવું કે કેમ?

માનસિંહ શરણે ગયો છે એ વાતની તાત્યાને ખબર નહોતી એમ નહિ, પણ એ ભાઈના મનમાં કેવી યોજનાઓ ઘડાઈ રહી હશે એની એને ક્યાંથી ખબર હોય ? માનસિંહે તાત્યાને કહેવડાવ્યું કે હું ત્રણ દિવસમાં આવીને તેને મળીશ. પણ બે દિવસમાં તો તેણે વિશ્વાસઘાત કરવાનો ઠરાવ કરી નાખ્યો અને સાતમીએ મીડને કહેવડાવ્યું કે હું તાત્યાને પકડાવી દેવા તૈયાર છું.

પણ તાત્યાને પકડવો એ સહેલી વાત નહોતી. તેના જાસૂસો બધે ફરતા રહેતા હતા. એટલે તેને પકડવા બધા દેશી સિપાઈઓ જ જાય એવું ઠરાવ્યું. પણ તે સિપાઈઓને પણ પોતે કોને પકડવા જાય છે એ ખબર ન પડવી જોઈએ. તેમને માત્ર એટલો જ હુકમ મળ્યો કે માનસિંહ કહે તેમ કરવું. ૭મીની રાતે પોતે આપેલા વચન પ્રમાણે માનસિંહ તાત્યાને મળવા ગયો. તાત્યાએ તેને તે જ પ્રશ્ન ફરી પૂછ્યો. માનસિંહ સવારે જવાબ આપવાનું કહી પાછો ફર્યો. મધરાતે બે વાગે પોતાના માણસોને આસપાસ છુપાવી તે તાત્યા ટોપે સૂતો હતો ત્યાં ગયો. તરત જ પોલીસોને બોલાવ્યા અને તાત્યા પૂરો જાગે તે પહેલાં તો તેને કેદ કરી ડોળીમાં નાખી સીપ્રી લઈ ગયા.

ત્યાં છાવણીમાં એને ભારે જાપ્તામાં રાખ્યો. રખેને એ પલટનોને ફોડે એ ભયથી કોઈ પણ હિંદીને એની પાસે જવા દેવામાં આવતો નહોતો. છાવણીમાં એને ભારે બેડી અને હાથકડી નાખવામાં આવી હતી તોપણ તેનું વર્તન ગૌરવભર્યું અને સંગત હતું.[૧]

૧૫મી એપ્રિલે તેના ઉપર લશ્કરી કોર્ટમાં કામ ચલાવવામાં

૧. While imprisoned in the camp although heavily fettered, the demeanour of the betrayed chief was dignified and consistent."—Ball, Vol. ii, p. 601.

આવ્યું. બ્રિટિશ રાજ્ય સામે સંશસ્ત્ર બંડ કરવાનો આરોપ મૂકવામાં આવ્યો. તેણે પોતે જે કેફિયત રજૂ કરી તે લખી લેવામાં આવી અને તેને વાંચી સંભળાવી ત્યારે પૂરેપૂરી શાંતિથી તેણે તેમાં સુધારા કરાવ્યા અને આખરે સ્પષ્ટ અંગ્રેજી અક્ષરોમાં તેના ઉપર 'તાત્યા ટોપે' એવી સહી કરી. આ કેફિયતમાં તેણે જણાવ્યું કે મેં જે કાંઈ કર્યું છે તે બધું મારા માલિકના હુકમ પ્રમાણે કર્યું છે. યુરોપિયન પુરુષો, સ્ત્રીઓ કે બાળકોની કતલ સાથે મારે કશી લેવા દેવા નથી તેમ જ મેં કોઈને પણ ફાંસી દેવાનો હુકમ કર્યો નથી.

સાંજે તેને ફાંસીની સજા ફરમાવવામાં આવી અને સીપ્રીના કિલ્લામાં પૂરવામાં આવ્યો. ૧૮મી એપ્રિલનો દિવસ તેને ફાંસી દેવા માટે નક્કી કરવામાં આવ્યો. ૧૮મીએ સાંજે તેને ફાંસી દેવા માટે કાઢવામાં આવ્યો. ચારે તરફ ફોજ પથરાઈ ગયેલી હતી. ફોજની પાછળ ટેકરીઓ ઉપર હજારો લોકો શ્રદ્ધાપૂર્વક તાત્યાને નમસ્કાર કરતા ઊભા હતા. તેની છેલ્લી ઇચ્છા તેણે એ વ્યક્ત કરી કે મારા કુટુંબની સરકારે સંભાળ લેવી. તેને હુકમ વાંચી સંભળાવવામાં આવ્યો. બેડીઓ કાઢી નાખવામાં આવી. તે દ્રઢતાપૂર્વક માંચડા ઉપર ચઢ્યો. ત્યાં તેના પગ બાંધવામાં આવ્યા, પણ તેણે કહ્યું: 'આ બધાની કાંઈ જરૂર નથી.' તેણે પોતે જ ફાંસો ગળામાં પરોવ્યો. પાટિયું ખેંચાયું. જરાવારમાં તેના પ્રાણ ઊડી ગયા. ઠેઠ રાત સુધી તેનું શબ ત્યાં લટકતું રહેવા દીધું. ફાંસી વખતે ભેગું કરેલું લશ્કર પાછું ગયું કે તરત જ તાત્યાના માથાના બે ચાર વાળ મેળવવા યુરોપિયન પ્રેક્ષકો તૂટી પડ્યા અને તાત્યાની સ્મૃતિ તરીકે જે બે ચાર વાળ હાથ આવ્યા તે લઈ ગયા.

રાવસાહેબ અને શાહજાદા ફિરોજશાહ આ પછી એક મહિના સુધી પ્રાણની માયા છોડી લડ્યા. ત્યાર બાદ વેશ બદલી બંને જણ જંગલમાં ચાલ્યા ગયા. ૧૮૬૪ સુધી ફિરોજશાહ હિંદુસ્તાનમાં

ભટક્યો. પછી અરબસ્તાન ચાલ્યો ગયો, ત્યાં ૧૯૧૬માં દેશપાર થયેલા હિંદી વિપ્લવકારીઓ સાથે ભીખ માગતો માલૂમ પડ્યો હતો. રાવસાહેબ ત્રણ વર્ષ પછી કેદ પકડાઈ ગયો અને ૧૮૬૨ના ઑગસ્ટની ૨૦ તારીખે કાનપુરમાં તેને ફાંસી દેવામાં આવી.

આમ હિંદને વિદેશીના પંજામાંથી છોડાવવાનો સૌથી વ્યાપક અને મહાન પ્રયત્ન નિષ્ફળ ગયો અને વિદેશી સત્તા લાંબા કાળ માટે હિંદમાં જડ ઘાલી દૃઢ થઈ બેઠી.

## ઉપસંહાર

**અહીં** સુધી જે જે ઘટનાઓનાં વર્ણનો હલમલતે હૈયે વાંચતા આવ્યા તેને વિષે હવે શાંત ચિત્તે થોડો વિચાર કરવાનો પ્રસંગ આવ્યો છે.

વિપ્લવ થયો એ જેમ ભારેમાં ભારે અગત્યની વાત હતી તેમ વિપ્લવ નિષ્ફળ ગયો એ પણ એટલી જ અગત્યની વાત છે. વિપ્લવ કેમ થયો એનાં કારણો શરૂઆતમાં જ આપણે જોઈ ગયા છીએ. વિપ્લવ કેમ નિષ્ફળ ગયો તેનાં કારણો છૂટક છૂટક તો પુસ્તકમાં આવી જ ગયાં છે પણ અહીં એકવાર ભેગાં મૂકી દેવાની જરૂર લાગે છે.

વિપ્લવની નિષ્ફળતાનાં મુખ્ય કારણો બે માલુમ પડે છે. પહેલું તો એ કે ચરબીવાળી કારતૂસોને લીધે અને તેમાંયે વિશેષ કરીને મીરતના બનાવને લીધે વિપ્લવ ઠરાવેલા સમય કરતાં વહેલો શરૂ થઈ ગયો. જો સર્વત્ર એક જ સમયે વિપ્લવની શરૂઆત થઈ હોત તો એને કાબૂમાં લેવાનું અને શમાવવાનું કામ અંગ્રેજોને માટે અશક્ય થઈ પડત એવું માલેસન વગેરે ઇતિહાસકારો પણ કહે છે.

બીજું કારણ એ કે શીખ અને ગુરખાઓએ અંગ્રેજોને પુષ્કળ મદદ કરી અને દિલ્લી અને લખનૌ જેવાં મહત્ત્વનાં કેન્દ્રો ઉપર ફરીવાર અંગ્રેજોનો કબજો કરી આપ્યો. પતિયાલા, નાભા, અને ઝીંદના મહારાજાઓએ જો એ કટોકટીને પ્રસંગે અંગ્રેજોને મદદ ન કરી હોત તો પછીનો વિપ્લવનો રંગ કંઈ જુદો જ હોત.

વિપ્લવકારીઓનું સંગઠન સુંદર હતું, એ વાત સાચી પણ સાથો હિન્દીઓ દેશ વિરુદ્ધ અંગ્રેજોને કેવી રીતે મદદ કરી રહ્યા હતા તેનું શું? રસલ લખે છેઃ

"તોપણ આપણે એટલું તો કબૂલ કરવું જ પડે છે કે બધાય અંગ્રેજો અમે એવા બહાદુર હોય તોપણ જો હિન્દીઓ પૂરેપૂરી રીતે આપણી વિરુદ્ધ થઈ જાત તો હિન્દમાં અંગ્રેજોનું નામ-નિશાન પણ રહેત નહિ. આપણા કિલ્લાઓમાંની સેનાઓએ જે પ્રકારે જીવતોડ મહેનત કરીને કિલ્લાનાં રક્ષણ કર્યાં એ ખરે જ વિશેષિત હતું. પણ એમાં હિંદીઓ સામેલ હતા. અને તેઓ મદદે હતા એટલે જ આપણે તે તે કિલ્લાઓનું રક્ષણ કરી શક્યા. જો પતિયાલા અને ઝીંદના રાજાએ આપણી સાથે મિત્રતા ન બતાવી હોત અને જો શીખો આપણી સેનામાં ભરતી ન થયા હોત તો દિલ્હીનો ફરી કબજો મેળવવો આપણે માટે અશક્ય વસ્તુ બની જાત. લખનૌમાં પણ શીખોએ આપણને પુષ્કળ મદદ કરી. વળી જેમ દરેક ઠેકાણે હિંદીઓ આપણી સેનામાં ભરતી થઈને આપણું બળ વધારતા હતા તેમ દરેક જગ્યાએ આપણા ઘેરાયલાં સૈન્યોને પણ મદદ કરતા હતા, આપણને ભોજન પહોંચાડતા હતા અને આપણી સેવા ઉઠાવતા હતા. આ જ શહેરે અહીં આ છાવણીમાં જ શી સ્થિતિ છે! દેશી ફોજના સિપાઈઓ સૌથી મોખરે રહી અમારું રક્ષણ કરી રહ્યા છે, દેશીઓ જ અમારા ઘોડાઓને માટે ઘાસ કાપી રહ્યા છે, તે લોકો જ અમારા સાઈસ છે, તેઓ જ અમારા હાથીઓને ચારો નીરે છે, સ્થાનાંતરની બધી વ્યવસ્થા તેઓ કરે છે, ભોજનની વ્યવસ્થા પણ તેમને જ હાથે ચાલે છે, ગોરાઓનું ખાણું તેઓ જ રાંધે છે, છાવણીમાં સફાઈ રાખે છે, તંબૂઓ નાખે છે અને લઈ જાય છે, અમલદારોની ખિદમત ઉઠાવે છે, અને વળી નાણાં પણ ધીરે છે. જે ગોરા ગાંરી સાથે લખવા-

વાંચવાનું કામ કરે છે તે કહે છે કે જો હિંદુસ્તાની નોકરો બોઈઓ, હૉસ્પિતાલના બરદાસીઓ વગેરે ન હોત તો મારી પલટન પૂરા સાત દિવસ પણ જીવતી ન રહેત."[१]

આ બે મુખ્ય કારણો ઉપરાંત બીજાં પણ કેટલાંક કારણો હતાં. એક તો એ કે દિલ્લીના ઘેરા વખતે દિલ્લીમાં જમા થયેલી વિવિધ સેનાઓને કાબૂમાં રાખી વ્યવસ્થિત રીતે તેનો ઉપયોગ કરી શકે એવો પ્રતિભાશાળી અને શક્તિમાન નેતા ન મળ્યો એ જ કારણે દિલ્લીનો ઘેરો આટ આટલો લંબાયો. લખનૌમાં પણ કેટલેક અંશે આ જ ત્રુટિ હતી. અને આવા નેતાને અભાવે જ કટોકટીને પ્રસંગે વિપ્લવકારીઓમાં વ્યવસ્થા અને શિસ્તની ખામી રહેતી હતી.

બીજું એ કે સિંધિયા, હોલકર અને રાજપૂતાનાના રાજાઓએ કેવળ સંકોચ અને અવિશ્વાસને વશ થઈને આ મહાન રાષ્ટ્રીય વિપ્લવમાં ભાગ ન લીધો. જો એઓમાંથી એક મોટો રાજા દિલ્હી પહોંચી ગયો હોત તો અંગ્રેજોની રેવડી દાણાદાણ થઈ ગઈ હોત. ત્રીજું એ કે વિંધ્યાચળની દક્ષિણમાં વિપ્લવને તદ્દન નહિ જેવું જ પોષણ મળ્યું. ઉત્તર અને દક્ષિણ હિન્દમાં જો સરખી ધમધમ હોત તો એ ભારતવ્યાપી દાવાગ્નિને કાબૂમાં લેવો અંગ્રેજો માટે અશક્ય થઈ પડત. દક્ષિણની પલટનોનો જે ઉપયોગ છૂટે હાથે થઈ શક્યો એ ન થઈ શકત અને નીલ અને હેવેલોક કલકત્તા પણ પહોંચી શકત નહિ; તો પછી બનારસ, અલાહાબાદ, કાનપુર અને આખરે લખનૌ કબજે કરવાની વાત તો ક્યાંય રહી.

આ પાંચે કારણો એવાં છે કે જો એમાંનું એક પણ દૂર કરી શકાયું હોત તો બાજીનાં ચારને પહોંચી વળી શકાત, અને વિપ્લવ નિષ્ફળ ન જાત.

---

१. My Diary in India, by Sir W. Russell.

પણ આ બધાં કારણો પાછળ જે એક અતિ ભયંકર કારણ ડોકિયાં કરે છે તે તો આપણામાં વસતો દ્રોહ છે. દરેકે દરેક મુખ્ય કેન્દ્ર પડવામાં કોઈ ને કોઈ દ્રોહી જ કારણ બન્યો છે. દિલ્લીમાં જો ઈલાહીબખ્શ ન ફૂટયો હોત તો? ઝાંસીમાં જો તોપનો મોરચો ક્યાં ગોઠવવો તે બતાવનાર ન નીકળ્યો હોત તો? અને દરવાજો ખોલી દેનારો દ્રોહી ન પાક્યો હોત તો? તાત્યાને પકડાવી દેનાર માનસિંહ પણ એ જ જાતનો ને? અને એટલું જ ભયંકર બીજું કારણ તે આપણામાં ઘર કરીને રહેલી ઉચ્ચનીચની ભાવના. કુળ-વાન હોય તે જ નેતા થઈ શકે. એ જ કારણે દિલ્લીમાં વખ્તખાં, લખનૌમાં મૌલવી અહમદશાહ અને કાનપુર અને મહારાષ્ટ્રમાં અઝીમુલ્લાખાં અને તાત્યા ટોપે સફળ ન થઈ શક્યા.

આ વસ્તુનો જરા ઊંડો વિચાર કરવા જઈએ એટલે પ્રશ્ન તો એ ખડો થાય છે કે આ સ્થિતિમાં વિપ્લવ કદાચ સફળ થયો હોત તો? એમ તો બધીય પ્રજાને સ્વતંત્રતા એ જ સર્વ પરિસ્થિતિમાં શ્રેય-સ્કર અને પરાધીનતા શાપરૂપ હોય છે. પણ ૫૭નો ઇતિહાસ વાંચતાં એક વાત વિશેષ કરીને નજર સમક્ષ તરી આવે છે.

વિપ્લવ સફળ થયો હોત તો તેનું તાત્કાલિક પરિણામ કદાચ એ આવત કે જુદાં જુદાં રાજ્યો વચ્ચે સીમાવિસ્તાર માટે યુદ્ધો જામત, હિંદુ અને મુસલમાનો પણ કદાચ માંહોમાંહે લડત અને આમ શરૂઆતમાં ચારેકોર અરાજક જેવું પ્રવર્તી રહેત. અંગ્રેજોને લીધે જે કંઈક શાંતિ અને સુવ્યવસ્થા જામતાં જતાં હતાં તેનો ઉચ્છેદ થઈ જાત.

તો શું વિપ્લવ ન જ થયો હોત તો સારું? હરગિજ નહિ. કંપની સરકારની રાજ્યનીતિનું થોડું ઘણું વર્ણન આ પુસ્તકમાં શરૂઆતમાં આપ્યું જ છે. તે બધી દુઃખકર વાતો અહીં યાદ કરાવવાની જરૂર

નથી. લૉર્ડ ડેલહાઉસી એક પછી એક રાજ્યો ઓહિયાં કરી જવા બેઠો તે વિષે ઇતિહાસકાર લડલો લખે છે:

"જો આવી સ્થિતિમાં જે લોકોનાં રાજ્યો પડાવી લેવામાં આવ્યાં હતાં તેમની તરફ અને જેઓ પડાવી લેતા હતા તેમની વિરુદ્ધ હિન્દીઓની લાગણી ન જાગત થાત તો હિન્દીઓ મનુષ્યત્વથી પતિત થયા છે એમ જ કહેવાત."[1]

એ જ રીતે દિલ્હીના બાદશાહનું હરહમેશ અપમાન થતું રહે અને તે નીચી મૂંડીએ બેસી રહે એ પણ મનુષ્યત્વને ન શોભે એવું જ કહેવાય. જે વસ્તુ માણસને પ્રિય હોય, જેને માણસ પોતાનો ધર્મ સમજતો હોય તેના ઉપર જ્યારે ઘા થાય અને છતાં માણસ પોતાનો જાન કુરબાન કરવા તૈયાર ન થાય તો તેનામાં મનુષ્યત્વ છે એવું કહેવાનો શો અર્થ?

એટલે-૧૮૫૭માં વિપ્લવ થયો એ તો તે વખતની પરિસ્થિતિનું સ્વાભાવિક જ પરિણામ હતું. એક બાજુએ મનુષ્યને કચડી નાખવાના, તેને અધોગતિએ પહોંચાડવાના પ્રયત્નો ચારે કોરથી વ્યવસ્થિત રીતે કરવામાં આવતા હતા અને બીજી બાજુ હિન્દીઓનું મનુષ્યત્વ મરી ગયું હતું નહિ, એટલે જાગ્રત મનુષ્યો જે કરે એ જ હિન્દીઓએ કર્યું. એમના આદર્શો આજે આપણને જોઈએ એટલા ઉચ્ચ ભલે ન લાગે પણ તેઓ સ્વાતંત્ર્યને માટે ઝૂઝયા હતા એટલું તો ખરું જ અને તેમણે બતાવેલાં સાહસ, આત્મગૌરવ, કર્તવ્યપરાયણતા અને ઝિંદાદિલી પ્રત્યે આદર વ્યક્ત કર્યા વિના ચાલે એમ છે જ નહિ. જો એ વિપ્લવ ન થયો હોત તો અંગ્રેજોનું જોર સેંકડો ગણું વધી જાત અને હિન્દીઓના જીવનમાંથી આશાના ઉત્સા

1. Thoughts on the policy of the Crown by Ludlow, pp. 85, 86.

અંકુરો પણ હણાઈ જાત. આજે આપણી હાલત અમેરિકાના અને આફ્રિકાના મૂળ વતનીઓ જેવી જ હોત. આ રીતે જોતાં પણનું બલિદાન વ્યર્થ ગયું નથી.

વળી બીજી એક રીતે પણ એનો વિચાર કરવો જોઈએ. જગતમાં કોઈ પણ મહાન ઘટના પોતાનો પ્રભાવ બીજાં રાષ્ટ્રો ઉપર પાડ્યા વિના રહેતી નથી. પછીમાં ચીન સાથે યુદ્ધ કરવાનો અંગ્રેજોએ સંકલ્પ કર્યો હતો. ચીન ઉપર ધસી જતી સેનાનો જ મોટો ભાગ આ વિપ્લવને શમાવવાના કામમાં લૉર્ડ કેનિંગે વાપર્યો હતો. એ વખતનું ચીન બહુ દુર્બળ હતું. તે વખતે જાપાન પણ આજના જાપાનની સરખામણીમાં તો મર્યા સમાન જ હતું. નાનાં નાનાં રાજ્યો પરસ્પર યુદ્ધમાં મચેલાં હતાં. જાપાન તો જાગ્યું ૧૮૬૮માં. એટલે જો પછીનો વિપ્લવ ન જાગ્યો હોત તો આ બે દેશો આજે કદાચ પાશ્ચાત્ય પ્રજાના હાથમાં હોત. આ દેશોને બચાવવાનું શ્રેય વિપ્લવના પ્રવર્તકો અને સંચાલકોને મળવું જોઈએ, કારણ આવે કટોકટીને પ્રસંગે તેમણે અંગ્રેજોની સામ્રાજ્ય-વિસ્તારની મહત્ત્વાકાંક્ષા ઉપર જબરો ઘા કરી તેને રોકી અને બીજાઓને સાવધ કર્યા. અસ્તુ.

આ વિપ્લવ ઉપરથી અંગ્રેજોએ શો ધડો લેવાનો છે તે ઈતિહાસકાર ફૉરેસ્ટે નીચેના શબ્દોમાં દર્શાવ્યું છેઃ

"વિપ્લવ આપણને એ જ વાતની યાદ આપે છે કે આપણું સામ્રાજ્ય એવાં તો પાતળાં પડ ઉપર ઊભેલું છે કે સામાજિક પરિવર્તનો અને ધાર્મિક વિપ્લવોની પ્રચંડ જ્વાળાઓ ગમે ત્યારે તેના ભુક્કા ઉડાવી દેશે."

અને આજે સાચે જ એ સ્થિતિ આવી પહોંચી છે. આજે ભારતમાં જે મહાન વિપ્લવ પ્રગટ્યો છે તેની ઝાળમાં વિદેશી ધૂંસરી લાંબો કાળ ટકે એ બને એવું જ નથી. અને આ વિપ્લવ ભારતના ગૌરવને વિશ્વસમસ્ત સમક્ષ વધુ ઉજ્જવળ અને ચિરસ્થાયી બનાવશે એ વિષે પણ લેશ સંશય નથી.

# સૂચિ

[ પેટા વિષયો પાનાંના ક્રમે આપ્યા છે ]

❧